ૐ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

[ અર્થ-શબ્દાર્થ-વિવેચન તથા ભાવાર્થ સાથે ]

# શ્રી દેવસિ-રાઈ-
# પ્રતિક્રમણ સાર્થ.

તથા

## પંચ પ્રતિક્રમણ—નવસ્મરણ મૂળ

તેમજ

(શ્રી જૈન રાજનગર ધાર્મિક ઇનામી પરીક્ષા તથા -
શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક એજ્યુકેશન બોર્ડની
પરીક્ષાના ચૈત્યવન્દનાદિ વિષયોનો અનુક્રમ અર્થ સહિત)

પ્રકાશક
માસ્તર રતીલાલ બાલચંદ શાહ
ઠે. ડોશીવાડાની પોળ, શ્રીમંધરસ્વામીના દહેરાસર પાસે
અમદાવાદ

વીર સં. ૨૪૬૯ ] આવૃત્તિ ૧લી [ પ્રત ૫૦૦

કિંમત રૂા. ૨-૮-૦

મુ. દેસાઈ મગનભાઈ છોટાભાઈ શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ,
સલાપોસ ક્રોસરોડ, શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ

# વિષયાનુક્રમણિકા

## પુરવણી (કાવ્ય વિભાગ)

### શ્રી જૈન રાજનગર ધાર્મિક ઈનામી પરીક્ષા તથા શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક એજ્યુકેશન બોર્ડની પરિક્ષાના ચૈત્યવંદનાદિ વિષયોનો અનુક્રમ

## શ્રી પંચપ્રતિક્રમણ સૂત્ર મૂળનો ક્રમ

સૂચના—શિક્ષક બંધુઓ તથા વાંચકોને પ્રેસ દોષથી કે દષ્ટિ દોષથી આ પુસ્તકમા કોઈપણ જાતની ભૂલ રહી ગયેલી જણાય તો સુધારી લેશો તેમજ અમને જણાવશો તો હવે પછીથી જ્યારે અમારા તરફથી ફરીથી પ્રકાશન થશે ત્યારે સુધારી લઈશું વધુમા આ પુસ્તકમા શ્રીયુત મુંબજી માસ્તર મંગળદાસ મનસુખભાઈ તરફથી પ્રગટ થયેલ 'શ્રી જૈન કુસુમાવલી'નો કાવ્યના અર્થોમા આધાર લીધેલ હોવાથી અત્રે તેમનો આભાર માની વિરમુ છુ એજ

લી માસ્તર રતીલાલ બાદરચંદ શાહ

---

શ્રી ગંગાબાઈ જૈન કન્યાશાળામા ચાલતો

## જૈન ધાર્મિક અભ્યાસક્રમ

### ગુજરાતી ધોરણ પહેલુ

સૂત્રપાઠ—સામાયિકના સૂત્રો ભાવાર્થ સાથે તથા દેવદર્શન વિધિ ૨૪ ભગવાનાં, અને નવપદજીના નામ તેમજ પ્રભુ દર્શન દુહા ૧૦

## ગુજરાતી ધોરણ બીજું

સૂત્રપાઠ—સામાયિક ચૈત્યવંદન-સૂત્રો ભાવાર્થ સાથે
વિધિ—સામાયિક લેવાની-પારવાની.
ચૈત્યવંદનમા—સકલ કુશળ વલ્લી, પદ્મપ્રભુને વાસુપૂજ્ય
સ્તવન—જગજીવન જગવાલહો
સ્તુતિ—આદિ જિનવર રાયા ગાથા ૧

## ગુજરાતી ધોરણ ત્રીજું

સૂત્રપાઠ—નવકારમંત્રથી વંદિત્તાસૂત્ર ભાવાર્થ સાથે સંપૂર્ણ
વિધિ—ચૈત્યવંદનની
ચૈત્યવંદન—આજ દેવ અરિહંત નમું
સ્તવન—ગિરુઆરે ગુણ તુમતણા
સ્તુતિ—પુંડરિકગિરિ મહીમા
આરતી—જય જય આરતી તેમજ મંગળ દીવો

## ગુજરાતી ધોરણ ચોથું

સૂત્રપાઠ—દેવસિરાઈ પ્રતિક્રમણનાં સૂત્રો ભાવાર્થ સાથે
અર્થ—સામાયિકના સૂત્રો
વિધિ—દેવવંદન તેમજ ગુરુવંદન
ચૈત્યવંદન—શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર તથા શ્રી સીમંધર જગધણી
સ્તવન—માતા મરુદેવીના નંદ અને સુણો ચંદાજી
સ્તુતિ—શ્રીશત્રુંજય તીરથસાર, મહાવિદેહ ક્ષેત્રમાં અને શ્રીસીમંધર જિનવર
આરતી—અપચ્છરા કરતી આરતી
પચ્ચક્ખાણ—નવકારસી, તિવિહાર, ચઉવિહાર

## ગુજરાતી ધોરણ પાંચમું

સૂત્રપાઠ—સકલાર્હત્-સ્નાતસ્યા, ભુવનદેવતા, ક્ષેત્રદેવતા સ્તુતિ તેમજ અજિતશાંતિ ગા. ૨૦ ભાવાર્થ સાથે
અર્થ—સામાયિક ચૈત્યવંદનના સૂત્રો
વિધિ—દેવસી-રાઈ પ્રતિક્રમણની
સ્નાત્ર—પં. શ્રી વીરવિજયજી કૃત

### ગુજરાતી ધોરણ છઠ્ઠુ

સૂત્રપાઠ—પચ પ્રતિક્રમણના સૂત્રો ( મોટા અતિચાર સિવાય )
અર્થ—વંદિત્તસૂત્ર સુધી
વિધિ—પખ્ખી, ચઉમાસી અને સંવત્સરી
શ્રાવક કરણીની સજ્ઝાય
માર્ગાનુસારીના ૩૫ બોલ

### ગુજરાતી ધોરણ આતમુ

સૂત્રપાઠ—સાત સ્મરણ ભાવાર્થ સાથે
અર્થ—દેવસી—રાઇ—પ્રતિક્રમણનાં સૂત્રો
વિધિ—પોસહ
જીવવિચારના છૂટા બોલ

# पांत्रीस (३५) बोलनो थोकडो,

૧ ગતિ ચાર—૧ દેવ ૨ મનુષ્ય ૩ તિર્યંચ ૪ નારકી
૨ જાતિ પાચ—૧ એકેંદ્રિ ૨ બેઇંદ્રિ ૩ તેઇંદ્રિ ૪ ચૌરિંદ્રિ ૫ પચેંદ્રિ
૩ કાય છ ૧ પૃથ્વી ૨ અપ ૩ તેઉ ૪ વાઉ ૫ વનસ્પતિ ૬ ત્રસકાય
૪ ઇંદ્રી પાચ—૧ ફરસ ૨ રસ. ૩ ઘ્રાણ ૪ ચક્ષુ ૫ શ્રોતઇંદ્રી
૫ પર્યાપ્તિ છ—૧ આહાર ૨ શરીર ૩ ઇંદ્રિય ૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ. ૫ ભાષા પર્યાપ્તિ ૬ મન પર્યાપ્તિ
૬ પ્રાણદશ—૧ ફરસઇંદ્રિ ૨ રસઇંદ્રિ ૩ ઘ્રાણઇંદ્રિ ૪ ચક્ષુઇંદ્રિ ૫ શ્રોતઇંદ્રિ ૬ મન ૭ વચન ૮ કાય ૯ શ્વાસોશ્વાસ ૧૦ આયુષ્ય
૭ શરીર પાચ—૧ ઔદારિક ૨ વૈક્રિય ૩ આહારક ૪ તૈજસ ૫ કાર્મણ
૮ જોગ પંદર—
૧ મનના ચાર—૧ સત્ય ૨ અસત્ય ૩ મિશ્ર ૪ વ્યવહાર
૨ વચનના ચાર—૧ સત્ય ભાષા ૨ અસત્ય ભાષા ૩ મિશ્ર ભાષા ૪ વ્યવહાર ભાષા
૩ કાયાના સાત—૧ ઔદારિક ૨ ઔદારિકમિશ્ર ૩ વૈક્રિય ૪ વૈક્રિય મિશ્ર ૫ આહારક ૬ આહારક મિશ્ર ૭ કાર્મણ કાયજોગ
૯ ઉપયોગ બાર—પાચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન અને ચારદર્શન
પાચ જ્ઞાન—૧ મતિ ૨ શ્રુત ૩ અવધિ ૪ મન પર્યવ ૫ કેવલજ્ઞાન

ત્રણ અજ્ઞાન—૧ મતિઅજ્ઞાન ૨ શ્રુતઅજ્ઞાન ૩ વિભંગજ્ઞાન

ચારદર્શન—૧ ચક્ષુ ૨ અચક્ષુ ૩ અવધિ ૪ કેવળદર્શન,

૧૦ કર્મ આઠ-૧ જ્ઞાનાવરણી, ૨ દર્શનાવણી, ૩ વેદની, ૪ મોહની, ૫ આયુ, ૬ નામ, ૭ ગોત્ર, ૮ અંતરાય કર્મ,

૧૧ ગુણઠાણા (ગુણ સ્થાન) ચઉદ-૧ મિથ્યાત્વ. ૨ શાસ્વાદન. ૩ મિશ્ર ૪ અવિરતિ સમ્યક્ દૃષ્ટિ ગુણઠાણું ૫ દેશવિરતિ. ૬ પ્રમત્ત ૭ અપ્રમત્ત ૮ નિવૃત્તિ બાદર અપૂર્વ કરણ ગુણઠાણું. ૯ અનિવૃત્તિ બાદર ગુણઠાણું. ૧૦ સૂક્ષ્મ સંપરાય ૧૧ ઉપશાંત મોહની. ૧૨ ક્ષીણ મોહની ૧૩ સજોગી કેવળી ૧૪ અજોગી કેવળી;

૧૨ પંચેંદ્રિયના ત્રેવિશ વિષય—

૧ ફરસ ઇંદ્રીના આઠ—૧ હળવો ૨ ભારે ૩ ઉનો ૪ ઠંડો, ૫ લુખો. ૬ ચોપડ્યો. ૭ સુંવાલો ૮ ખરબચડો.

૨ રસઇંદ્રીના પાંચ—૧ ખાટો ૨ મીઠો. ૩ તીખો. ૪ કડવો ૫ કષાયલો.

૩ ઘ્રાણઇંદ્રીના બે—૧ સુગંધ ૨ દુર્ગંધ.

૪ ચક્ષુઇંદ્રીના પાંચ—૧ કાળો ૨ પીળો. ૩ લીલો. ૪ ધોળો. ૫ રાતો.

૫ શ્રોતઇંદ્રીના ત્રણ—૧ જીવ. ૨ અજીવ. ૩. મિશ્ર.

## અપચ્છરા કરતી આરતિ

અપચ્છરા કરતી આરતી જીન આગે ॥ હાંરે જિન આગેરે જીન આગે હાંરે એતો અવિચળ સુખડાં માગે ॥ હાંરે નાભિનંદન પાસ અ૦ ॥ ૧ ॥ .તા થેઇ નાટક નાચતી પાય ઠમકે ॥ હાંરે દોય ચરણમાં ઝાંઝર ઝમકે, હારે સોવન ઘુઘરી ઘમકે ॥ હાંરે લેતી ફુદડી બાલ ॥ અપ૦ ॥ ૨ ॥ તાલ મૃદંગને વાંસળી, ડફ વીણા ॥ હારે રૂડા ગાવંતી સ્વર ઝીણા, હાંરે મધુર સુરાસુર નયણાં ॥ હાંરે જોતી મુખડું નિહાળ ॥ અપ૦ ॥ ૩ ॥ ધન્ય મરૂ દેવા માતને પુત્ર જાયા ॥ હાંરે તોરી કંચન વરણી કાયા ॥ હારે મેં પૂરવ પુણ્યે પાયા ॥ હાંરે દેખ્યો તેરો દેદાર ॥ અપ૦ ॥ પ્રાણજીવન પરમેશ્વર પ્રભુ પ્યારે૦ હારે પ્રભુ સેવક હું છું તારો ॥ હારે ભવોભવનાં દુખડાં વારો ॥ હાંરે તુમે દીનદયાળ૦ અપ૦ ॥ ૫ ॥ સેવક જાણી આપનો ચિત્ત ધરજો, ॥ હારે મારી આપદા સઘળી હરજો. હારે મુની માણેક સુખીઓ કરજો ॥ હારે જાણી પોતાનો બાળ અ૦ ॥૬॥

॥ ઇતિ ॥

॥ ॐ श्री शंखेश्वर पार्श्वनाथाय नमः ॥

# શ્રીપંચ-પ્રતિક્રમણાદિસૂત્રાર્થ

## નવકાર અને પંચિંદિય કહેવાનું કારણ

શ્રાવકે પાપ આલોવવાને માટે સર્વ ક્રિયા ગુરુની સાક્ષીએ કરવી જોઈએ પરંતુ ગુરુના અભાવે સ્થાપનાચાર્ય, પુસ્તક વિગેરેની સ્થાપના કરી, તેમની સમક્ષ બધી ક્રિયા કરવી જોઈએ, તેથી નવકાર મંત્રથી મંગલાચરણ કરી આચાર્યના છત્રીસ ગુણોનું આરોપણ કરવા માટે હાથ સ્થાપનાજી સન્મુખ (સામે) રાખી પંચિંદિય કહેવામાં આવે છે

## १. श्री नवकार मंत्र (पंचमंगल सूत्र)

નમો–નમસ્કાર થાઓ
અરિહંતાણં–અરિહંતોને
સિદ્ધાણં–સિદ્ધોને
આયરિયાણં–આચાર્યોને
ઉવજ્ઝાયાણં–ઉપાધ્યાયોને
લોએ–લોક (અઢીદ્વીપ) ને વિષે
સવ્વ–સર્વ
સાહૂણં–સાધુઓને
એસો–એ, આ
પંચ નમુક્કારો–પંચ પરમેષ્ઠીને કરેલો નમસ્કાર
સવ્વપાવ–સર્વ પાપનો
પ્પણાસણો–નાશ કરનારો
મંગલાણં ચ–મંગલિકોમાં
સવ્વેસિં–સર્વ
પઢમં–પહેલું
હવઇ–છે
મંગલં–મંગળ

નમો અરિહંતાણં—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.
નમો સિદ્ધાણં—સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ.
નમો આયરિયાણં—આચાર્યજીને નમસ્કાર થાઓ.
નમો ઉવજ્ઝાયાણં—ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.
નમો લોએસવ્વસાહૂણં—અઢીદ્વિપ રૂપ લોકને વિષે રહેલા સર્વ સાધુઓને મારો નમસ્કાર થાઓ.
એસો પંચનમુક્કારો—એ ઉપર કહેલા પાંચ પરમેષ્ટિને કરેલો નમસ્કાર તે.
સવ્વપાવપ્પણાસણો—સર્વ પાપનો નાશ કરનાર છે.
મંગલાણંચ સવ્વેસિં—સર્વ લૌકિક તથા લોકોત્તર માંગલિકોને વિષે.
પઢમં હવઇ મંગલં—પહેલું મંગળ છે.

પદ ૯, સંપદા ૮, ગુરૂ ૭, લઘુ ૬૧, સર્વવર્ણ ૬૮.

ભાવાર્થ—આ મહામંત્ર છે, તેમાં પ્રથમ પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં આવ્યો છે, તેથી તેનું બીજું નામ "પંચમંગલ" સૂત્ર છે તેમજ નવપદ હોવાથી નવકાર પણ કહેવાય છે.

## પંચ પરમેષ્ટીના અર્થ તથા ૧૦૮ ગુણોનું વિવરણ.

૧. પરમ ઉચ્ચ સ્થાને રહે તે પરમેષ્ટી. તેમાં અરિહંત અને સિદ્ધ એ બે દેવ અને આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણ ગુરૂ છે. પંચ પરમેષ્ટીમાં ૧ અરિહંતના-૧૨, ૨ સિદ્ધના-૮, ૩ આચાર્યના-૩૬, ૪ ઉપાધ્યાયના-૨૫ તેમજ ૫ સાધુના-૨૭ ગુણો છે. કુલ્લે એકસો આઠ (૧૦૮) ગુણ છે. તેની આરાધના માટે નવકારવાળીના ૧૦૮ મણકા છે.

૨. અરિહંત ભગવાને ચાર કર્મ ક્ષય કરેલ છે, છતાં નિકટ ઉપકારી હોવાથી, આઠે કર્મના ક્ષય કરનાર સિદ્ધ પરમાત્મા કરતાં પ્રથમ નમસ્કાર અરિહંત ભગવાનને કરાય છે.

અરિહંત—રાગદ્વેષરૂપી શત્રુને જીતી, ચાર ઘાતીકર્મ ક્ષય કરી કેવળજ્ઞાન પામી ભવ્ય જીવોને ઉપદેશ દેવાને વિચારતા તીર્થંકર તેમને આઠ પ્રાતિહાર્ય અને ચાર મૂળ અતિશય મળીને કુલ બાર ગુણ હોય છે તે નીચે પ્રમાણે—

૧ અશોકવૃક્ષ—જ્યાં ભગવાનનું સમવસરણ રચવામાં આવે છે, ત્યાં તેમના દેહથી ૧૨ ગુણો અશોકવૃક્ષ (આસોપાલવ) દેવતા રચે, તેની નીચે બેસી પ્રભુ દેશના આપે

૨ સુરપુષ્પ વૃષ્ટિ—એક યોજન પ્રમાણ સમવસરણની ભૂમિમાં જળમાં તથા ભૂમિમાં ઉત્પન્ન થયેલાં સુગંધી પાંચ વર્ણોવાળાં વિવિધ પુષ્પોની ઢીંચણ પ્રમાણ દેવતા વૃષ્ટિ કરે, ભગવાનના અતિશયને લીધે કુલના જીવોને કિલામના થતી નથી

૩ દિવ્ય ધ્વનિ—ભગવાનની વાણીને માલકોષ વીણા, વાંસળી વિગેરે વાજીંત્રોથી દેવતાઓ સ્વર પૂરે છે

૪ ચામર—રત્નજડીત સુવર્ણના દાંડીવાળા ચાર જોડી શ્વેત ચામરો સમવસરણમાં દેવતાઓ ભગવાનને વીંઝે

૫ આસન—ભગવાનને બેસવા માટે રત્નજડિત સુવર્ણનું સિંહાસન દેવતાઓ રચે છે

૬ ભામંડલ—ભગવાનના મસ્તકની પાછળ શરદઋતુના સૂર્યના કિરણ જેવું ઉગ્ર તેજસ્વી ભામંડળ દેવતાઓ રચે છે, તેમાં ભગવાનનું તેજ સંક્રમાય છે તેમ ન કરે તો ભગવાનના મુખ સામે જોઈ શકાય નહિ

૭ દુંદુભી—ભગવાનના સમવસરણ વખતે દેવતાઓ દેવદુંદુભી વિગેરે વાજીંત્રો વગાડે છે તે એમ સૂચવે છે કે—હે ભવ્ય પ્રાણીઓ! તમે શિવપુરના સાર્થવાહ તુલ્ય આ ભગવાનની સેવા કરો તેમનું શરણ લ્યો

૮ છત્ર—સમવસરણમાં ભગવાન પૂર્વાભિમુખે બેસે છે અને

બીજી ત્રણ દિશામાં દેવતાઓ ભગવંતનાજ પ્રભાવથી પ્રતિબિંબો રચીને સ્થાપે છે. તેમના મસ્તક ઉપર સફેદ મોતીના હારોથી સુશોભિત ઉપરા ઉપરી ત્રણ ત્રણ છત્રો દેવતાઓ રચે છે. તેથી કુલ બાર છત્ર હોય છે, અન્ય વખતે ત્રણ જ છત્ર હોય છે. સમવસરણ ન હોય ત્યારે પણ આ આઠ પ્રતિહાર્યો તો હોય જ છે.

૯. **અપાયાપગમાતિશય**—ઉપદ્રવનો નાશ. તે **સ્વાશ્રયી** અને **પરાશ્રયી** એમ બે પ્રકારે છે. તેમાં **સ્વાશ્રયી અપાયાપગમાતિશય**-દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે છે. તેમાં દ્રવ્યથી અપાય એટલે સર્વ પ્રકારના રોગો, તેમના સર્વથા ક્ષય થયા હોય છે, તથા ભાવથી અપાય એટલે અઢાર પ્રકારના અભ્યંતર દોષો તેમને હોતા નથી. **પરાશ્રયી અપાયાપગમાતિશય**-જેનાથી અન્યના ઉપદ્રવો નાશ પામે, એટલે કે જ્યાં ભગવાન્ વિચરતા હોય ત્યાં દરેક દિશામાં મળી સવાસો યોજન સુધી પ્રાયે રોગ, મરકી, વૈર, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે થાય નહિ.

૧૦ **જ્ઞાનાતિશય**—ભગવાન કેવળજ્ઞાન વડે સર્વ લોકાલોકનું સંપૂર્ણ સ્વરૂપ જાણે છે.

૧૧. **પૂજાતિશય**—શ્રી તીર્થંકર સર્વને પૂજ્ય છે, એટલે કે રાજા, વાસુદેવ, બળદેવ, ચક્રવર્તી, દેવતાઓ અને ઈંદ્રો વિગેરે સર્વ તેમને પૂજે છે અથવા તેમને પૂજવાની અભિલાષા કરે છે.

૧૨. **વચનાતિશય**—શ્રી તીર્થંકરની વાણી દેવ, મનુષ્ય અને તિર્યંચ સર્વ પોત પોતાની ભાષામાં સમજે છે, કેમકે તેમની વાણી સર્વ ભાષામાં સમજાય તેવી હોય છે.

**સિદ્ધ**—આઠ કર્મોનો સર્વથા ક્ષય કરી સાધ્યું છે મોક્ષપદ જેણે તે.

**સિદ્ધ ભગવાનના** આઠ ગુણ તે નીચે પ્રમાણે—

૧ **અનંત જ્ઞાન**—જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થવાથી કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે, તેનાથી સર્વ લોકાલોકનું સ્વરૂપ સમસ્ત પ્રકારે જાણે છે.

૨ અનંત દર્શન—દર્શનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થવાથી કેવળદર્શન પ્રાપ્ત થાય છે, તેનાથી લોકાલોકનું સ્વરૂપ દેખે છે

૩ અવ્યાબાધ સુખ—વેદનીય કર્મનો સર્વથા ક્ષય થવાથી સર્વ પ્રકારની પીડા રહિત નિરૂપાધીપણુ પ્રાપ્ત થાય છે

૪ અનંત ચારિત્ર—મોહનીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે તેમાં ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ચારિત્રનો સમાવેશ થાય છે તેથી સિદ્ધ ભગવાન્ આત્મસ્વભાવમાં સદા અવસ્થિત રહે છે, તેજ ત્યાં ચારિત્ર છે

૫ અક્ષય સ્થિતિ—આયુષ્ય કર્મનો ક્ષય થવાથી નાશ ન થાય એવી અનંત સ્થિતિ પ્રાપ્ત થાય છે, સિદ્ધની સ્થિતિની આદિ છે પણ અંત નથી તેથી સાદિઅનંત સ્થિતિ કહેવાય છે

૬ અરૂપીપણુ—નામકર્મનો ક્ષય થવાથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત થાય છે કેમકે શરીર હોય તોજ વર્ણાદિક હોય છે, પણ સિદ્ધને શરીર નથી, તેથી તેને અરૂપીપણુ પ્રાપ્ત થાય છે

૭ અગુરુલઘુ—ગોત્રકર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે, તેથી ભારે હળવો કે ઊંચ-નીચપણાનો વ્યવહાર રહેતો નથી

૮ અનંતવીર્ય—અંતરાય કર્મનો ક્ષય થવાથી અનંત દાન, અનંત લાભ, અનંત ભોગ, અનંત ઉપભોગ અને અનંત વીર્ય એ ગુણો પ્રાપ્ત થાય છે, એટલે કે સમગ્ર લોકને અલોકમાં સ્થાપી શકે તેટલી સિદ્ધમાં શક્તિ હોય છે, છતાં તે કોઈ પણ વખત પોતાનું વીર્ય ફોરવતા નથી કેમકે તેમને પુદ્ગલની સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી આ અનંતવીર્યના ગુણથી પોતાના આત્મિક ગુણોને જે રૂપે છે તે રૂપેજ ધારી રાખે છે ફેરફાર થવા દેતા નથી

પાંચ આચારને પાળે ને બીજાને પાળવાનો ઉપદેશ આપે તથા ગચ્છના નાયક તે આચાર્ય મહારાજ તેઓના છત્રીસ ગુણો છે તે 'પંચિંદિય' સૂત્રમાં આપેલા છે

ધર્મ શાસ્ત્રો પોતે ભણે ને બીજાને ભણાવે તેને ઉપાધ્યાય કહેવામાં આવે છે. તેમના ગુણ ૨૫ તે નીચે પ્રમાણે—

આચારાંગ ૧, સૂયડાંગ ૨, ઠાણાંગ ૩, સમવાયાંગ ૪, ભગવતી ૫, જ્ઞાતાધર્મકથા ૬, ઉપાસકદશાંગ ૭, અંતગડ ૮, અનુત્તરોવવાઈ ૯, પ્રશ્નવ્યાકરણ ૧૦, અને વિપાક ૧૧, એ **અગ્યાર અંગ.** ઉવવાઈઅ ૧, રાયપસેણી ૨, જીવાભિગમ ૩, પન્નવણા ૪, જંબુદ્વીપપન્નતિ ૫, ચંદપન્નતિ ૬, સૂરપન્નતિ ૭, કપ્પિયા ૮, કપ્પવડિંસિઆ ૯, પુપ્ફચૂલિયા ૧૦, અને વહ્નિદશાંગ ૧૨, એ **બાર ઉપાંગને** ભણે તથા ભણાવે–આ ત્રેવીશ ગુણ અને ચરણસિત્તરી અને કરણસિત્તરિને પાળે એ બે ગુણ મેળવતાં કુલ ૨૫ ગુણ ઉપાધ્યાયના છે.

સર્વવિરતિ રૂપ ચારિત્ર લઈ મોક્ષમાર્ગને સાધવાનો યત્ન કરે તે **સાધુ મુનિરાજ** તેમના ગુણ ૨૭ આ પ્રમાણે—

પ્રાણાતિપાત વિરમણ ૧, મૃષાવાદ વિરમણ ૨, અદત્તાદાન વિરમણ ૩, મૈથુન વિરમણ ૪, અને પરિગ્રહ વિરમણ ૫, એ પાંચ મહાવ્રત, તથા રાત્રિભોજન વિરમણ ૬, એ છ વ્રતરૂપ છ ગુણ-પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છ કાયાની રક્ષા કરે, તે છ ગુણ હોવાથી કુલ ૧૨ ગુણ થયા. પાંચ ઈંદ્રિયોનો નિગ્રહ કરે, તે પાંચ ગુણો મેળવવાથી ૧૭ ગુણ થયા, તથા લોભનિગ્રહ ૧૮, ક્ષમા ૧૯, ચિત્તની નિર્મળતા ૨૦ શુદ્ધ રીતે વસ્ત્રાદિકનું પડિલેહણ ૨૧, સંયમભોગમા પ્રવૃત્તિ એટલે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ આદરવી તથા નિદ્રા, વિકથા તથા અવિવેકનો ત્યાગ ૨૨, અકુશળ મનનો નિરોધ ૨૩, અકુશળ વચનનો નિરોધ ૨૪, અકુશળ કાયાનો નિરોધ (એટલે તેમને કુમાર્ગે જતા અટકાવવા) ૨૫, શીતાદિક પરિષહો સહેવા ૨૬ અને મરણાદિ ઉપસર્ગો સહેવા ૨૭.

## ૨ શ્રી પચિંદિય સૂત્ર.

| | |
|---|---|
| પચિંદિય-પાંચઇંદ્રિયોનો | કસાય-કષાયથી |
| સંવરણો-રોકનાર તહ-તથા | મુક્કો-મૂકાયેલા |
| નવવિહ-નવ પ્રકારની | ઇય-એ પ્રમાણે |
| બંભચેર-શિયળવ્રતની | અઠ્ઠારસ-અઢાર |
| ગુત્તિધરો-ગુપ્તિને ધારણ કરનાર | ગુણેહિં-ગુણો વડે |
| ચઉવિહ-ચાર પ્રકારના | જુત્તો-સહિત |

પચિંદિય સંવરણો—પાંચ ઇંદ્રિયોના વિકારને રોકનાર

તહ નવ વિહ બંભચેર ગુત્તિધરો—તથા નવ પ્રકારની શિયળવ્રતની વાડને ધારણ કરનાર

ચઉવિહ કસાય મુક્કો—ચાર પ્રકારના કષાયથી મુકાયેલા

ઇય અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો ॥૧॥—એ અઢાર ગુણો વડે સહિત

| | |
|---|---|
| પંચ મહવ્વય-પાંચ મહાવ્રતે | પંચ સમિઓ-પાંચ સમિતિ વાળા |
| જુત્તો-સહિત | તિ ગુત્તો-ત્રણ ગુપ્તિવાળા |
| પંચ વિહાયાર-પાંચ પ્રકારના આચારને | છત્તીસ-છત્રીસ |
| પાલણ-પાળવાને | ગુણો-ગુણવાળા ગુરૂ-ગુરૂ |
| સમત્થો-સમર્થ | મજ્ઝ-મારા |

પંચમહવ્વય જુત્તો—પાંચ મહાવ્રતે સહિત

પંચ વિહાયાર પાલણ સમત્થો—પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ

પંચ સમિઓ તિ ગુત્તો—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિવાળા

છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ ॥૨॥—એ છત્રીસ ગુણવાળા મારા ગુરૂ છે

પદ ૮, ગાથા ૨, ગુરૂ ૧૦, લઘુ ૭૦, સર્વ વર્ણ ૮૦

ભાવાર્થ—આચાર્યના છત્રીસ ગુણોનું વર્ણન કર્યું છે તેથી ગુરુની સ્થાપના કરતાં બોલાય છે. સ્થાપના સ્થાપતાં હાથ ઉંધો રાખવાનું કારણ કોઈ વસ્તુ મુકતાં તેવો હાથ રખાય છે. અહિં સ્થાપના સ્થાપતાં આચાર્યના છત્રીસ ગુણ મૂકવાના છે.

| આચાર્યના છત્રીસ ગુણનાં નામ | સંખ્યા |
|---|---|
| ૧—પાંચ ઈંદ્રિયના વિકારને રોકે તે ... ... | ૫ |
| ૨—નવ પ્રકારની શીયળવ્રતનીવાડને ધારણ કરે તે ... | ૯ |
| ૩—ચાર પ્રકારના કષાયથી મુક્ત તે ... ... | ૪ |
| ૪—પાંચ મહાવ્રતને પાળે તે ... ... ... | ૫ |
| ૫—પાંચ આચારને પાળે તે ... ... ... | ૫ |
| ૬—પાંચ સમિતિને પાળે તે ... ... ... | ૫ |
| ૭—ત્રણ ગુપ્તિને પાળે તે... ... ... ... | ૩ |
| આચાર્યના કુલ ગુણો .... | ૩૬ |

**પાંચ ઇંદ્રિય**—સ્પર્શ-ચામડી ૧, રસના-જીભ ૨, ઘ્રાણ-નાસિકા ૩, ચક્ષુ-આંખ ૪ અને શ્રોત્ર-કાન ૫, એ પાંચ ઇંદ્રિયોને સંવર કરનાર એટલે પોતપોતાના શુભાશુભ વિષયોમાં રાગદ્વેષથી પ્રવર્તતી ઇંદ્રિયોને રોકનાર.

## શિયળવ્રત (બ્રહ્મચર્ય) ની નવ વાડનાં નામો:—

૧. સ્ત્રી, પશુ અને નપુંશક રહિત સ્થાનમાં રહેવું.

૨. સ્ત્રીની સાથે રાગથી એકાંતમાં વાતચીત કરવી નહિ.

૩. જે આસન પર સ્ત્રી બેઠી હોય તે સ્થાને પુરુષ બે ઘડી સુધી અને પુરુષ બેઠો હોય તે આસને સ્ત્રી ત્રણ પહોર સુધી બેસે નહિ.

૪ સ્ત્રીનાં અંગોપાંગ જોવાં કે ચિતરવાં નહિ

૫ સ્ત્રી-પુરુષ સુતાં હોય તથા કામક્રીડા કરતા હોય, ત્યા ભીંત પ્રમુખના અંતરે રહેવું નહિ

૬ પૂર્વે કરેલી કામભોગની ક્રિડાનું સ્મરણ કરવું નહિ

૭ સ્નિગ્ધ-રસકસવાળો આહાર લેવો નહિ

૮ ક્ષુધા શાન્ત થાય તેથી વધારે આહાર લેવો નહિ

૯ શરીરની શોભા (શૃંગારાદિથી) કરવી નહિ

જેનાથી સંસાર વધે તે કષાય ચાર છે ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા અને ૪ લોભ

મહાવ્રત (મોટા વ્રત) પાંચ છે—૧ પ્રાણાતિપાત વિરમણ (જીવહિંસા ન કરવી), ૨ મૃષાવાદ વિરમણ (જુઠું ન બોલવું), ૩ અદત્તાદાન વિરમણ (ચોરી ન કરવી), ૪ મૈથુન વિરમણ (શિયળ પાળવું), ૫ પરિગ્રહ વિરમણ (પરિગ્રહ ન રાખવો)

આચાર—આચરણ તે પાંચ છે ૧ જ્ઞાનાચાર, ૨ દર્શનાચાર, ૩ ચારિત્રાચાર, ૪ તપાચાર અને ૫ વીર્યાચાર

સમિતિ—સમ્યક્ પ્રકારે વર્તવું તે, પાંચ છે, ૧ ઇર્યાસમિતિ-રસ્તામાં જોઈને ચાલવું ૨ ભાષાસમિતિ સાવધ વચન ન બોલવું ૩ એષણા સમિતિ-દોષ રહિત આહાર પાણી લેવાં ૪ આદાનભંડમત્ત નિક્ખેવણા સમિતિ-વસ્ત્ર પાત્રાદિક જયણા પૂર્વક લેવાં મૂકવાં. ૫ પારિષ્ઠાપનિકા સમિતિ-મળ મૂત્ર પ્રમુખ યતના પૂર્વક શુદ્ધ ભૂમિને વિષે પરઠવવું

ગુપ્તિ—ગોપવવું તે, ત્રણ છે ૧ મનગુપ્તિ-આર્તરૌદ્ર ધ્યાનથી મનને ગોપવવું-અટકાવવું તે ૨ વચન ગુપ્તિ-સાવદ્ય વચન ન બોલવું ૩ કાયગુપ્તિ-યતના પૂર્વક જગ્યાને પુંજી પ્રમાર્જી ઊઠવું બેસવું વિગેરે

પ્રથમની ગાથાથી હેયદ્વારા અગાર અને બીજી ગાથાથી ઉપાદેય દ્વારા અઢાર એમ કુલ છત્રીસ ગુણો બનાવ્યા છે

## ૩ શ્રી ખમાસમણ (પંચાંગ-પ્રણિપાત) સૂત્ર

ઇચ્છામિ-હું ઇચ્છું છું.
ખમાસમણો-હે ક્ષમાશ્રમણ તપસ્વી !
વંદિઉં-વાંદવાને
જાવણિજ્જાએ-શક્તિ સહિત
નિસીહિઆએ-પાપવ્યાપારોનો ત્યાગ કરીને
મત્થએણ-મસ્તક વડે
વંદામિ-વાંદું છું.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં—હે ક્ષમાશ્રમણ તપસ્વી ! હું વાંદવાને ઇચ્છું છું.
જાવણિજ્જાએ નિસીહિઆએ—શક્તિ સહિત, પાપવ્યાપારોનો ત્યાગ કરીને
મત્થએણ વંદામિ ॥૧॥—મસ્તક વડે વાંદું છું.
ગુરૂ-૩ લઘુ-૨૫ સર્વ વર્ણ-૨૮.

## ૪ શ્રી ઇચ્છકાર (સુગુરુ સુખશાતા પૃચ્છા) સૂત્ર

ઇચ્છકાર-હું ઇચ્છું છું.
સુહરાઇ-સુખે રાત્રીએ
સુહ દેવસિ-સુખે દિવસે
સુખતપ-સુખે તપમાં
નિરાબાધ-પીડારહિતપણામાં
સંજમ જાત્રા-ચારિત્ર રૂપ યાત્રામાં
નિર્વહોછોજી-પ્રવર્તોછોજી
શાતા-શાતા (સુખ)
ભાતપાણી--આહાર પાણી

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ--હે ગુરૂ ! હું ઇચ્છું છું કે તમે સુખે રાત્રિએ, સુખે દિવસે,
સુખ તપ શરીર નિરાબાધ--સુખે તપમાં શરીરે પીડા રહિત-પણામાં.

સુખ, સંજમ જાત્રા નિર્વહો છોજી—સુખપૂર્વક ચારિત્રરૂપ યાત્રામાં પ્રવર્તો છોજી ?

સ્વામી શાતા છે જી—હે સ્વામી ! આપને સુખ શાતા છે ?

ભાતપાણીનો લાભ દેજોજી ॥ ૧ ॥ આહારપાણી વહોરવા પધારશોજી

## ૫ શ્રી ઇરિયાવહિય સૂત્ર

| | |
|---|---|
| ઇચ્છાકારેણ-ઇચ્છાએ કરી | પડિક્કમામિ-હું પાછો વળું છું |
| સંદિસહ-આજ્ઞા આપો | ઇચ્છં-આજ્ઞા પ્રમાણ છે |
| ભગવન-હે પૂજ્ય ! | ઇચ્છામિ-હું ઇચ્છું છું |
| ઇરિયાવહિય-માર્ગમાં ચાલતાં લાગેલા પાપને | પડિક્કમિઉં-પડિક્કમવાને |

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્—હે પૂજ્ય ! ઇચ્છાએ કરીને આજ્ઞા આપો કે જેથી હું

ઇરિયાવહિયં પડિક્કમામિ—માર્ગમાં ચાલતાં પાપ લાગ્યું હોય તેનાથી હું પાછો વળું છું

(અહિં ગુરુ કહે-પડિક્કમેહ-તું પાપથી પાછો હઠ)

ઇચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં ॥ ૧ ॥—(શિષ્ય કહે) પ્રમાણ પડિક્કમવાને હું ઇચ્છું છું

| | |
|---|---|
| ઇરિયાવહિયાએ-માર્ગમાં ચાલતાં | ઓસા-ઝાકળ ઉત્તિંગ-કીડીના |
| વિરાહણાએ-વિરાધનાથી | પણગ-સેવાળ દગ-માટી પાણી |
| ગમણાગમણે-જતા આવતા | મટ્ટી-માટી |
| પાણક્કમણે-પ્રાણી ચાંપતાં | મક્કડા સંતાણા-કરોળિયાના જાળા |
| બીયક્કમણે-બીજ ચાંપતાં | |
| હરિયક્કમણે-લીલી વનસ્પતિ ચાંપતાં | સંકમણે-ચાંપતાં-દબાવતા |

ઈરિયાવહિયાએ, વિરાહણાએ, ॥ ૨ ॥–માર્ગમાં જતાં આવતાં જે કાંઈ વિરાધના થઈ હોય,

ગમણાગમણે ॥ ૩ ॥ જતાં આવતાં.

પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે—પ્રાણી (ત્રસજીવ) ચાંપતાં, બીજ ચાંપતાં, લીલી વનસ્પતિ ચાંપતાં.

ઓસા ઉત્તિંગ—ઝાકળ અને કીડિયારું,

પણગ દગ—પાંચ વર્ણની સેવાળ અને કાચું પાણી.

મટ્ટી મક્કડા સંતાણા સંકમણે ॥ ૪ ॥ માટી તથા કરોળિયાની જાળ કચરતાં–દબાવતાં અને ચાંપતાં

જે મે–જે કોઈ મેં. જીવા–જીવો
વિરાહિયા–વિરાધ્યા હોય
એગિંદિયા–એક ઈંદ્રિયવાળા
બેઈંદિયા–બે ઈંદ્રિયવાળા
તેઇંદિયા–ત્રણ ઈંદ્રિયવાળા
ચઉરિંદિયા–ચાર ઈંદ્રિયવાળા
પંચિંદિયા–પાંચ ઈંદ્રિયવાળા

જે મે જીવા વિરાહિયા ॥ ૫ ॥ જે કોઈ જીવો મેં વિરાધ્યા હોય.

એગિંદિયા—એક ઈંદ્રિયવાળા—સ્પર્શેન્દ્રિયવાળા. પૃથ્વી, પાણી, અગ્નિ વાયરો, અને વનસ્પતિ વિગેરે.

બે ઈંદિયા—બે ઈંદ્રિયવાળા–સ્પર્શન અને રસનેન્દ્રિયવાળા— તે શંખ–કોડા–જળો–પોરા–અળસિયા વિગેરે.

તે ઈંદિયા—ત્રણ ઇંદ્રિયવાળા સ્પર્શન–રસન ઘ્રાણેંદ્રિયવાળા– તે માંકડ–કીડી–મંકોડા–વિગેરે.

ચઉરિંદિયા—ચાર ઈન્દ્રિયવાળા–સ્પર્શન–રસન–ઘ્રાણ અને ચક્ષુ– ઈંદ્રિયવાળા–વિંછી–ભ્રમરા–કુદા–ડાંસ–મચ્છર વિગેરે.

પંચિંદિયા ॥ ૬ ॥—પાંચઈંદ્રિયવાળા–સ્પર્શન–રસન ઘ્રાણ–ચક્ષુ અને શ્રોત્રેન્દ્રિયવાળા–તે મનુષ્ય–તિર્યંચ–દેવ–નારકી વિગેરે.

| | |
|---|---|
| અભિહયા-લાતે મારી હોય | ઠાણાઓઠાણં-એક ઠેકાણેથી બીજે ઠેકાણે |
| વત્તિયા-ધૂળ વડે ઢાંક્યા હોય | સંકામિયા-મૂક્યા હોય |
| લેસિયા-ભૂમિ સાથે ઘસ્યા હોય | જીવિયાઓ-જીવિતથી |
| સંઘાઇઆ-ભેગા કર્યા હોય | વવરોવિયા-ચૂકાવ્યા હોય |
| સંઘટ્ટિયા-સ્પર્શ કર્યો હોય | તસ્સ તે |
| પરિયાવિયા-કષ્ટ ઉપજાવ્યું હોય | મિચ્છા-મિથ્યા થાઓ |
| કિલામિયા-ખેદ પમાડ્યો હોય | દુક્કડં-પાપ |
| ઉદ્દવિયા-ત્રાસ પમાડ્યો હોય | |

અભિહયા વત્તિયા—લાતે મારી હોય, ધુળ વડે ઢાંક્યા હોય
લેસિયા સંઘાઇઆ—ભૂમિ સાથે ઘસ્યા હોય, એક બીજાને ભેગા કર્યા હોય
સંઘટ્ટિયા. પરિયાવિયા—સ્પર્શ કર્યો હોય, કષ્ટ ઉપજાવ્યું હોય,
કિલામિયા ઉદ્દવિયા—ખેદ પમાડ્યો હોય, ત્રાસ પમાડ્યો હોય
ઠાણાઓ ઠાણં સંકામિયા—એક ઠેકાણેથી બીજે ઠેકાણે મુક્યા હોય
જીવિયાઓ વવરોવિયા—જીવિતથી ચૂકાવ્યા હોય
તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૭ ॥—તે મારાં પાપ મિથ્યા થાઓ

પદ ૨૬ સંપદા ૭ ગુરુ ૧૪ લઘુ ૧૩૬ સર્વ વર્ણ ૧૫૦

ભાવાર્થ—જીવન શુદ્ધિ કરનારને પ્રથમ પાપ દૂર કરવું આવશ્યક હોઈ રસ્તે ચાલતાં લાગેલા પાપની આમાં માફી માગવામાં આવી છે તેમજ કયા કયા જીવોની વિરાધના થઈ છે તેનું વર્ણન છે

## ૬ શ્રી તસ્સ ઉત્તરી સૂત્ર

| | |
|---|---|
| તસ્સ-તેની | નિસલ્લી-શલ્ય રહિત |
| ઉત્તરી-ફરીથી શુદ્ધિ | પાવાણં-પાપ કમ્માણં-કર્મોનો |
| કરણેણં-કરવા માટે | નિગ્ઘાયણટ્ઠાએ નાશ કરવા માટે |
| પાયચ્છિત્ત-પ્રાયશ્ચિત | ઠામિ-રહું છું |
| વિસોહી-વધારે શુદ્ધ | કાઉસ્સગ્ગં-કાઉસ્સગ્ગમાં |

તસ્સ ઉત્તરી કરણેણં—તેની ફરીથી શુદ્ધિ કરવા માટે [ઇરિયાવહી કર્યા છતાં કોઈ અશુદ્ધ રહેલ આત્માની શુદ્ધિ માટે]

પાયચ્છિત્ત કરણેણં—પ્રાયશ્ચિત કરવા માટે

વિસોહી કરણેણં—આત્માને વધારે શુદ્ધ કરવા માટે

વિસલ્લી કરણેણં—ત્રણ શલ્યથી રહિત થવા માટે.
(માયા-કપટ, નિયાણશલ્ય-કરેલ ક્રિયાના ફળની ઇચ્છા, મિથ્યાત્વશલ્ય-કુદેવ-કુગુરૂ કુધર્મમાં શ્રદ્ધા)

પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ—પાપ કર્મોનો નાશ કરવા માટે

ઠામિ કાઉસ્સગ્ગં ॥ ૧ ॥—હું કાઉસ્સગમાં રહું છું.

પદ ૩, સંપદા ૧, ગુરૂ ૧૦, લઘુ ૩૯, સર્વવર્ણ ૪૯.

ભાવાર્થ—ઇરિયાવહિયા કર્યા છતાં, જે પાપ બાકી રહ્યું હોય તેની શુદ્ધિ માટે તેમજ ત્રણ શલ્યની શુદ્ધિ માટે આ સૂત્ર બોલાય છે.

## ૭ શ્રી અન્નત્થ ઊસસિએણં સૂત્ર.

અન્નત્થ-આ સિવાય બીજે ઠેકાણે
ઊસસીએણં-ઉંચો શ્વાસ લેવાથી
નીસસિએણં-નીચો શ્વાસ મૂકવાથી
ખાસિએણં-ઉધરસ આવવાથી
છીએણં-છીંક આવવાથી
જંભાઇએણં-બગાસું આવવાથી
ઉડ્ડુએણં-ઓડકાર આવવાથી
વાયનિસગ્ગેણં-વા છૂટ થવાથી
ભમલીએ-ચકરી આવવાથી
પિત્તમુચ્છાએ-પિત્ત વડે મૂર્ચ્છા આવવાથી

---

અન્નત્થ—આ સિવાય બીજે ઠેકાણે (નીચે દર્શાવેલ આગારો-છૂટો સિવાય બીજી કોઈ પણ પ્રવૃત્તિથી કાઉસ્સગનો ભંગ થાય.)

ઊસસીએણં—૧ ઉંચો શ્વાસ લેવાથી,

નીસસિએણં—૨ નીચો શ્વાસ મૂકવાથી,

ખાસિએણં છીએણં—૩ ઉધરસ આવવાથી, ૪ છીંક આવવાથી
જંભાઇએણં ઉડ્ડુએણં,—૫ બગાસું આવવાથી, ૬ ઓડકાર આવવાથી.

વાયનિસગ્ગેણં—૭ વા છૂટ થવાથી

ભમલીએ પિત્તમુચ્છાએ ॥ ૧ ॥—૮ ચકરી આવવાથી, ૯ પિત્તવડે મૂર્છા આવવાથી-ઉલટી આવવાથી.

| | |
|---|---|
| સુહુમેહિં-સૂક્ષ્મ રીતે | એવમાઇએહિં-એ વિગેરે |
| અંગસંચાલેહિં-શરીર હાલવાથી | આગારેહિં-આગારો વડે |
| | અભગ્ગો-અખંડિત |
| ખેલસંચાલેહિં-થુંક, યા કફ ગળવાથી | અવિરાહિઓ-વિરાધના રહિત |
| | હુજ્જ-હોજો મે-મારો |
| દિટ્ઠિસંચાલેહિં -દ્રષ્ટિ હાલવાથી | કાઉસ્સગ્ગો-કાઉસ્સગ્ગ |

સુહુમેહિં અંગ-સંચાલેહિં-૧૦ સૂક્ષ્મ રીતે શરીર હાલવાથી
સુહુમેહિં ખેલ-સંચાલેહિં-૧૧ સૂક્ષ્મ રીતે થુંક અથવા કફ ગળવાથી

સુહુમેહિં દિટ્ઠિ સંચાલેહિં ॥ ૨ ॥-સૂક્ષ્મ રીતે દ્રષ્ટિ હાલવાથી.
[1]એવમાઇએહિં આગારેહિં—એ વિગેરે આગારો છોડીને.

૧ અહી 'આદિ' શબ્દથી બીજા પણ ચાર આગારો અધિક સમજવા, તે આ પ્રમાણે-૧ અગ્નિના ઉપદ્રવથી તથા અગ્નિ, દીવા વીજળીના પ્રકાશથી વસ્ત્રાદિક ઓઢવા પડે ૨ બિલાડી, ઉંદર વિગેરેની આડ પડે અથવા પંચેંદ્રિય જીવનું છેદન-ભેદન થતું હોય, ૩ ચોર અથવા રાજાદિકનો ભય, ૪ સર્પાદિક ઝેરી પ્રાણીઓનો ભય હોય અથવા ભીંત પડતી હોય એવાં કારણે બીજે સ્થાને જવું પડે તો કાઉસ્સગ્ગ ભાગે નહિ

અભગ્ગો અવિરાહિઓ—અખંડિત અને વિરાધના રહિત.
હુજ્જ મે કાઉસ્સગ્ગો ॥ ૩ ॥–મારો કાઉસ્સગ્ગ હોજો.

| | |
|---|---|
| જાવ–જ્યાંસુધી | ઠાણેણં–સ્થાનકવડે |
| અરિહંતાણં–અરિહંત | મોણેણં–મૌનપણે |
| ભગવંતાણં–ભગવંતોને | ઝાણેણં–ધ્યાન વડે |
| નમુક્કારેણં–નમસ્કાર વડે. | અપ્પાણં–આત્માને |
| ન પારેમિ–ન પારૂં | |
| તાવ–ત્યાંસુધી કાયં–કાયાને. | વોસિરામિ–વોસિરાવું છુ |

જાવ–અરિહંતાણં ભગવંતાણં—જ્યાં સુધી અરિહંત ભગવંતોને
નમુક્કારેણં ન પારેમિ ॥ ૪ ॥ નમસ્કાર કરીને ન પારૂં
તાવ—કાયં ઠાણેણં—ત્યાંસુધી કાયાને એક સ્થાન વડે
મોણેણં ઝાણેણં—મૌનપણે, અને શુભ ધ્યાન વડે.
અપ્પાણં વોસિરામિ ॥ ૫ ॥ મારા બાહ્ય આત્માને વોસિરાવું છું

ભાવાર્થ—આ સૂત્રમાં કાઉસ્સગ્ગના બાર અને બીજા ચાર આગારો મળી કુલ સોળ આગારોનું વર્ણન છે. તેમજ કાયોત્સર્ગ કરતાં શારીરિક અનિવાર્ય છૂટો રાખવામાં આવી છે. આ સિવાય વધુ છૂટ લેવામાં આવે તો કાઉસ્સગ્ગનો ભંગ થાય તે જણાવ્યું છે.

## ૮ શ્રી લોગસ્સ (નામસ્તવ) સૂત્ર.

(તીર્થંકરોની નામપૂર્વક સ્તુતિ.)

| | |
|---|---|
| લોગસ્સ–લોકને વિષે | અરિહંતે–અરિહંતોની |
| ઉજ્જોઅગરે–ઉદ્યોત કરનારા | કિત્તઇસ્સં–સ્તુતિ કરીશ |
| ધમ્મ–ધર્મરૂપ | ચઉવિસંપિ–ચોવીશ અને બીજા પણ |
| તિત્થયરે–તીર્થના સ્થાપનારા | |
| જિણે–રાગદ્વેષ જીતનારા | કેવલી–કેવળજ્ઞાની |

લોગસ્સ ઉજ્જોઅગરે—લોકને વિષે ઉદ્યોત કરનાર।
ધમ્મ તિત્થયરે જિણે—ધર્મરૂપ તીર્થના સ્થાપનારા અને રાગદ્વેષ
શત્રુને જીતનારા
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી ॥ ૧ ॥—અરિહંત
ભગવાનોની, ચોવીશ તીર્થંકરો અને બીજા પણ
કેવળજ્ઞાનીની હું સ્તુતિ કરીશ

| | |
|---|---|
| ઉસભ—ઋષભદેવને | પઉમપ્પહં—પદ્મપ્રભુને |
| અજિઅં અજિતનાથને | સુપાસં—સુપાર્શ્વનાથને |
| ચ—અને વંદે—વાંદું છું | જિણં—રાગદ્વેષ જિતનારને |
| સંભવ—સંભવનાથને | ચંદપ્પહં—ચંદ્રપ્રભુને |
| અભિણંદણં—અભિનંદનસ્વામીને | વંદે—વાંદું છું |
| સુમઇં—સુમતિનાથને | |

ઉસભ-મજિઅં ચ વંદે ૧ ઋષભદેવ અને ૨ અજિતનાથને વાંદું છું
સંભવ-મભિણંદણં ચ સુમઇં ચ—૩ સંભવનાથને ૪ અભિનંદન
સ્વામીને અને ૫ સુમતિનાથને
પઉમપ્પહં સુપાસં—૬ પદ્મપ્રભુ અને ૭ સુપાર્શ્વનાથને
જિણં ચ ચંદપ્પહં વંદે ॥ ૨ ॥—અને રાગદ્વેષને જિતનાર એવા
૮ ચંદ્રપ્રભુને વાંદું છું

| | |
|---|---|
| સુવિહિં—સુવિધિનાથને | અણંતં—અનંતનાથને |
| પુપ્ફદંતં—પુષ્પદંતને | જિણં રાગદ્વેષ જિતનારને |
| સીઅલ—શીતળનાથ | ધમ્મં—ધર્મનાથને |
| સિજ્જંસ શ્રેયાંસનાથ | સંતિં—શાન્તિનાથને |
| વાસુપુજ્જં—વાસુપૂજ્યને | વંદામિ—વાંદું છું |
| વિમલ—વિમલનાથને | |

સુવિહિં ચ પુપ્ફદંતં– ૯ સુવિધિનાથ અથવા પુષ્પદંતને
સીઅલ-સિજ્જંસ-વાસુપુજ્જં ચ-૧૦ શીતળનાથ ૧૧ શ્રેયાંસનાથ
અને ૧૨ વાસુપૂજ્ય સ્વામીને
વિમલ મણંતં ચ જિણં—૧૩ વિમલનાથને ૧૪ અનંતનાથને તથા
રાગદ્વેષના જિતનાર એવા
ધમ્મં સંતિં ચ વંદામિ ॥ ૩ ॥—૧૫ ધર્મનાથને તથા
૧૬ શાન્તિનાથને

| | |
|---|---|
| કુંથું-કુંથુનાથને અરં-અરનાથને | વંદામિ-વાંદું છું |
| મલ્લિં- મલ્લિનાથને. | રિટ્ઠનેમિં-નેમનાથને . |
| વંદે-વાંદુ છુ | |
| મુણિસુવ્વયં-મુનિસુવ્રત સ્વામીને | પાસં-પાર્શ્વનાથને તહ-તથા |
| નમિજિણં નમિનાથને | વદ્ધમાણં-વર્ધમાનસ્વામીને |

કુંથું અરં ચ મલ્લિં-૧૭ કુંથુનાથ ૧૮ અરનાથ અને ૧૯ મલ્લિનાથને
વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ-૨૦ મુનિસુવ્રતસ્વામીને તથા
રાગદ્વેષને જિતનાર ૨૧ નમિનાથને હુ વાંદું છું.
વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ ॥ ૪ ॥–૨૨ અરિષ્ટ-નેમિ (નેમનાથ)ને, ૨૩ પાર્શ્વનાથને તથા ૨૪ વર્ધમાન સ્વામીને હું વાંદુ છું.

| | |
|---|---|
| એવં-એવી રીતે. મએ-મેં | ચઉવીસંપિ ચોવીશે પણ |
| અભિથુઆ સ્તવેલા | જિણવરા-સામાન્ય કેવળીમા ઉત્તમ |
| વિહુય-ટાળ્યા છે. | |
| રયમલા-રજ અનેમેલ જેમણેએવા | તિત્થયરા-તીર્થ કરો |
| પહીણ-ક્ષય કર્યા જર ઘડપણ | મે-મારા ઉપર |
| મરણા-મરણ જેમણે એવા | પસીયંતુ-પ્રસન્ન થાઓ |

એવ મએ અભિથુઆ--એવી રીતે મારા વડે સ્તવેલા એવા તથા
વિહુય રયમલા પહીણ જર મરણા - જેમણે કર્મરૂપ રજ અને
મેલ ટાળ્યા છે, તથા ઘડપણ અને મરણ ક્ષય કર્યા
છે એવા તથા
ચઉવીસં પિ જિણવરા--સામાન્ય કેવળીમાં ઉત્તમ એવા ચોવીશે
તિત્થયરા મે પસીયંતુ ॥ ૫ ॥--તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ

| | |
|---|---|
| કિત્તિય-સ્તુતિ કરાયેલા | આરુગ્ગ-આરોગ્ય |
| વંદિય વંદન કરાયેલા | બોહિ-સમ્યગ દર્શનનો |
| મહિયા પૂજાએલા | લાભ-લાભ |
| જે એ-જે આ | સમાહિ-સમાધિ |
| લોગસ્સ-લોકમાં | વર-શ્રેષ્ઠ ઉત્તમ-ઉત્તમ |
| ઉત્તમા ઉત્તમ | દિંતુ-આપો |
| સિદ્ધા-સિદ્ધ થયા છે | |

કિત્તિય-વંદિય-મહિયા-(ઈંદ્રાદિક વડે) સ્તુતિ કરાયેલા, વંદન કરાયેલા
અને પૂજાએલા
જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા--જેઓ આ લોકમાં ઉત્તમ સિદ્ધ
થયા છે
આરુગ્ગ-બોહિલાભં--આરોગ્ય અને સમ્યગ દર્શનનો લાભ
સમાહિ વર-મુત્તમં દિંતુ ॥ ૬ ॥--તેમજ ઉત્તમ અને શ્રેષ્ઠ એવી
સમાધિ આપો

| | |
|---|---|
| ચંદેસુ-ચંદ્રથી | પયાસયરા-પ્રકાશ કરનાર |
| નિમ્મલયરા-વધારે નિર્મળ | સાગરવર-સમુદ્ર જેવા |
| આઇચ્ચેસુ-સૂર્યો કરતાં | ગંભીરા-ગંભીર સિદ્ધા સિદ્ધો |
| અહિય-વધારે | સિદ્ધિ-મોક્ષ |
| | મમ-મને, દિસંતુ-આપો |

ચંદેસુ નિમ્મલયરા—ચંદ્રોથી પણ ઘણાજ નિર્મળ
આઇચ્ચેસુ અહિયં પયાસયરા—સૂર્યોથી વધારે પ્રકાશ કરનારા
સાગર-વર-ગંભીરા—સમુદ્ર જેવા ગંભીર,
સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૭ ॥—એવા હે સિદ્ધો! મને મોક્ષ આપો.

ભાવાર્થ—આ સૂત્રમાં ચોવીશ તીર્થંકરોની નામ પૂર્વક સ્તુતિ કરેલી છે તેથી તેનું બીજું નામ નામસ્તવ છે. અને પંચ-પરમેષ્ટિ કે ૨૪ તીર્થંકરોનું સ્મરણ કરવાનું હોવાથી કાઉસ્સગ્ગમાં લોગસ્સ કે નવકાર ગણવામાં આવે છે

## ૯ શ્રી કરેમિભંતે (સામાયિક લેવાનું પચ્ચક્ખાણ) સૂત્ર.

કરેમિ—કરૂં છું
ભંતે—હે ભગવન્
સામાઇયં—સામાયિક
સાવજ્જં—પાપવાળા
જોગં—વ્યાપારનો
પચ્ચક્ખામિ—ત્યાગ કરૂં છું
જાવ—જ્યાં સુધી
નિયમં—નિયમને
પજ્જુવાસામિ—હું સેવું છું
દુવિહં—બે પ્રકારે
તિવિહેણં—ત્રણ પ્રકારે
મણેણં—મન વડે
વાયાએ—વચન વડે
કાએણં—કાયા વડે
ન કરેમિ—ન કરૂં
ન કારવેમિ—ન કરાવું
તસ્સ—તે પાપથી
પડિક્કમામિ—પાછો હઠું છું
નિંદામિ—આત્મસાક્ષીએ નિંદુ છું
ગરિહામિ—ગુરૂ સાક્ષીએ વિશેષ નિંદું છું
અપ્પાણં—મારા આત્માને
વોસિરામિ—વોસિરાવું છું

---

કરેમિ ભંતે! સામાઇયં—હે ભગવન્! હું સામાયિક કરૂં છું.
સાવજ્જં જોગં પચ્ચક્ખામિ—પાપવાળા વ્યાપારનો ત્યાગ કરૂં છું.
જાવ-નિયમં પજ્જુવાસામિ—જ્યાંસુધી હું નિયમને સેવું છું. ત્યાંસુધી.
દુવિહં તિવિહેણં—બે પ્રકારના કરણ અને ત્રણ પ્રકારના યોગ વડે.

મણેણ વાયાએ કાએણં—મન વડે વચન વડે અને કાયા વડે
ન કરેમિ ન કારવેમિ ન કરૂ અને ન કરાવુ (મનવડે કરૂ નહિ કરાવુ નહિ વચન વડે કરૂ નહિ અને કરાવુ નહિ, કાયાવડે કરૂ નહિ અને કરાવુ નહિ એમ કુલ ૭ ભેદથી)
તસ્સ ભંતે પડિક્કમામિ—હે ભગવત તે પાપથી હુ પાછો હઠુ છુ
નિંદામિ ગરિહામિ—આત્મ સાક્ષીએ નિંદુ છુ અને ગુરૂ પાસે વિશેષે નિંદુ છુ
અપ્પાણં વોસિરામિ ॥ ૨ ॥—અને મારા આત્માને પાપથી વોસિરાવુ છુ

ભાવાર્થ —

૧ આ સૂત્રનું બીજુ નામ 'સામાયિક લેવાનું સૂત્ર છે આ સૂત્ર દ્વાદશાંગીના સારભૂત છે કારણ કે ચાર અનુયોગ વિગેરે સૂત્રના વિસ્તાર રૂપ છે

૨ આ સૂત્રમાં ભિન્ન ભિન્ન રીતે છએ આવશ્યક સમાયેલાં છે ને જૈન ધર્મના કરણીય આચારને પ્રતિપાદન કરનાર આ મૂળભૂતસૂત્ર છે

## ૧૦ શ્રી સામાઇય વયજુત્તો સૂત્ર

| | |
|---|---|
| સામાઇય-સામાયિક | નિયમ-નિયમ વડે |
| વય-વ્રત જુત્તો-સહિત | સંજુત્તો-સહિત છિન્નઇ-છેદે |
| જાવ-જ્યાં સુધી મણે-મન | અસુહ-અશુભ કમ્મ-કર્મ |
| હોઇ-હોય | જત્તિઆવારા-જેટલીવાર |

સામાઇય વય જુત્તો—સામાયિકના વ્રતથી સહિત
જાવ મણે હોઇ નિયમ સંજુત્તો—જ્યાં સુધી મન નિયમ વડે સહિત હોય ત્યાં સુધી
છિન્નઇ અસુહં કમ્મ—અશુભ કર્મને છેદે છે
સામાઇઅ-જત્તિઆવારા ॥ ૧ ॥—જેટલીવાર સામાયિક કરે તેટલીવાર

સામાઇઅંમિ-સામાયિક
ઉ-વળી
કએ-કરતી વખતે
સમણો ઇવ-સાધુ જેવો
સાવઓ-શ્રાવક હુવઇ-હોય છે

જમ્હા-જેથી એએણ-એ
કારણેણં-કારણથી
બહુસો-ઘણીવાર
કુજ્જા-કરવું જોઇએ

**સામાઇઅંમિ ઉ કએ**—વળી સામાયિક કરતી વખતે
**સમણો ઇવ સાવઓ હુવઇ જમ્હા**—જેથી શ્રાવક સાધુ જેવો હોય છે.
**એએણ કારણેણં**—એ કારણથી
**બહુસો સામાઇયં કુજ્જા ॥ ૨ ॥** ઘણીવાર સામાયિક કરવાં જોઇએ

**સામાયિક વિધિયે લીધું, વિધિયે પાર્યું, વિધિ કરતાં, જે કોઈ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥**

**દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીસ દોષમાં જે કોઇ દોષ લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥**

**ભાવાર્થ**—૧ આ સુત્ર સામાયિક પાળતી વખતે બોલાય છે અને તેમાં સામાયિકના ૩૨ દોષોનો ત્યાગ કરી સામાયિક વારંવાર કરવા બતાવ્યું છે; સામાયિક કરતી વખતે શ્રાવક સાધુ જેવો થાય છે. વળી આ સુત્ર બોલતી વખતે જમણો હાથ કટાસણા અથવા ચરવળા ઊપર સ્થાપીએ છીએ જે સામાયિકની પ્રતિજ્ઞાનું પૂર્ણતા સૂચક છે આ સૂત્રનુ બીજું નામ **સામાયિક સૂત્ર** છે

૨ **આ સૂત્રની પહેલી** બે ગાથા આવશ્યક નિર્યુક્તિની છે.

### *સામાયિકના બત્રીસ દોષ

**૧ મનના દસ દોષ**—૧, શત્રુને જોઇ તેના પર દ્વેષ કરવો. ૨. અવિવેક ચિંતવવો ૩. તત્ત્વનો વિચાર ન કરવો. ૪. મનમાં ઉદ્વેગ ધારણ કરવો, ૫, યશની ઇચ્છા કરવી. ૬. વિનય ન કરવો

૭ ભય ચિંતવવો ૮ વ્યાપાર ચિંતવવો ૯ ફળનો સંદેહ કરવો ૧૦ નિયાણ કરવુ એટલે ફળની ઇચ્છા રાખી ધર્મક્રિયા કરવી

વચનના દસ દોષ—૧, ખરાબ વચન બોલવાં ૨ હુંકાર કરવા ૩ પાપકર્મનો આદેશ આપવો ૪, લવારો કરવો ૫ કલહ કરવો ૬ ક્ષેમકુશળ પૂછી આગત સ્વાગત કરવુ ૭, ગાળ દેવી ૮ બાળકને રમાડવુ ૯ વિકથા કરવી ૧૦ તથા હાંસી કરવી.

કાયાના બાર દોષ—૧ આસન વારંવાર ફેરવવુ ૨ ચોતરફ જોયા કરવુ ૩ સાવદ્ય કર્મ કરવુ ૪ આળસ મરડવી ૫ અવિનયે બેસવુ ૬ ભીંત વિગેરેને ઓથ દઈ બેસવુ ૭ શરીર પરનો મેલ ઉતારવો ૮ ખરજ ખણવી ૯, પગ ઉપર પગ ચડાવવો. ૧૦ કામવાસનાએ અંગ ઉઘાડાં કરવા ૧૧ જંતુઓના ઉપદ્રવથી ડરીને ચોતરફથી શરીરને ઢાંકવુ ૧૨ તથા નિદ્રા લેવી

## + ૧૧ શ્રી જગચિંતામણિ ચૈત્યવંદન.

| | |
|---|---|
| જગ-જગતના જીવોને | મહવિય-સ્થાપન કર્યા છે |
| ચિંતામણિ-ચિંતામણિ રત્ન સમાન | રૂવ-બિંબ (પ્રતિમા) |
| નાહ-નાથ ગુરૂ-ગુરૂ | કમ્મટ્ઠ-આઠ કર્મનો |
| રક્ખણ-રક્ષક બંધવ-ભાઈ | વિણાસણ-નાશ કરનાર |
| સત્થવાહ-સાર્થવાહ | ચઉવિસંપિ-ચોવીશે પણ |
| ભાવ-જગતના ભાવ જાણવામાં | જિણવર-તીર્થંકરો |
| વિઅક્ખણ-(વિચક્ષણ) સમર્થ | જયંતુ-જય પામો |
| અટ્ઠાવય-અષ્ટાપદ પર્વત ઉપર | અપ્પડિહય-કોઈથી હણાય નહી |
| | મણુ-શાસન |

+ ગૌતમ સ્વામી જ્યારે અષ્ટાપદ પર્વતપર યાત્રા કરવા ગયા ત્યારે આ ચૈત્યવંદન બનાવ્યુ છે

(શિષ્ય)-ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરું?-
શિષ્ય-હે ભગવન્ આપ ઇચ્છાપૂર્વક આજ્ઞા આપો? હું ચૈત્યવંદન કરું?
(ગુરુ-(કરેહ)-ગુરુ-કરો )
(શિષ્ય)-ઇચ્છં-હું ઇચ્છું છું.
૧ જગચિંતામણિ,—જગતના ભવ્ય જીવોને ચિંતામણિ રત્નસમાન
૨ જગનાહ—તથા ૨ જગતના નાથ.
૩ જગગુરૂ ૪ જગરક્ખણ—૩જગતના ગુરૂ તથા ૪, જગતના રક્ષક
૫ જગબંધવ—૫જગતના જીવોના ભાઇ સમાન
૬ જગસત્થવાહ—તથા ૬ જગતના મોક્ષાભિલાષી સાધુ પ્રમુખના સાર્થવાહ
૭ જગભાવ-વિઅક્ખણ—૭ જગતના ભાવ (પદાર્થો) કહેવામાં તથા જાણવામાં સમર્થ (વિચક્ષણ)
૮ અટ્ઠાવય સંઠવિય રૂવ—૮ અષ્ટાપદ પર્વત ઉપર જેમનાં બિંબ સ્થાપિત કર્યાં છે એવા
૯ કમ્મટ્ઠ વિણાસણ—૯ આઠ કર્મનો નાશ કરનાર
ચઉવિસંપિ જિણવર જયંતુ, અપ્પડિહય સાસણ ॥ ૧ ॥ જેમનું શાસન કોઇથી હણાયું નથી એવા ચોવીશે તીર્થંકરો જય પામો.

કમ્મભૂમિહિ-કર્મ ચર્તે છે.
કમ્મભૂમિહિં-કર્મ ભુમિમાં
પઢમ-પહેલા
સંઘયણિ-સંઘયણવાળા
ઉક્કોસય ઉત્કૃષ્ટપણે.
સત્તરિસય-એકસો સીતેર
જિણવરાણ-તીર્થંકરો
વિહરંત-વિચરતા

લબ્ભઇ-જાણીએ
નવકોડિહિં-નવ ક્રોડ
કેવલિણ-કેવળજ્ઞાની. કોડિ ક્રોડ
સહસ્સનવ નવહજાર
સાહુ-સાધુઓ. ગમ્મઇ-જાણીએ
સંપઇ-વર્તમાન કાળે
જિણવર તીર્થંકરો
વીસ-વીસ મુણિ-મુનિઓ

| | |
|---|---|
| બિહુ કોડિહિં-બે કોડ | થુણિજ્જઇ-સ્તુતિ કરીએ |
| વરનાણ-કેવળ જ્ઞાનવાળા | નિચ્ચ-હંમેશાં |
| સમણહ-સાધુ કોડિ-ક્રોડ | |
| સહસદુઅ-બે હજાર | વિહાણિ-પ્રભાતમાં |

---

*કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં—જ્યાં કર્મ વર્તે છે એવી કર્મભૂમિમાં
પઢમ સઘયણિ—પહેલા ( વજ્ર ઋષભનારાચણ ) સંઘયણવાળા
ઉક્કોસય +સત્તરિસય—ઉત્કૃષ્ટપણે (વધારેમાં વધારે) એકસો સીત્તેર
જિણવરાણ વિહરંત લબ્ભઇ—તીર્થંકરો વિચરતા જાણીએ.
નવકોડિહિં કેવલિણ નવ ક્રોડ કેવળજ્ઞાનીઓ
કોડિ સહસ્સ નવ સાહુ ગમ્મઇ—નવ હજાર ક્રોડ સાધુઓ જાણીએ
સંપઇ જિણવર વીસ વર્તમાનકાળે વીશ તીર્થંકરો (મહાવિદેહ ક્ષેત્રમાં રહેલ સીમંધર સ્વામી વિગેરે )
મુણિ બિહુ કોડિહિં વરનાણ— બે ક્રોડ કેવળજ્ઞાનવાળા મુનિઓ
સમણહ કોડિસહસ દુઅ—અને બે હજાર ક્રોડ સામાન્ય સાધુઓની
થુણિજ્જઇ નિચ્ચ વિહાણિ ॥ ૨ ॥ હંમેશાં પ્રભાતમાં સ્તુતિ કરાય છે

---

* અસિ, ( હથિયાર ) ને મસિ (લેખ) અને કૃષિ (ખેતીરૂપ) કર્મથી જ્યાં વ્યવહાર ચાલતો હોય તે કર્મભૂમિ કહેવાય,

+ મહાવિદેહ ક્ષેત્રમાં ૧૬૦ વિજય અને પાંચ ભરત પાંચ ઐરવત મળી કુલ ૧૭૦ કર્મભૂમિઓ છે, અને તે બધામાં એક એક વિહરમાન તીર્થંકર હોય છે ત્યારે ઉત્કૃષ્ટ ૧૭૦ તીર્થંકરો થાય એ પ્રમાણે શ્રી અજિતનાથ પ્રભુના સમયમાં થયા હતા

| | |
|---|---|
| જયઉ-જય પામો | પહુ-પ્રભુ |
| સામિય-સ્વામિ | નેમિજિણ-નેમનાથને |
| રિસહ-હે ઋષભદેવ પ્રભુ ! | વીર-મહાવીર સ્વામીને |
| સત્તુંજિ-શત્રુંજય ઉપર | સચ્ચઉરિ-સત્યપુરી-(સાચોર) |
| ઉજ્જિતિ-ગિરનાર ઉપર | મંડણ-શોભાવનાર |

**જયઉ-સામિય જયઉ સામિય**—હે સ્વામિ ! જય પામો !

**રિસહ સત્તુંજિ ઉજ્જિતિ પહુ નેમિજણ**—શત્રુંજય ઉપર ઋષભદેવ પ્રભુ ! વળી ગિરનાર ઉપર નેમનાથ પ્રભુ !

**જયઉ વીર સચ્ચઉરિમંડણ**—તથા સત્યપુરી ( સાચોર નગર)ને વિષે મહાવીર સ્વામી ! જય પામો.

| | |
|---|---|
| ભરૂઅચ્છહિં-ભરૂચ નગરમાં | ચિંહુંદિસિ-ચારે દિશાઓમાં |
| મુણિસુવ્વય-મુનિસુવ્રત-સ્વામિ | વિદિસિ-વિદિશાઓમાં |
| મુહરિ-મુહરિ ગામમાં | જિંકેવ-જે કોઇ |
| પાસ-પાર્શ્વનાથ | તીઅ-ભુતકાળ |
| દુહ દુરિઅ-પાપ | અણાગય-ભવિષ્યકાળ |
| ખંડણ—નાશ કરનાર | સપઇઅ-વર્તમાન કાળ |
| અવર-બીજા | વંદુ-વાંદુ છુ |
| વિદેહિં-મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા | જિણ-જિનેશ્વર |
| તિત્થયરા-તીર્થંકરો | સવ્વેવિ-સર્વ પણ |

**ભરૂઅચ્છહિં મુણિસુવ્વય**—ભરૂચ નગરમાં શ્રી મુનિસુવ્રત-સ્વામિ.

**મુહરિ પાસ દુહ દુરિઅ ખંડણ**—દુઃખ અને પાપનો નાશ કરનાર મુહરિ ગામમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ ! જય પામો.

**અવરવિદેહિં તિત્થયરા**—પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા તીર્થંકરો

**ચિહું દિસિ વિદિસિ જિંકેવિ**—ચારે દિશાઓ તથા વિદિશાઓમાં જે કોઇ ( તીર્થંકરો )

તીઆણાગય સંપઇઅ—ભૂત-ભવિષ્ય અને વર્તમાન કાળમાં (થયેલા, થવાના કે થતા હોય)

વંદુ જિણે સવ્વેવિ ॥ ૩ ॥ તે સર્વ જિનેશ્વરોને હું વાંદુ છુ

| | |
|---|---|
| સત્તાણવઇ-સત્તાણુ | બાસિઆઇ-બ્યાશી |
| સહુસ્સા-હજાર | તિઅલોએ-ત્રણ લોકને વિષે |
| લક્ખા છપ્પન્ન છપન લાખ | ચેઇએ-ચૈત્યોને |
| અટ્ઠકોડિઓ-આઠ કરોડ | વંદે-વાંદુ છુ |
| બત્તીસય-બત્તીસ સો | |

સત્તાણવઇ સહુસ્સા, લક્ખા છપ્પન્ન અટ્ઠકોડિઓ— આઠ કરોડ છપ્પન્ન લાખ સત્તાણુ હજાર

બત્તીસય બાસિઆઇ—બત્રીસ સો ને બ્યાસી

તિઅલોએ ચેઇએ વંદે ॥ ૪ ॥ એટલા ત્રણ લોકમાં જિન (૮૫૭૦૦૨૮૨) ચેત્યો છે તેને હુ વાંદુ છુ

| | |
|---|---|
| પનારસ પંદર કોડિ-કરોડ | છત્તીસ-છત્તીસ સહુસ-હજાર |
| સયાઈ-સો | અસિઇ-એસી સાસય-શાશ્વતી |
| બાયાલ-બેંતાલીસ | બિંબાઇ-પ્રતિમાઓને |
| લક્ખ અડવન્ના-અઠ્ઠાવનલાખ | પણમામિ-હુ પ્રણામ કરૂં છુ |

પનરસ કોડિ સયાઈ— પંદરસો કરોડ એટલે પંદર અબજ

કોડિ બાયાલ લક્ખ અડવન્ના— બેતાલીસ કરોડ અઠાવન લાખ

છત્તીસ સહુસ અસિઇ— છત્તીસ હજાર અને એંશી

સાસય બિંબાઇ પણમામિ ॥ ૫ ॥ એટલી શાશ્વતી પ્રતિમાઓ (૧૫૪૨૫૮૩૬૦૮૦) છે તેને હુ પ્રણામ કરૂ છુ

ભાનાર્થ —આ ગૌતમસ્વામીએ રચેલુ ચૈત્યવદન છે તેમાં પ્રથમ અષ્ટાપદપર્વત ઉપર ચોવીશ જિનને વાંદ્યા છે, ત્યાર પછી કર્મભૂમિને વિષે રહેલા—

| | વિહરમાન તીર્થંકરો | કેવલીભગવંતો | સાધુઓ |
| --- | --- | --- | --- |
| જઘન્યથી | ૨૦ | ૨ ક્રોડ | ૨ હજાર ક્રોડ |
| ઉત્કૃષ્ટથી | ૧૭૦ | ૯ ક્રોડ | ૯ હજાર ક્રોડ |

ને વાંદ્યા છે ત્યારપછી તીર્થોને તથા અતીત, અનાગત જિનને વાંદ્યા છે તે પછી ( ૮૫૭૦૦૨૮૨ ) શાશ્વતા ચૈત્યો અને ( ૧૫૪૨૫૮૩૬૦૮૦ ) શાશ્વતી પ્રતિમાઓને વંદન કર્યું છે.

---

## ૧૨. જંકિંચિ સૂત્ર.

| | |
| --- | --- |
| જંકિંચિ-જે કોઈ | જાઇં-જે કોઈ |
| નામતિત્થં-નામરૂપ તીર્થો | જિણ જિનેશ્વરની |
| સગ્ગે-સ્વર્ગમાં | બિંબાઇં-પ્રતિમાઓ |
| પાયાલિ પાતાળમાં | તાઇં-તે સવ્વાઇં-સર્વેને |
| માણુસે લોએ-મનુષ્ય લોકમાં | વંદામિ-હું વંદના કરૂં છું. |

---

**જંકિંચિ નામતિત્થં**—જે કોઈ નામરૂપ (પ્રસિદ્ધ) તીર્થો હોય **સગ્ગે પાયાલિ માણુસે લોએ**—સ્વર્ગ-પાતાળ અને મનુષ્ય લોકમાં **જાઇં જિણ બિંબાઇં**—જે કોઈ જિનેશ્વર ભગવાનની પ્રતિમા હોય **તાઇં સવ્વાઇં વંદામિ ॥ ૧ ॥**— તે સર્વને હું વંદના કરૂં છું.

**ભાવાર્થ**—આમાં ત્રણે લોકમાં રહેલ તીર્થો અને ત્યાં રહેલ પ્રતિમાને વંદન કરાય છે.

---

## ૧૩. શ્રી નમુત્થુણં ( શક્રસ્તવ-સૂત્ર )

નમુત્થુણં—નમસ્કાર થાઓ.

૧ અરિહંતાણં ભગવંતાણં ॥ ૧ ॥—રાગદ્વેષરૂપી શત્રુઓને જિતનાર-અરિહંત ભગવંતોને

૨ આઇગરાણં—ધર્મની શરૂઆત કરનારાઓને

૩ તિત્થયરાણં—તીર્થના સ્થાપનારાઓને
(સાધુ સાધ્વી શ્રાવક અને-શ્રાવિકારૂપ સંઘ તથા શ્રુતજ્ઞાન અને પ્રથમ ગણધર તેની સ્થાપનાને તીર્થ કહેવાય )

૪ સયં-સંબુદ્ધાણં ॥ ૨ ॥—પોતે પોતાની મેળે બોધ પામેલા છે તેમને

૫ પુરિસુત્તમાણં—પુરુષોમાં ઉત્તમ છે તેમને

૬ પુરિસ-સીહાણં—પુરુષોમાં સિંહ જેવા નિર્ભય છે તેમને

૭ પુરિસવર-પુંડરીઆણં—પુરુષોમાં ઉત્તમ પુંડરિક કમળ જેવા છે તેમને

૮ પુરિસવર ગંધહત્થીણં ॥ ૩ ॥—પુરુષોમાં ઉત્તમ ગંધહસ્તિ જેવા છે તેમને

૯ લોગુત્તમાણં—લોકમાં ઉત્તમ છે તેમને

૧૦ લોગ-નાહાણં—લોકના નાથને ( પ્રાપ્ત થયેલ વસ્તુનું રક્ષણ કરે અને નહિ પ્રાપ્ત થયેલ વસ્તુને પમાડે તેને નાથ કહે છે)

૧૧ લોગ-હિઆણં—લોકના હિત કરનારને

૧૨ લોગ-પઇવાણં - લોકમાં (જ્ઞાનરૂપી) દીવા સમાન છે તેમને,

૧૩ લોગ પજ્જોઅગરાણં ॥ ૪ ॥ લોકને વિષે અતિશય પ્રકાશ કરનારને

૧૪ અભયદયાણં—સર્વ જીવોને અભયદાન આપનારને

૧૫ ચક્ખુદયાણં—સમ્યક જ્ઞાનરૂપી ચક્ષુ આપનારને

૧૬ મગ્ગદયાણં—મોક્ષમાર્ગના આપનારને

૧૭ સરણદયાણં—શરણાગતને શરણ આપનારને.
૧૮ બોહિદયાણં—બોધિબિજ (સમ્યકૃત્વ) ના આપનારને
૧૯ ધમ્મદયાણં—(દેશવિરતિ અને સર્વવિરતિરૂપ) ધર્મ આપનારને
૨૧ ધમ્મ-નાયગાણં—ધર્મના નાયકને
૨૨ ધમ્મ-સારહીણં—ધર્મના સારથીને
૨૩ ધમ્મવર-ચાઉરંત-ચક્કવટ્ટીણં ॥ ૬ ॥—ચાર ગતિનો અંત કરનાર ઉત્તમ ધર્મરૂપ ચક્રના ધારણ કરનારને.
૨૪ અપ્પડિહય-વરનાણ-દંસણધરાણં—કોઇથી હણાય નહિ એવા કેવળ-જ્ઞાન અને કેવળ દર્શનના ધારણ કરનાર છે તેમને
૨૫ વિઅટ્ટ-છઉમાણં ॥ ૭ ॥—ચાર ઘાતિકર્મ રહિત છે તેમને
૨૬ જિણાણં—કર્મશત્રુને જીતનારને અને
૨૭ જાવયાણં—બીજાને જિતાડનારને.
૨૮ તિન્નાણં- સંસાર સમુદ્રથી તરેલાઓને
૨૯ તારયાણં- અને બીજાને તારનારને.
૩૦ બુદ્ધાણં—પોતે બોધ પામેલા છે તેમને અને
૩૧ બોહયાણં—બીજાને બોધ પમાડનારને
૩૨ મુત્તાણં—પોતે કર્મરૂપ બંધનથી મુકાએલા છે તેમને.
૩૩ મોઅગાણં ॥ ૮ ॥—અને બીજાને મુકાવનારા છે તેમને.
૩૪ સવ્વન્નુણં—સર્વજાણનારને (સર્વજ્ઞને.)
૩૫ સવ્વદરિસિણં અને સર્વ દેખનારને-(સર્વદર્શીને )

સિવં-ઉપદ્રવ રહિત.
અયલં-અચળ
અરૂઅં-રોગ રહિત
અણંત-અનંત
અક્ખયં- અક્ષય
અવ્વાબાહ્ં-પીડા રહિત
અપુણરાવિત્તિ- જ્યાંથી ફરી અવતાર લેવો નથી એવું
સિદ્ધિગઇ-સિદ્ધગતિ
નામધેયં-નામવાળા
ઠાણં-સ્થાનને સંપત્તાણં પામેલા
નમો-નમસ્કાર થાઓ
જિણાણં-જિનેશ્વરોને
જિઅભ-જીત્યા છે. ભયાણં-ભયને

સિવ મયલ મરૂઅ મણુંત—ઉપદ્રવ રહિત, અચળ, રોગ રહિત અને અનંત

મક્ખય મ-વાબાહ મપુણરાવિત્તિ—અક્ષય, પીડા રહિત તથા જ્યાંથી ફરી અવતાર લેવો નથી એવુ ( પુનરાગમન રહિત )

સિદ્ધિ ગઈ નામધેય—સિદ્ધ ગતિ છે નામ જેનું

ઠાણ સંપત્તાણ—એવા સ્થાનને પામેલાને

નમો જિણાણ જિઅભયાણ ॥ ૯ ॥—જેણે ( સાત ) ભયોને જીત્યા છે એવા જિનેશ્વરોને નમસ્કાર થાઓ

| | |
|---|---|
| જેઅ-જેઓ | અણાગએકાલે-ભવિષ્યકાળમાં |
| અઈયા-ભુતકાળમાં | સંપઈઅ-વર્તમાનકાળમાં |
| ભવિસ્સતિ-થવાના છે | વટ્ટમાણા-વિચરતા છે |

જે અ અઈયા સિદ્ધા—જેઓ ભુતકાળમા સિદ્ધ થયા છે

જે અ ભવિસ્સતિણાગએ કાલે—જેઓ ભવિષ્યકાળમાં સિદ્ધ થવાના છે

સંપઈઅ વટ્ટમાણા—વર્તમાનકાળમા (અત્યારે) જેઓ વિચરતા છે

સવ્વે તિવિહેણ વંદામિ ॥ ૧૦ ॥ તે સર્વ (તીર્થંકરો) ને (મન, વચન, અને કાયા એ) ત્રણ પ્રકારે વાદુ છુ

પદ ૩૮, સંપદા ૯, ગુરૂ ૩૩ લઘુ ૨૬૪, સર્વ વર્ણ ૨૯૭

ભાવાર્થ—શક્ર-ઇન્દ્ર ભગવાનની સ્તુતિ કરતાં આ બોલે છે, તેથી આનુ બીજુ નામ શક્રસ્તવ છે શરૂઆતમાં અરિહંત ભગવાનની જુદા જુદા ૩૫ વિશેષણો દ્વારા સ્તુતિ કરવામાં આવી છે અને પછી ત્રણે કાળના સિદ્ધ પરમાત્માની મોક્ષનુ સ્વરૂપ બતાવવા પૂર્વક સ્તુતિ કરવામા આવી છે

---

૧ સાતઈતિ-૧ અતિવૃષ્ટિ, ૨ અનાવૃષ્ટિ, ૩ ઉંદર, ૪ તીડ, ૫ પોપટ, ૬ સ્વચક્ર ભય, ૭ પરચક્ર ભય,

## ૧૪. જાવંતિ ચેઇઆઇં સૂત્ર.

જાવંતિ-જેટલાં
ચેઇઆઇં-ચૈત્યો
ઉડ્ઢે અ-સ્વર્ગમાં
અહે અ-પાતાળમાં
તિરિઅલોએ અ-મનુષ્યલોકમાં
તાઇં-તે
ઇહ સંતો-અહિં રહ્યો છતો
તત્થ-ત્યાં
સંતાઇં-રહેલાને

---

જાવંતિ ચેઇઆઇં-જેટલાં ચૈત્યો ( પ્રતિમાઓ )
ઉડ્ઢે અ અહે અ તિરિઅલોએ અ—સ્વર્ગમાં, પાતાળમાં, અને મનુષ્યલોકમાં.
સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તત્થ સંતાઇં ॥ ૧ ॥—અહિં રહ્યો છતો ત્યાં રહેલા સર્વ ચૈત્યોને હું વંદના કરું છું.

**ભાવાર્થ**—આ સૂત્રમાં ત્રણ લોકમાં રહેલ જિનચૈત્યોને ( પ્રતિમાઓને ) વંદન કરાય છે.

## ૧૫. જાવંત કેવિ સાહૂ સૂત્ર

કેવિ-કોઇ પણ
ભરહ-ભરતક્ષેત્રમાં
એરવય-ઐરવત ક્ષેત્રમાં
તેસિં-તેઓને
પણઓ-નમ્યો છું
તિવિહેણ-ત્રણ પ્રકારે
તિદંડ-ત્રણ દંડથી
વિરયાણં-વિરામ પામેલાને.

---

જાવંત કેવિ સાહૂ—જેટલા કોઇ પણ સાધુઓ
ભરહેરવય મહાવિદેહે અ—પાંચ ભરત, પાંચ ઐરવત, અને પાંચ મહાવિદેહક્ષેત્રમાં.
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડ વિરયાણં ॥ ૧ ॥—મન વચન, કાયાએ કરીને ત્રણ દંડથી વિરામ પામેલા છે. તે સર્વને હું નમ્યો છું.

ભાવાર્થ—પંદર કર્મભૂમિને વિષે જે કોઈ સાધુઓ મન વચન અને કાયાના અશુભ વ્યાપાર પોતે કરતા નથી, અન્ય પાસે કરાવતા નથી અને કરનારને અનુમોદતા નથી તે સર્વ સાધુઓને હું નમન કરું છું

## ૧૬. પરમેષ્ઠિ નમસ્કાર સૂત્ર.[1]

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥ ૧ ॥

અર્થ—અરિહંત-સિદ્ધ-આચાર્ય-ઉપાધ્યાય અને સર્વ સાધુઓને નમસ્કાર થાઓ

## ૧૭ [2]શ્રી ઉવસગ્ગહર (ઉપસર્ગહર સ્તોત્ર) સૂત્ર

| | |
|---|---|
| ઉવસગ્ગ-ઉપસર્ગને | પાસ-પાર્શ્વનાથને |
| હર-હણનાર | વંદામિ-હું વાંદુ છું |
| પાસ-પાર્શ્વ નામનો યક્ષ છે સેવક જેમને એવા | કમ્મઘણ-કર્મના સમૂહથી |
| | મુક્ક-મુકાયેલા |

૧ આ સૂત્રના કર્તા સિદ્ધસેનદિવાકરસૂરિ છે, તેનો ટુંક વૃત્તાન્ત, ઉજ્જયનિ નગરીમાં વિક્રમ રાજાને મુકુંદ પંડિત હતા, તે વૃદ્ધવાદિસૂરિ સાથે વાદમાં પરાજય પામી તેમના શિષ્ય થયા સંસ્કૃતના પ્રખર અભ્યાસી તેમણે નવકારને બદલે 'નમોઽર્હત્ સૂત્ર બનાવ્યું ગુરુને આ રુચ્યુ નહિ અને કહ્યું કે ' આમ કરવાથી પરમ પૂજ્ય પૂર્વ ભગવંતોની આશાતના કરી છે કારણ કે પ્રાકૃત ભાષામાં પૂર્વ પુરૂષોની રચના મંદ બુદ્ધિવાળા સૌ સમજે તે માટે છે ' આ વસ્તુ સિદ્ધસેનસૂરિને પણ સમજાઈ અને ગુરૂ પાસે ૧૮ રાજાઓને જૈન ધર્મ બનાવવાનું પ્રાયશ્ચિત લીધુ અને તે પ્રાયશ્ચિત વિક્રમ વિગેરે રાજાઓને પ્રતિબોધ કરી પૂર્ણ કર્યું

૨ આ સ્તોત્ર ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામીએ રચેલુ છે રચવાનું કારણ આ પ્રમાણે છે-શ્રી ભદ્રબાહુસ્વામીને વરાહમિહિર

વિસહર-સાપના
વિસ-ઝેરનો
નિન્નાસં-નાશ કરનાર
મંગલ-મંગલ
કલ્લાણ-કલ્યાણના
આવાસં-ઘર સમાન

**ઉવસગ્ગહરં પાસં**—ઉપસર્ગને હણનાર પાર્શ્વનામનો યક્ષ સેવક છે, જેમને એવા

**પાસં વંદામિ કમ્મ ઘણ મુક્કં**—તથા કર્મના સમૂહથી મુકાયેલા એવા પાર્શ્વનાથને હું વાંદુ છું.

**વિસહર-વિસ-નિન્નાસં**—સાપના ઝેરનો નાશ કરનાર.

**મંગલ-કલ્લાણ-આવાસં ॥ ૧ ॥**—મંગળ અને કલ્યાણના ઘર સમાન એવા.

---

નામનો ભાઈ હતો. તેણે ચિરકાળ સુધી ચારિત્ર પાળી શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી કોઈ કારણથી ચારિત્રનો ત્યાગ કરી તે જૈનધર્મનો દ્વેષી થયો. અને જ્યોતિષશાસ્ત્રથી તે પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. તેમાં તે ઘણી પ્રતિષ્ટા પામ્યો. તે ગર્વથી જૈન સાધુઓની નિરંતર નિંદા કરતો હતો. એકદા રાજસભામાં શ્રી ભદ્રબાહુસ્વામીએ તેના જ્યોતિષના જ્ઞાનમાં સ્ખલના બતાવી, તેથી વરાહમિહર વધારે ધર્મદ્વેષી થયો. અંતે મરણ પામી તે વ્યંતર થયો. તેણે પૂર્વનું વૈર સંભારી સંઘમાં મરકીનો ઉપદ્રવ કર્યો. તેની શાંતિને માટે શ્રીસંઘની વિજ્ઞપ્તિથી શ્રી ભદ્રબાહુસ્વામીએ સાત ગાથાનું આ ઉવસગ્ગહરં સ્તોત્ર બનાવ્યું. તે ભણવા, ગણવા અને સાંભળવાથી મરકી શાંત થઈ ગઈ, તેથી લોકો નિરંતર આ સ્તોત્ર ભણવા લાગ્યા. તેના પ્રભાવથી ધરણેંદ્રને પ્રત્યક્ષ આવવું પડતું હતું, તેથી ધરણેંદ્રની વિનંતિથી ગુરુ મહારાજે બે ગાથા ભંડારી મૂકી અને હાલમાં જે પાંચ ગાથા પ્રસિદ્ધ છે તે જ રાખી. આ સ્તોત્રમાં શ્રીપાર્શ્વનાથ સ્વામી તથા તેમના પાર્શ્વયક્ષ, પદ્માવતી દેવી અને ધરણેંદ્રની ક્રિ-અર્થી સ્તુતિ છે. તે જાણવાની ઇચ્છાવાળાએ મોટી ટીકા જોવી.

| | |
|---|---|
| વિસહર-વિષધર | તસ્સ-તેના ગહ-ગ્રહ |
| ફુલિંગ-ફુલિંગ નામના | રોગ-રોગ મારી-મરકી |
| મંત-મંત્રને કંઠે-કંઠમાં | દુટ્ઠ-ખરાબ જરા-તાવ |
| ધારેઇ-ધારણ કરે જો-જે | જંતિ-પામે છે |
| સયા-હંમેશાં મણુઓ-મનુષ્ય | ઉવસામં-શાંતિને |

વિસહર ફુલિંગ મંત—વિષધર ફુલ્લિંગ નામના મંત્રને
કંઠે ધારેઈ જો સયા મણુઓ—જે મનુષ્ય હંમેશાં કંઠને વિષે ધારણ કરે
તસ્સ-ગહ-રોગ-મારી—તેના ગ્રહ-રોગ અને મરકી
દુટ્ઠ જરા જંતિ ઉવસામ ॥ ૨ ॥—તથા ખરાબ તાવ શાંત પામે છે

| | |
|---|---|
| ચિટ્ઠઉ-રહો દૂરે-દૂર | તિરિએસુ-તિર્યંચના. વિ-પણ |
| મંતો-મંત્ર તુજઝ-તમને | જીવા-જીવો પાવંતિ-પામે છે |
| પણામોવિ-કરેલો નમસ્કાર પણ | ન-નહીં દુક્ખ-દુઃખ |
| બહુફલો-ઘણા ફળવાળો | દોગચ્ચં-દારિદ્ર |
| હોઇ-થાય છે નર-મનુષ્ય | |

ચિટ્ઠઉ દૂરે મંતો—એ મંત્ર તો દૂર રહો
તુજઝ પણામો વિ બહુફલો હોઇ—તમને કરેલો નમસ્કાર પણ ઘણા ફળવાળો થાય છે
નરતિરિએસુ વિ જીવા—(કેમકે તેથી) જીવો મનુષ્ય અને તિર્યંચ ગતિમાં પણ
પાવંતિ ન દુક્ખ દોગચ્ચં ॥ ૩ ॥—દુઃખ અને દારિદ્રતાને પામતા નથી

| | |
|---|---|
| તુહ-તમારૂં સમ્મત્તે-સમકિતદર્શન | પાવંતિ-પામે છે |
| લદ્ધે-પામે છતે | અવિગ્ઘેણં-વિઘ્ન વિના |
| ચિંતામણિ-ચિંતામણિ રત્ન | જીવા-જીવો અયરામર-મોક્ષ |
| કપ્પપાયવબ્ભહિએ-કલ્પવૃક્ષથી અધિક | ઠાણં-સ્થાનને |

તુહ સમ્મત્તે લધ્ધે—તમારૂં સમકિત દર્શન પામે છતે.

ચિંતામણિ-કપ્પપાય-વબ્ભહિએ—ચિંતામણિ રત્ન અને કલ્પ-
વૃક્ષથી અધિક (વધારે સારૂં) એવું.

પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં ॥ ૪ ॥—જીવો
વિઘ્ન વિના મોક્ષ સ્થાનકને પામે છે.

| | |
|---|---|
| ઇઅ-એ પ્રકારે | તા-તે કારણ માટે |
| સંથુઓ-સ્તુતિ કરી | દેવ-હે દેવ. દિજ્જ-આપો |
| મહાયસ-મોટા યશવાળા | બોહિં-સમ્યક્ત્વ |
| ભત્તિબ્ભર-ભક્તિના સમુહથી | ભવે ભવે-ભવોભવને વિષે |
| નિબ્ભરેણ-પૂર્ણ ભરેલા | પાસ જિણચંદ-હે પાર્શ્વ-જિનચંદ્ર |
| હિઅએણ-હૃદયે કરી | |

---

ઇઅ સંથુઓ મહાયસ—હે મોટા યશવાળા ! એ પ્રકારે તમારી
સ્તુતિ કરી.

ભત્તિબ્ભર નિબ્ભરેણ હિઅએણ—ભક્તિના સમૂહથી પૂર્ણ ભરેલા
હૃદયે કરી.

તા દેવ દિજ્જ બોહિં—તે કારણ માટે હે દેવ ! સમકિત આપો.

ભવે ભવે પાસ જિણચંદ ॥ ૫ ॥—હે પાર્શ્વ જિનચંદ્ર ! ભવો
ભવને વિષે.

ગાથા ૫, ગુરૂ ૨૧, લઘુ ૧૬૪, સર્વ વર્ણ ૧૮૫.

ભાવાર્થ—પાર્શ્વનાથની, પાર્શ્વયક્ષની સ્તુતિ પૂર્વક ઉપસર્ગ તથા વિઘ્નને ટાળવાની માગણી હોવાથી ઉપસર્ગહર સ્તોત્ર આ સૂત્રનું બીજું નામ છે.

## ૧૮ શ્રી જયવીયરાય ( પ્રાર્થના ) સૂત્ર.

| | |
|---|---|
| જય-જય પામો | ભવ-ભવનું |
| વીયરાય-હે વીતરાગ ! | નિવ્વેઓ-ઉદાસીનપણું |
| જગગુરૂ-હે જગતના ગુરૂ ! | મગ્ગાણુસારિઆ-માર્ગાનુસારીપણું |
| હોઉ-હોજો  મમ-મને | |
| તુહ-તમારા | ઇટ્ઠફલ-વાંછિત ફલની |
| પભાવઓ-પ્રભાવથી | સિદ્ધિ-પ્રાપ્તિ |
| ભયવં-હે ભગવન્ | |

---

જય વીયરાય ! જગ ગુરૂ !—હે વીતરાગ ! હે જગતના ગુરૂ તમે જય પામો

હોઉ મમ તુહ પભાવઓ ભયવં—હે ભગવન્ ! તમારા પ્રભાવથી મને હોજો

૧ ભવનિવ્વેઓ ૨ મગ્ગાણુસારિઆ—૧ ભવનું ઉદાસીપણું ( સંસારમાં ઉદાસીનપણું ) અને ૨ માર્ગાનુસારિપણું ( ન્યાયથી ધન મેળવવું )

૩ ઇટ્ઠફલ સિદ્ધિ ॥ ૧ ॥—વાંછિત ફળની પ્રાપ્તિ

| | |
|---|---|
| લોગવિરૂદ્ધ-લોક વિરૂદ્ધનો | જોગો-મેળાપ |
| ચ્ચાઓ-ત્યાગ | તવ્વયણ-તેમના વચનની |
| ગુરૂજણ-ગુરૂજનની  પૂઆ-પૂજા | સેવણા-સેવા |
| પરત્થકરણં-પરોપકાર કરવો | આભવં-જીવનપર્યંત સુધી |
| ચ-અને  સુહગુરૂ-સારા ગુરૂનો | અખંડા-અખંડિતપણે |

---

૪ લોગવિરૂદ્ધચ્ચાઓ—લોકની વિરૂદ્ધ કામોનો ત્યાગ

૫ ગુરૂજણપૂઆ ૬ પરત્થકરણં ચ—ગુરૂજનની પૂજા અને પરોપકાર કરવો.

૭ સુહગુરુજોગો ૮ તવ્વયણ સેવણા—સારા ગુરુનો મેળાપ ૮ અને તેમના વચનની સેવા.

આભવમખંડા ॥ ૨ ॥—આટલી વસ્તુઓ જીવન પર્યંન્ત મને અખંડિતપણે હોજો.

| | |
|---|---|
| **વારિજ્જઇ**—ના પાડી છે | **સમએ**—શાસ્ત્રમાં |
| **જઇવિ**—જો કે | **તહવિ**—તો પણ. **મમ**—મને |
| **નિયાણ**—નિયાણું | **હુજ્જ**—હોજો. **સેવા**—સેવા |
| **બંધણં**—બાંધવાની | **ભવે ભવે**—ભવોભવને વિષે |
| **વીયરાય**—હે વીતરાગ ! | **તુમ્હ**—તમારા |
| **તુહ**—તમારા | **ચલણાણં**—ચરણની |

વારિજ્જઇ જઇવિ નિયાણબંધણં—જો કે નિયાણું બાંધવાની ના પાડી છે.

વીયરાય તુહ સમયે—હે વીતરાગ ! તમારા શાસ્ત્રમાં.

તહવિ મમ હુજ્જ સેવા—તો પણ મને સેવા હોજો.

ભવે ભવે તુમ્હ ચલણાણં ॥૩॥—ભવોભવને વિષે તમારા ચરણની.

| | |
|---|---|
| **દુક્ખક્ખઓ**—દુઃખનો ક્ષય | **સંપજ્જઉ**—પ્રાપ્ત થાઓ |
| **કમ્મક્ખઓ**—કર્મનો ક્ષય | **મહ**—મને. **એઅં**—એ |
| **સમાહિ**—સમાધિ | **તુહ**—તમને |
| **મરણં**—મરણ | **નાહ**—હે નાથ |
| **બોહિલાભો અ**—સમકિતનો લાભ | **પણામ**—પ્રણામ |
| | **કરણેણં**—કરવાથી |

દુક્ખક્ખઓ કમ્મક્ખઓ—દુઃખનો ક્ષય, કર્મનો ક્ષય.

સમાહિ મરણં ચ બોહિલાભો અ—સમાધિ મરણ અને સમકિતનો લાભ.

સંપજ્જઉ મહ એઅં—મને એ પ્રાપ્ત થાઓ
તુહ નાહ ! પણામ કરણેણં ॥ ૪ ॥—હે નાથ ! તમને પ્રણામ કરવાથી

| | |
|---|---|
| સર્વમંગલ-સર્વ માંગલિકોમાં | સર્વધર્માણાં-સર્વ ધર્મોમાં |
| માંગલ્ય-મંગળરૂપ | જૈન-જૈન |
| સર્વકલ્યાણ-સર્વ કલ્યાણનું | જયતિ-જય પામે છે |
| કારણં-કારણ | શાસનં-શાસન |
| પ્રધાનં-પ્રધાન એવું | |

સર્વ-મંગલ-માંગલ્યં—સર્વ માંગલિકોમાં મંગળ રૂપ
સર્વ-કલ્યાણ-કારણં—સર્વ કલ્યાણનું કારણ
પ્રધાનં સર્વ ધર્માણાં—સર્વ ધર્મોમાં પ્રધાન એવું
જૈનં જયતિ શાસનં ॥ ૫ ॥—જૈન શાસન જય પામે છે

સંપદા ૨૦, ગાથા ૫, પદ ૨૦, ગુરુ ૧૯, લઘુ ૧૭૨ સર્વ ૧૯૧

ભાવાર્થ—આમાં પ્રભુ પાસે ઉત્તમ સેવાની માગણી કરેલી છે, તેથી તેનું બીજું નામ પ્રાર્થના સૂત્ર છે આ સૂત્ર 'આભવમખંડા' સુધી બે હાથ લલાટ સુધી ઉંચા રાખીને બોલાય છે

## ૧૯ શ્રી અરિહંત ચેઇયાણં—ચૈત્યસ્તવ સૂત્ર.

| | |
|---|---|
| અરિહંત-અરિહંતની | પૂઅણ-પૂજન કરવાથી |
| ચેઇયાણં-પ્રતિમાને કરેમિ-કરું છું | સક્કાર-સત્કાર કરવાથી |
| કાઉસ્સગ્ગં-કાઉસ્સગ્ગ | સમ્માણ-સન્માન કરવાથી |
| વંદણ-વંદન કરવાથી | બોહિલાભ-બોધીબીજનો લાભ |
| વત્તિયાએ-વંદન કરવાને માટે | નિરુવસગ્ગ-મોક્ષ પામવા માટે |

અરિહંત ચેઇયાણં—અરિહંતની પ્રતિમાઓને (વાંદવાને માટે)
કરેમિ કાઉસ્સગ્ગં ॥ ૧ ॥—હું કાઉસ્સગ્ગ કરું છું.
વંદણ વત્તિયાએ—વંદન કરવાથી થતા ફલને માટે
પૂઅણ વત્તિયાએ—પૂજન કરવાથી થતા ફલને માટે.
સક્કાર વત્તિયાએ—સત્કાર કરવાથી થતા ફલને માટે.
સમ્માણ વત્તિયાએ—સન્માન કરવાથી થતા ફલને માટે.
બોહિલાભ વત્તિયાએ—બોધી બીજ (સમ્યક્ત્વ)ના લાભને માટે.
નિરૂવસગ્ગ વત્તિયાએ ॥ ૨ ॥—મોક્ષ સ્થાન પામવાને માટે. (હું કાઉસ્સગ્ગ કરૂં છું.)

સદ્ધાએ–શ્રદ્ધા વડે
મેહાએ–નિર્મલ બુદ્ધિ વડે
ધીઇ એ–ધીરજ વડે
ધારણાએ–ધારણા વડે
અણુપ્પેહાએ–તત્ત્વચિંતવન વડે
વડ્ઢમાણિએ–વધતા પરિણામે
ઠામિ–કરું છું
કાઉસ્સગ્ગં–કાઉસ્સગ્ગ

---

સદ્ધાએ મેહાએ—શ્રદ્ધાવડે, નિર્મળ બુદ્ધિવડે.
ધીઇએ ધારણાએ અણુપ્પેહાએ—ધીરજ વડે, ધારણા વડે, અને સ્મૃતિપૂર્વક વારંવાર સંભારવા વડે–તત્વચિંતન વડે.
વડ્ઢમાણીએ—એ પાંચ વૃદ્ધિ પામતે થકે
ઠામિ કાઉસ્સગ્ગં ॥ ૩ ॥ હું કાઉસ્સગ્ગ કરૂં છું.

ભાવાર્થ—આ સૂત્રથી એક દહેરાસરમાં રહેલ પ્રતિમાઓને ઉત્તમ પ્રકારે વંદન કરાય છે અને તેથી તેનું બીજું નામ ચૈત્યસ્તવ સૂત્ર કહેવાય છે.

## ૨૦ શ્રી કલ્લાણકંદં–સ્તુતિ–સૂત્ર.

કલ્લાણ–કલ્યાણના. કંદં–મૂળ
પઢમં–પહેલા
જિણિંદં–જિનેંદ્રને
સંતિં–શાન્તિનાથને
તઓ–તે પછી
નેમિજિણં–નેમિજિનને

| | |
|---|---|
| મુણિંદ–મુનિઓના ઈંદ્રને | ઠાણું–સ્થાનરૂપ |
| પાસ–પાર્શ્વનાથને | ભત્તીઈ–ભક્તિ વડે |
| પયાસં–પ્રકાશના કરનારા | વંદે–વાંદું છું   સિરિ–શ્રી |
| સુગુણિક્ક–સારા ગુણોના એક | વદ્ધમાણં–વર્ધમાન સ્વામીને |

---

કલ્લાણ કંદં પઢમં જિણિંદં—કલ્યાણના મૂળરૂપ એવા પહેલા જિનેંદ્ર (ઋષભદેવ) ને

સંતિં તઓ નેમિજિણં મુણિંદં—શાંતિનાથને અને તે પછી મુનિઓના ઈંદ્ર શ્રી નેમિનાથને

પાસં પયાસં સુગુણિક્કઠાણં—વળી ત્રણ ભુવનમાં પ્રકાશ કરનાર એવા શ્રી પાર્શ્વનાથને અને સારા ગુણોના એક સ્થાનરૂપ એવા

ભત્તીઈ વંદે સિરિવદ્ધમાણં ॥ ૧ ॥—શ્રી વર્દ્ધમાનસ્વામીને હું ભક્તિપૂર્વક વાંદું છું

| | |
|---|---|
| અપાર–પાર વિનાના–છેડા વિનાના | સવ્વે–સર્વ |
| સંસાર–સંસાર રૂપ | જિણિંદા–જિનેંદ્રો |
| સમુદ્દ–સમુદ્રના | સુર–દેવતાઓના |
| પાર–પારને–છેડાને | વિંદ–સમુહવડે   વંદા–વંદાયેલા |
| પત્તા–પામેલા | કલ્લાણ–કલ્યાણરૂપ |
| સિવં–મોક્ષને   દિંતુ–આપો | વલ્લીણ–વેલડીના |
| સુઇક્ક–પવિત્ર વસ્તુઓમાં એક | વિસાલ–મોટા |
| સાર–સારભુત | કંદા–મૂળ–સમાન |

અપાર સંસાર સમુદ્દ પારં—સંસાર રૂપ અપાર સમુદ્રના પારને

પત્તા સિવં દિંતુ સુઇક્ક સારં—પામેલા એવા ( જિનેંદ્રો ) પવિત્ર વસ્તુઓમાં એક સાર રૂપ એવું મોક્ષ આપો

**સવ્વે જિણિંદા સુરવિંદવંદા**—તે બધા જિનેંદ્રો, દેવતાઓના સમૂહ વડે વંદાયેલા છે.

**કલ્લાણ વલ્લીણ-વિસાલ કંદા ॥ ૨ ॥**—કલ્યાણ રૂપ વેલડીના મોટા મુળ સમાન એવા.

નિવ્વાણ-મોક્ષ. મગ્ગે-માર્ગમાં
વર-ઉત્તમ. જાણકપ્પં-વાહનસમાન
પણાસિય-નાશ કરનાર
અસેસ-બધા
કુવાઇ-કુવાદીઓના
દપ્પં-ગર્વને
મયં-મતને
જિણાણં-જિનેશ્વરોના
સરણં-શરણ રૂપ
બુહાણં-પંડિતોને
નમામિ-નમસ્કાર કરું છું.
નિચ્ચં-હમેશાં
તિજગ-ત્રણ જગતમાં
પ્પહાણં-પ્રધાન

**નિવ્વાણ મગ્ગે વરજાણકપ્પં**—મોક્ષ માર્ગમાં ઉત્તમ વાહન સમાન,

**પણાસિયાસેસ-કુવાઇદપ્પં**—બધા કુવાદીઓના ગર્વનો નાશ કરનાર એવો.

**મયં જિણાણં સરણં બુહાણં**—જિનેશ્વરોનો મત પંડિતોને શરણરૂપ છે.

**નમામિ નિચ્ચં તિજગપ્પહાણં ॥ ૩ ॥**—વળી ત્રણ જગતમાં પ્રધાન એવા તે મતને હું હંમેશાં નમસ્કાર કરૂં છું.



કુંદ-મોગરાનું ફૂલ. ઇંદુ-ચંદ્ર
ગોક્ખીર-ગાયનું દુધ
તુસાર-બરફ જેવા
વન્ના-રંગવાળી. સરોજ-કમળ
હત્થા-હાથને વિષે
કમલે-કમળ ઉપર
નિસન્ના-બેઠેલી
વાએસિરિ-સરસ્વતી દેવી
પુત્થય-પુસ્તકોનો. વગ્ગ-સમૂહ
હત્થા-હાથને વિષે છે એવી
સુહાય-સુખને માટે. સા-તે દેવી
અમ્હ-અમારા સયા-હમેશાં
પસત્થા-થાઓ

કુંદિંદુ-ગોક્ખીર-તુસાર વન્ના—૧ મચકુંદ (મોગરા) નું ફૂલ, ૨ ચંદ્ર, ૩ ગાયનું દૂધ અને ૪ બરફ જેવા રંગવાળી
સરોજ હત્થા કમલે નિસન્ના—જેના હાથને વિષે કમળ છે અને કમળ ઉપર બેઠેલી છે એવી
વાએસિરિ પુત્થય વગ્ગ હત્થા—વળી જેના બીજા હાથમાં પુસ્તકોનો સમૂહ છે એવી સરસ્વતી દેવી
સુહાય મા અમ્હ સયા પસત્થા ॥ ૪ ॥ તે દેવી હંમેશાં અમારા સુખને માટે થાઓ

---

## સામાયિક લેવાનો વિધિ.

**સામાયિકમાં જોઈતી વસ્તુઓ—**

૧ શુદ્ધ વસ્ત્ર ૨ કટાસણું ૩ મુહપત્તિ ૪ સાપડો.
૫ પુસ્તક ૬ ચરવળો ૭ ઘડી ૮ નવકારવાળી

૧ પ્રથમ શુદ્ધ વસ્ત્ર પહેરવા પછી—
૨ ચરવળાથી જગ્યા પૂંજી શુદ્ધ ભૂમિ કરવી
૩ ઉંચે આસને સ્થાપનાચાર્ય અથવા પુસ્તક સાપડા પર મૂકવું
૪ મુહપત્તિ ડાબા હાથમા રાખીને જમણો હાથ સ્થાપનાજી સન્મુખ રાખવો પછી—
૫ નવકાર પંચિંદિય કહીને સ્થાપનાજી સ્થાપવા પછી—
૬ એક ખમાસમણુ દઈને ઇરિયાવહિયા પડિકમવા
૭ પછી તસ્સ ઉત્તરી, અન્નત્થ, કહી એક લોગસ્સ "ચંદેસુ નિમ્મલયરા" સુધી અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૮. પારીને પ્રગટ લોગસ્સ બોલી એક ખમાસમણ દેવું. પછી

૯. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક મુહપત્તિ પડિલેહું! ઇચ્છં, એમ કહીને મુહપત્તિ પડિલેહવી.

૧૦. પછી એક ખમાસમણ દઈને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું? ઇચ્છં, એમ કહીને.

૧૧. એક ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં? ઇચ્છં, એમ કહેવું.

૧૨. પછી બે હાથ લલાટે જોડી એક નવકાર ગણવો

૧૩. પછી ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી? એમ કહી ગુરૂ અથવા વડિલ હોય તે 'કરેમિ-ભંતે સૂત્ર' બોલે અને તે ન હોય તો સામાયિક લેનારે પોતે બોલવું

૧૪. પછી એક ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું? ઈચ્છં, કહી એક ખમાસમણ દઈ.

૧૫. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં? ઈચ્છં, કહી એક ખમાસમણ દઈ

૧૬. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાહું? ઈચ્છં, કહી એક ખમાસમણ દઈ.

૧૭. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂં? ઇચ્છં, કહી બે હાથ જોડી ત્રણ નવકાર ગણી બે ઘડી (અથવા અડતાલીસ ૪૮ મિનિટ) સુધી ધર્મધ્યાન કરવું.

---

## ×સામાયિક પારવાનો વિધિ.

૧ પ્રથમ એક ખમાસમણુ દઈને ઈરિયાવહિયા કહેવા

૨. પછી તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ (ચંદેસુ નિમ્મલયરા સુધી) અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો પછી પારીને

૩ પ્રગટ લોગસ્સ કહી એક ખમાસમણુ દેવુ પછી,

૪ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્૦ મુહપત્તિ પડિલેહું ? ઈચ્છં૦ એમ કહીને મુહપત્તિ પડિલેહવી

૫ પછી એક ખમાસમણુ દઈને ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પારૂં ? યથાશક્તિ.

૬ એમ કહી ખમાસમણુ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું ? તહત્તિ એમ કહીને

૭ જમણો હાથ ચરવળા અથવા કટાસણા ઉપર સ્થાપીને એક નવકાર ગણી સામાઇય વય જુત્તો કહેવો

૮ પછી જમણો હાથ સવળો રાખી એક નવકાર ગણી સ્થાપનાચાર્ય યોગ્ય સ્થાને મુકવા

---

## ચૈત્યવંદનનો વિધિ

૧ પ્રથમ દેરાસરમા ત્રણ ખમાસમણ દેવા પછી ડાબો ઢીંચણ ઉભો રાખી ઉત્તરાસણ નાખી બે હાથ જોડી

---

× અહિં ઉપરા ઉપર બે કે ત્રણ સામાયિક કરી શકાય, તેમા દરેક વખતે સામાયિક લેવાનો વિધિ કરવો, ૫ણ તેમાં સજ્ઝાય કરને બદલે સજ્ઝાયમાં છુ એમ કહેવુ પણ દરેક વખતે સામાયિક પારવુ નહિ બે સામાયિક કરવાં હોય તો બે પૂરા થયે અને ત્રણ કરવાં હોય તો ત્રણ પૂરા થયે એકવાર પારવુ જો એકી સાથે આઠ-દસ સામાયિક ભેગાં કરવાં હોય તો પણ ત્રણ ત્રણ સામાયિક પુરા થયે પારવાં

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં? ઇચ્છં, કહી

૨. સકલકુશલવલ્લી કહી ચૈત્યવંદન કહેવું. પછી—

૩. જંકિંચિ કહી નમુત્થુણં કહેવું.

૪. પછી જાવંતિ ચેઇઆઇં કહી એક ખમાસમણ દેવું.

૫. પછી જાવંત કેવિ સાહૂ કહી નમોઽર્હત્ કહેવું.

૬. પછી સ્તવન કહેવું અથવા ન આવડે તો ઉવસગ્ગહરં કહેવું

૭. પછી બે હાથ મસ્તકે ધરી અર્ધા જયવીયરાય 'આભવ-મખંડા' સુધી કહેવા, પછી બે હાથ નીચા ઉતારી જયવીયરાય પૂરા કહેવા.

૮. પછી ઉભા થઇ અરિહંત ચેઇયાણં, કહી અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૯. પછી કાઉસ્સગ્ગ પારીને નમોઽર્હત્ કહીને થોય કહેવી પછી એક ખમાસમણ દેવું.

## સામાયિક તથા ચૈત્યવંદનના સૂત્રોના પ્રશ્નો.

૧ નવકાર તણા પંચપરમેષ્ઠિ સૂત્ર નામ શા કારણથી છે?

૨ પંચપરમેષ્ઠિ કયા? તેમના ગુણો કેટલા? અને કયા કયા?

૩ નવકારવાલીમાં ૧૦૮ મણકા કેમ છે?

૪ પંચપરમેષ્ઠિમાં ગુરૂ કેટલા અને દેવ કેટલા?

૫ પંચિંદિયનું બીજું નામ શું?

૬ પંચિંદિયનો ઉપયોગ કયાં થાય છે? અને તેમાં શાનું વર્ણન છે? તેમજ મહાવ્રત, સમિતિ અને આચાર કયા અને કેટલા? તે તેના અર્થ સાથે કહો?

૭ ખમાસમણ સુત્રનું બીજું નામ શું? તથા તેનો ઉપયોગ ક્યાં થાય છે? તેમજ પંચાંગ પ્રણિપાત કેમ કહેવાય છે?

૮ દેવ અને ગુરૂને કેટલા ખમાસમણ દેવાય ?
૯ ઇરિયાવહિ સૂત્ર શા માટે બોલવામાં આવે છે ?
૧૦ શલ્ય કેટલાં ? ક્યાં ? તે અર્થ સાથે લખો ? કાયોત્સર્ગ એટલે શું ?
૧૧ આગાર એટલે શું ? આગારો કેટલા ને કયા કયા ?
૧૨ લોગસ્સનું બીજું નામ શું ? લોગસ્સ અને નવકારના કાઉસ્સગ્ગમાં કેટલા શ્વાસોશ્વાસ હોય છે ?
૧૩ કરેમિભંતેમાં ૭ આવશ્યક કઇ રીતે છે ? આનું બીજું નામ શું ? નિંદા અને ગર્હામા ફેર શો ? અને ક્યા થાય ?
૧૪ સામાઇયવયજુત્તોનું શું સ્વરૂપ છે ? સામાયિક પારતા લેતાં ને ઉચ્ચરતાં હાથ શાથી સવળો અવળો અને જોડવામા આવે છે અને શાથી નવકાર ગણવામા આવે છે ?
૧૫ જગચિંતામણિ કોણે બનાવ્યું ? અને ક્યા બનાવ્યું ? એકસો સીત્તેર તીર્થંકરો વિચરતા કઇ રીતે ઘટે ? ઉત્કૃષ્ટ શાશ્વત પ્રતિમાઓ કેટલી ? ઉત્કૃષ્ટ કેવળીઓ તથા મુનિઓની સંખ્યા કેટલી ? અને જઘન્યથી કેટલી ?
૧૬ શક્રસ્તવ શા માટે ? તેમાં કોની અને કેટલા વિશેષણો દ્વારા સ્તુતિ છે ? ભગવાનને સારથિ કેમ કહ્યા ?
૧૭ જાવંતિ ચેઇઆઇં તથા જાવંત કેવિ સાહૂમાં કોનું વર્ણન છે ?
૧૮ નમોઽર્હતના કર્તા કોણ ? ને તેમનુ જીવનવૃત્તાન્ત શું ?
૧૯ ઉવસગ્ગહરમા શાનુ વર્ણન છે ? તેના કર્તા કોણ ? ને તેમનુ જીવનવૃત્તાંત શું ? અને સૂત્રમા કોની સ્તુતિ છે ?
૨૦ જયવીયરાયમા કેટલી અને કયી માગણી કરવામા આવી છે ? નિયાણું કોને કહેવાય ? પ્રાર્થના સૂત્રની શી સાર્થકતા ?
૨૧ અરિહંત ચેઇઆણં સૂત્રથી શું માગણી કરવામા આવે છે ?
૨૨ કલ્લાણકંદની દરેક ગાથામાં કોનું વર્ણન છે ?

# ૨૧ સંસાર દાવાનલની સ્તુતિ.

| | |
|---|---|
| **સંસાર**–સંસાર રૂપ | **માયા**–કપટરૂપી |
| **દાવ**–વનનો | **રસા**–પૃથ્વીને |
| **અનલ**–અગ્નિ | **દારણ**–ખોદવામાં |
| **દાહ**–તાપ [ ઓલવવાને ] | **સાર**–તીક્ષ્ણ |
| **નીરં**–પાણી સમાન | **સીરં**–હળ સમાન |
| **સંમોહ**–મોહ | **નમામિ**–નમસ્કાર કરૂં છું |
| **ધૂલી**–ધૂળને | **વીરં**–મહાવીર પ્રભુને |
| **હરણે**–દૂર કરવામાં | **ગિરિસાર**–મેરૂ પર્વત જેવા |
| **સમીરં**–પવન સમાન | **ધીરં**–ધીરજવાનને |

૧. આ સ્તુતિની રચના સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાના એક સરખારૂપથી રચાયેલી છે. તેના રચનાર શ્રી હરિભદ્રસૂરિજી છે. તેમનો ટુંક પરિચય નીચે મુજબ છે.

જ્ઞાતિએ બ્રાહ્મણ રાજપુરોહિત હરિભદ્રસૂરિ,તે યાકિની સાધ્વીજીદ્વારા જૈનધર્મ સ્વીકારી ક્રમે કરી આચાર્ય થયા. તેમના ભાણેજ હંસ પરમહંસે તેમની પાસે દીક્ષા લીધી. ગુરૂ અનુજ્ઞા વિના બૌદ્ધ વિદ્યાપીઠમાં ભણતાં, જૈન તરીકે પ્રગટ થતાં એકનું બૌદ્ધો સાથે યુદ્ધમાં અને બીજાનુ ગુરૂ પાસે બૌદ્ધોની સાથે થયેલા વિગ્રહના પ્રતિપાદન કર્યા બાદ આઘાતથી મૃત્યુ થયું. બને શિષ્યોના મૃત્યુથી હરિભદ્રસુરિએ બૌદ્ધો સાથે વાદ આરભ્યો અને. એ વાદમાં ૧૪૪૪ બૌદ્ધોને હરાવ્યા. વાદની શરત એવી હતી કે 'જે હારે તેને કડકડતા તેલના કડાયામાં પડી મૃત્યુ પામવું આ વાતની ખબર યાકિનિ મહત્તરા સાધ્વીને પડી. અને તેમણે હરિભદ્રસૂરિને આલોચનાના બાને યોગ્ય માર્ગે વાળ્યા અને બૌદ્ધોને જીવિતદાન અપાવ્યું. પરંતુ બૌદ્ધોને મારવાના સંકલ્પનું તેઓ ગુરૂ પાસે પ્રાયશ્ચિત માગતાં ગુરૂએ ૧૪૪૪ ગ્રથો બનાવવાનું પ્રાયશ્ચિત આપ્યું. ૧૪૪૦ ગ્રંથો બનાવ્યા પણ ચાર ગ્રંથ બાકી રહ્યા.

[ શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ-ઈન્દ્રવજ્રા ૭૬ ]

૧ સંસાર-દાવાનલ-દાહ-નીરં —૧ સંસારરૂપદાવાનલના તાપને ઓલવવાને પાણી સમાન

૨ સંમોહ-ધૂલી-હરણે-સમીરં —૨ મોહ એટલે અજ્ઞાનરૂપી ધૂળને દૂર કરવામાં પવન સમાન

૩ માયા-રસા-દારણ-સાર-સીરં —૩ કપટ રૂપી પૃથ્વીને ખોદવામાં તીક્ષ્ણ હળ સમાન

૪ નમામિ વીરં ગિરિસારધીરં ॥ ૧ ॥—૪ મેરૂ પર્વત જેવા ધીરજવાન (એવા) શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર કરૂં છું

| | |
|---|---|
| ભાવ-ભાવપૂર્વક | માલિતાનિ-પૂજાએલા |
| અવનામ-નમસ્કાર કરનાર | સંપૂરિત-સારી રીતે પૂરેલા |
| સુર-દેવ [ ભવનપતિ ] | અભિનત-નમસ્કાર કરનાર |
| દાનવ-દાનવ | લોક-લોકોના |
| માનવ-મનુષ્યોના | સમીહિતાનિ-મનોવાંછિત |
| ઈન-સ્વામીઓના | કામં-અત્યંત |
| ચૂલા-મુગટને વિષે રહેલા | નમામિ-નમસ્કાર કરૂં છું |
| વિલોલ-ચપળ | જિનરાજ-જિનેશ્વરોના |
| કમલ-કમળની | પદાનિ-ચરણોને |
| આવલી-શ્રેણી વડે | તાનિ-તે |

[ સર્વજિન સ્તુતિ વસંત-તિલકાવૃત્તમ્ ]

ભાવાવનામ-સુર-દાનવ-માનવેન—ભાવપૂર્વક નમસ્કાર કરનાર એવા દેવ દાનવ અને મનુષ્યના જે સ્વામી,

ચૂલા-વિલોલ-કમલાવલિ-માલિતાનિ—તેના મુગટ ઉપર રહેલી ચપળ કમળની શ્રેણીઓ વડે પૂજાએલા એવા,

---

જ્યારે મૃત્યુકાળ નજીક આવ્યો ત્યારે ચારે પ્રથમ બને સંસાર દાવાની ચાર થોયો ઓરબી ઉપર ઝકાર શબ્દ આગાઉ તેમનો કાળધર્મ થયો શાસનદેવીની પ્રેરણાથી સંઘને એ ચોથી ગાથા આથે પૂરી કરી આથી ઝંકારારાવસાર સહસ્ત્ર સાથે બોલાય છે

ધૂલી-બહુલ-પરિમલાલીઢ-લોલાલિમાલા—૧ પરાગની ઘણી સુગંધમાં આસક્ત થયેલા ચપળ ભમરાઓની શ્રેણીઓના...

ઝંકારારાવ સારાઢ-ગુંજારના શબ્દ વડે ઉત્તમ એવું........

મલદલ કમલાઽઽ—નિર્મળ પાંદડાંવાળું એવું જે કમળ.

ગાર ભૂમિ નિવાસે—તે રૂપ ઘરની ભૂમિમાં રહેનારી એવી......

૨ છાયા-સંભાર-સારે—૨ કાન્તિના સમુહવડે સુશોભિત એવી...

૩ વર-કમલ-કરે—૩ હાથને વિષે ઉત્તમ કમળ છે એવી........

૪ તાર-હારા-ભિરામે—૪ દેદીપ્યમાન હાર વડે મનોહર એવી...

૫ વાણી-સંદોહ-દેહે—૫ દ્વાદશાંગી રૂપ વાણીના સમુહરૂપી શરીરવાળી એવી

ભવ-વિરહ-વરં, દેહિ મે દેવિ સારં ॥૪॥ હે શ્રુતદેવી ! મને ઉત્તમ મોક્ષરૂપી વરદાન આપો.

ગાથા-૪, પદ-૧૬, સંપદા-૧૬, સર્વવર્ણ-૨૫૨,

**ભાવાર્થ**—આ સૂત્ર શ્રી હરિભદ્રસૂરિએ રચેલ છે. તેની પહેલી ગાથામાં શ્રી મહાવીર સ્વામીની, બીજીમાં સર્વ જિનની, ત્રીજીમાં શ્રુતજ્ઞાનની ને ચોથીમાં શાસનદેવીની સ્તુતિ છે.

**પ્રશ્નો**—૧ આ સૂત્ર કોણે રચેલું છે ! અને તેમાં કોની કોની સ્તુતિ છે !

૨ આ સૂત્ર આપણે ક્યારે બોલીએ છીએ ! તેમજ છેલ્લી ગાથા સાથે બોલવાનું શું કારણ !

## ૨૨ પુક્ખરવરદીવડ્ઢે-(શ્રુતસ્તવ) સૂત્ર

પુક્ખરવર-પુષ્કરવર નામના
દીવડ્ઢે-અડધા દ્વીપમાં
ધાયઈ સંડએ-ધાતકી ખંડમાં
જંબુદીવે-જંબૂદ્વીપમાં
ભરહ-ભરત
એરવય-ઐરવત
વિદેહે-મહાવિદેહ ક્ષેત્રમાં
ધમ્માઇગરે-ધર્મની શરૂઆત કરનારને
નમંસામિ નમસ્કાર કરું છું

(આર્યાગીતિ)

પુક્ખર-વર-દીવડ્ઢે-પુષ્કરવર નામના દ્વીપના અડધા ભાગમાં
ધાયઈ-સંડે અ જંબુદીવે અ-ધાતકીખંડમાં અને જંબુદ્વીપમાં રહેલા
ભરહેર-વય-વિદેહે—પાંચ ભરત, પાંચ ઐરવત, અને પાંચ મહા વિદેહ ક્ષેત્રમાં
ધમ્માઇગરે નમંસામિ ॥ ૧ ॥—ધર્મની શરૂઆત કરનાર (તીર્થંકરો) ને હું નમસ્કાર કરું છું

| | |
|---|---|
| તમ-અજ્ઞાનરૂપ | સીમા-મર્યાદામાં |
| તિમિર-અંધકારના | ધરસ્સ-રાખનારા |
| પડલ-સમૂહનો | વંદે-વાંદું છું |
| વિદ્ધંસણસ્સ-નાશ કરનારને | પમ્ફોડિય-તોડી નાખી છે |
| સુરગણ-દેવતાઓનો સમૂહ | મોહ-મોહરૂપી |
| નરિંદ-ચક્રવર્તી વડે | જાલસ્સ-જાળને |
| મહિઅસ્સ-પૂજાયેલ | |

તમ-તિમિર-પડલ-વિદ્ધંસણસ્સ—અજ્ઞાનરૂપી અંધકાર ના સમૂહનો નાશ કરનાર એવા
સુરગણ-નરિંદ-મહિઅસ્સ—દેવતાઓના સમૂહ તથા ચક્રવર્તીઓ વડે પૂજાએલા
સીમા-ધરસ્સ વંદે, પમ્ફોડિય-મોહ-જાલસ્સ ॥ ૨ ॥—વળી આત્માને મર્યાદામાં રાખનારા અને મોહરૂપી જાળને તોડી નાખનાર એવા (સિદ્ધાંત) ને હું વંદન કરું છું

| | |
|---|---|
| જાઈ જન્મ | પુક્ખલ-સંપૂર્ણ |
| જરા-ઘડપણ | વિસાલ-વિશાળ |
| સોગ-શોકનો | સુહ-મોક્ષ સુખને |
| પણાસણસ્સ-નાશ કરનાર | આવહસ્સ-આપનાર |
| કલ્લાણ-કલ્યાણકારી | કો-કોણ |

| | |
|---|---|
| દેવ-દેવતા | ધમ્મસ્સ-શ્રુત ધર્મના |
| દાણવ-દાનવ | સારં-તત્ત્વને |
| નરિંદ ચક્રવર્તિના | ઉવલબ્ભ-પામીને |
| ગણ- સમૂહ | કરે પમાયં-પ્રમાદ કરે ? |
| અચ્ચિઅસ્સ-પૂજાયેલ | |

જાઇ-જરા-મરણ-સોગ-પણાસણસ્સ—જન્મ, ઘડપણ, મરણ અને શોકનો નાશ કરનાર.

કલ્લાણ-પુક્ખલ-વિસાલ-સુહાવહસ્સ—કલ્યાણકારી અને સંપૂર્ણ એવા વિશાળ મોક્ષ સુખને આપનાર.

કો દેવ-દાણવ-નરિંદ-ગણચ્ચિઅસ્સ—(કોણ) દેવતા, દાનવ અને ચક્રવર્તિના સમૂહવડે પૂજાયેલ એવા.

ધમ્મસ્સ સાર-મુવલબ્ભ કરે પમાયં ? ॥ ૩ ॥—શ્રુતધર્મના તત્ત્વને પામીને કોણ પ્રમાદ કરે ? (અર્થાત કોઈ પણ પ્રમાદ ન કરે)

| | |
|---|---|
| સિદ્ધે-સિદ્ધ એવા | સબ્ભુઅભાવ-સત્ય ભાવ વડે |
| ભો-હે જ્ઞાનવંત લોકો | અચ્ચિએ-પૂજાએલો |
| પયઓ-આદર સહિત | લોગો-ત્રણ કાળનું જ્ઞાન |
| ણમો-હું નમસ્કાર કરૂં છું. | જત્થ-જેમાં |
| જિણમએ-જિનમતને | પઇટ્ઠિઓ-રહેલું છે. |
| નંદી-વૃદ્ધિ થાઓ | જગમિણં-આ જગતનું |
| સયા-હંમેશા | તેલુક્ક-ત્રણ લોક રૂપ |
| સંજમે-ચારિત્ર ધર્મને વિષે | મચ્ચ-મનુષ્ય લોક |
| દેવં-વૈમાનિક દેવ | અસુરં-દેવ લોક |
| નાગ-ભવનપતિ દેવ | ધમ્મો-શ્રુત ધર્મ |
| સુવન્ન-જ્યોતિષી દેવ | વડ્ઢઉ-વૃદ્ધિ પામો |
| કિન્નર-વ્યંતર દેવ | સાસઓ-શાશ્વતો |
| ગણ-સમૂહથી | વિજયઓ-વિજયવંત |

| | |
|---|---|
| ધમ્મ-ધર્મ | ભગવઓ-હે ભગવત |
| ઉત્તર-વિશેષ અને વિશેષ | કરેમિ-કરૂ છુ |
| સુઅસ્સ-શ્રુત ધર્મ | કાઉસ્સગ્ગ-કાઉસ્સગ્ગ |

સિદ્ધે ! ભો પયઓ ણમો જિણમએ—હે જ્ઞાનવત લોકો ! સિદ્ધ એવા જિનમતને હુ આદર સહિત નમસ્કાર કરૂ છુ

નદી સયા સજ્જમે—(તેનાથી) ચારિત્ર ધર્મને વિષે હમેશા વૃદ્ધિ થાઓ,

દેવ-નાગ-સુવન્ન-કિન્નર-ગણ—વૈમાનિક, ભવનપતિ, જ્યોતિષી, અને વ્યતર દેવના સમૂહથી

સબ્ભુઅ-ભાવચ્ચિએ—સત્ય ભાવે કરીને પૂજાએલો એવો

લોગો જત્થ પઇટ્ઠિઓ—ત્રણ કાળનુ જ્ઞાન જેમા (શ્રુત ધર્મમાં) રહેલુ છે એવો

જગમિણ તેલુક્ક-મચ્ચાસુર—ત્રણ લોક મનુષ્યલોક-દેવલોક-અને પાતાળલોક રૂપ આ જગતનુ જ્ઞાન જેમાં પ્રતિષ્ઠ્યુ છે એવો

ધમ્મો વડ્ઢઉ સાસઓ વિજયઓ ધમ્મુત્તર વડ્ઢઉ ॥ ૪ ॥—એવો સિદ્ધાતરૂપ શ્રુતધર્મ વૃદ્ધિ પામો, તે શાશ્વતો છે, વિજયવત છે તેમજ ચારિત્ર ધર્મનુ પ્રધાનપણુ થાય તેમ તે વૃદ્ધિ પામો

સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગ વદણ વત્તિઆએ—હે ભગવત ! તે શ્રુતધર્મની આરાધના માટે હુ કાઉસ્સગ્ગ કરુ છુ વદનથી થતા લાભને અર્થે

---

અઢીદ્વિપમા પદર ક્ષેત્રની ગણના—પુષ્કરવર નામના અર્ધદ્વિપમા બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ, ધાતકી ખડમા બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ તેમજ જબુદ્વિપમા એક ભરત, એક ઐરવત અને એક મહાવિદેહ એમ કુલ પદર ક્ષેત્ર આવેલા છે

**ભાવાર્થ**– આ સૂત્રમાં અઢીદ્વિપમાં વિચરતા તીર્થંકરોની તથા જ્ઞાનની, સ્વરૂપ, પ્રતિષ્ઠા અને મહત્તા સાથે સ્તુતિ છે.

## ૨૩ શ્રી સિદ્ધાણં બુદ્ધાણં (સિદ્ધસ્તવ) સૂત્ર.

**સિદ્ધાણં**–સિદ્ધિ પદને પામેલાને
**બુદ્ધાણં**–બુદ્ધોને, બોધ પામેલાને
**પારગયાણં**–સંસાર સમુદ્રના પાર પામેલાને
**પરંપરગયાણં**–અનુક્રમે મોક્ષે પહોંચેલાને
**લોઅગ્ગં**–લોકના અગ્ર ભાગને
**ઉવગયાણં**–પામેલાને
**નમો**–નમસ્કાર થાઓ
**સયા**–હંમેશાં
**સવ્વ**–બધા
**સિદ્ધાણં**–સિદ્ધોને

**સિદ્ધાણં બુદ્ધાણં**—સિદ્ધિપદને પામેલાને, અને બોધ પામેલાને
**પારગયાણં પરંપરગયાણં**—સંસાર સમુદ્રથી પાર પામેલાને તથા અનુક્રમે મોક્ષે પહોંચેલાને.
**લોઅગ્ગ-મુવગયાણં**—લોકના અગ્ર ભાગ ઉપર પહોંચેલાને.
**નમો સયા સવ્વ સિદ્ધાણં ॥૧॥**—એવા સર્વ સિદ્ધોને હંમેશાં નમસ્કાર હો.

**જો**–જે
**દેવાણવિ**–દેવોના પણ
**દેવો**–દેવ છે
**જં**–જેમને
**દેવા**–દેવતાઓ
**પંજલી**–બે હાથ જોડીને
**નમંસંતિ**–નમસ્કાર કરે છે.
**તં**–તે
**દેવ દેવ**–દેવના પણ દેવ (ઇંદ્ર)વડે
**મહિઅં**–પૂજાએલા
**સિરસા**-મસ્તક વડે
**વંદે**–વાંદુ છું.

**જો દેવાણવિ દેવો**—જે દેવોના પણ દેવ છે.
**જં દેવા પંજલી નમંસંતિ**—જેમને દેવતાઓ બે હાથ જોડી નમસ્કાર કરે છે.

ત દેવ દેવ-મહિઅ-તે દેવના પણ દેવ (ઇંદ્ર) વડે પૂજાએલા
સિરસા વ દે મહાવીર ॥ ૨ ॥ મહાવીર-પ્રભુને મસ્તક વડે હુ નમુ છુ

| | |
|---|---|
| ઇક્કોવિ-એક પણ | સ સાર-સ સારરૂપ |
| નમુક્કારો-નમસ્કાર | સાગરાઓ-સમુદ્રથી |
| જિણવર-જિનવરોમા | તારેઈ-તારે છે |
| વસહસ્સ-શ્રેષ્ઠ એવા | નર વા-પુરૂષને |
| વદ્ધમાણસ્સ-વર્દ્ધમાન સ્વામીને | નારિ વા-અને સ્ત્રીને |

ઇક્કોવિ નમુક્કારો, જિણવર-વસહસ્સ વદ્ધમાણસ્સ—જિનવરમા
શ્રેષ્ઠ એવા શ્રી વર્દ્ધમાન સ્વામીને કરેલો એક પણ નમસ્કાર
સ સાર-સાગરાઓ—સ સારરૂપ સમુદ્રથી
તારેઈ નર વ નારિ વા ॥ ૩ ॥—પુરૂષ અને સ્ત્રીને પણ તારે છે

| | |
|---|---|
| ઉજ્જિત-ગિરનાર | જસ્સ-જેમના |
| સેલ-પર્વતના | ત-તે |
| સિહરે-શિખર ઉપર | ધમ્મ-ધર્મના |
| દિક્ખા દિક્ષા કલ્યાણક | ચક્કવટ્ટિ-ચક્રવર્તિ એવા |
| નાણ-કેવળજ્ઞાન કલ્યાણક | અરિટ્ઠનેમિ-શ્રી નેમનાથને |
| નિસીહિઆ-મોક્ષ કલ્યાણક | નમસામિ-નમસ્કાર કરુ છુ |

ઉજ્જિ ત-સેલ સિહરે—ગિરનાર પર્વતના શિખર ઉપર
દિક્ખા-નાણ નિસીહિઆ જસ્સ—જેમના દિક્ષા કલ્યાણક, કેવળજ્ઞાન
કલ્યાણક અને મોક્ષ કલ્યાણક થયા છે
ત-ધમ્મ-ચક્ક વટ્ટિ— તે ધર્મ ચક્રવર્તિ
અરિટ્ઠનેમિ નમસામિ ॥૪॥ શ્રી નેમનાથ પ્રભુને હુ નમસ્કાર કરુ છુ

| | |
|---|---|
| ચત્તારિ ચાર અટ્ઠ-આઠ | જિણવરા-જિનેશ્વરો |
| દસ દોય-દસ અને બે | ચઉવ્વીસ-ચોવીસ |
| વ દિયા-વ દાયેલ | પરમટ્ઠ-પરમાર્થ વડે |

| | |
|---|---|
| નિટ્ઠિ-સિદ્ધ થયા છે | સિદ્ધિં-મોક્ષ |
| અટ્ઠા-અર્થ જેમના | મમ-મને |
| સિદ્ધા-સિદ્ધ થયેલા | દિસંતુ-આપો |

ચત્તારિ અટ્ઠ દસ દોય—ચાર, આઠ, દશ અને બે
વંદિયા જિણવરા ચઉવ્વીસં—એ ચોવીશે જિનેશ્વરો (ઇંદ્રવડે) વંદાયેલા છે.
પરમટ્ઠ-નિટ્ઠિ-અટ્ઠા—પરમાર્થ વડે કૃતકૃત્ય થયા છે અર્થ જેમના
સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥ ૫ ॥—એવા, હે સિદ્ધો! મને મોક્ષ આપો.

પદ. ૨૦ સં. ૨૦ ગાથા ૫ ગુરૂ ૨૫ લઘુ ૧૫૧ સર્વવર્ણ ૧૭૬

**ભાવાર્થ**—આમાં સર્વસિદ્ધ, શ્રી મહાવીરસ્વામી શ્રી નેમિનાથ તથા અષ્ટાપદ ઉપર બિરાજમાન તીર્થંકરોની સ્તુતિ છે.

'ચત્તારિ'-ગાથામાં સમેતશીખર, શત્રુંજય, ગિરનાર અને નંદીશ્વર વિગેરેની ભિન્ન ભિન્ન સ્તુતિઓ સમાયેલ છે.

## ૨૪ શ્રી વેયાવચ્ચગરાણં સૂત્ર

| | |
|---|---|
| વેયાવચ્ચ-વૈયાવચ્ચ | સમ્મદિટ્ઠિ-સમકિત દૃષ્ટિ |
| ગરાણં-કરનાર | સમાહિ-સમાધિ |
| સંતિં-શાન્તિ | કરેમિ-કરું છું. |

વેયાવચ્ચ-ગરાણં, સંતિ-ગરાણં—જૈન શાસનની વૈયાવચ્ચ (સાર સંભાળ) કરનાર તથા શાંતિના કરનાર.
સમ્મદિટ્ઠિ-સમાહિ-ગરાણં—સમકિત દૃષ્ટિ જીવોને સમાધિ કરનાર એવા (દેવોની આરાધના માટે)
કરેમિ કાઉસ્સગ્ગં ॥ ૧ ॥ અન્નત્થ૦—હું કાઉસ્સગ્ગ કરું છું

**ભાવાર્થ**—આમાં શાસન દેવોને તેઓના ગુણની સ્તુતિ પૂર્વક સંભારવામાં આવ્યા છે.

## ૨૫. શ્રી ભગવાનાદિ વંદન સૂત્ર.

ભગવાનહં, આચાર્યહં, ઉપાધ્યાયહં, સર્વસાધુહં ॥ ૧ ॥

અર્થ—ભગવંતોને-આચાર્યોને-ઉપાધ્યાયોને અને બધા સાધુઓને નમસ્કાર હો

## ૨૬. શ્રી દેવસિઅ પડિક્કમણે ઠાઉં સૂત્ર

[ પ્રતિક્રમણ સ્થાપના સૂત્ર ]

સવ્વસ્સ વિ-સર્વ પણ
દેવસિઅ-દિવસ સંબંધી
દુચ્ચિંતિઅ-દુષ્ટ ચિંતવન કરવાથી
દુબ્ભાસિઅ-દુષ્ટ ભાષણ કરવાથી
દુચ્ચિટ્ઠિઅ-દુષ્ટ ચેષ્ટા રૂપ પ્રવૃત્તિ કરવાથી

સવ્વસ્સ વિ દેવસિઅ—સર્વ પણ દિવસ સંબંધી
દુચ્ચિંતિઅ દુબ્ભાસિઅ—દુષ્ટ ચિંતવનથી તથા દુષ્ટ ભાષણ કરવાથી
દુચ્ચિટ્ઠિઅ—દુષ્ટ ચેષ્ટારૂપ પ્રવૃત્તિ કરવાથી
મિચ્છામિ દુક્કડં—અને જે પાપ લાગ્યું તે મિથ્યા થાઓ

ભાવાર્થ—આ પ્રતિક્રમણ આવશ્યક સૂચક મૂળ સૂત્ર છે તેમાં દિવસ સંબંધી મન-વચન કાયાની પ્રવૃત્તિનો મિથ્યા દુષ્કૃત છે

## ૨૭ શ્રી ઇચ્છામિ ઠામિ સૂત્ર.

ઇચ્છામિ-ઇચ્છું છું
ઠામિ-કરું છું
જો મે-જે મેં
દેવસિઓ-દિવસ સંબંધી
અઇઆરો-અતિચાર (દોષ)
કઓ-કર્યો હોય
કાઇઓ-શરીર સંબંધી
વાઇઓ-વચન સંબંધી
માણસિઓ-મન સંબંધી

ઇચ્છામિ-ઠામિ કાઉસ્સગ્ગં—હું કાઉસ્સગ્ગ કરવાને ઇચ્છું છું
જો મે દેવસિઓ અઇઆરો કઓ—જે મેં દિવસ સંબંધી અતિચાર કર્યો હોય [ જેમકે ]

૧ કાઇઓ, ૨ વાઇઓ, માણસિઓ—૧ શરીર સંબધી ૨ વચન સંબંધી અને ૩ મન સંબંધી

ઉસ્સુત્તો-શાસ્ત્ર વિરૂદ્ધ બોલવાથી
ઉમ્મગ્ગો-શાસ્ત્ર વિરૂદ્ધ વર્તવાથી
અકપ્પો- આચાર વિરૂદ્ધ કરવાથી
અકરણિજ્જો-નહિ કરવા યોગ્ય કરવાથી
દુજ્ઝાઓ-ખરાબ ધ્યાન ધ્યાવાથી

દુવ્વિચિંતિઓ-અશુભ ચિંતવન કરવાથી
અણાયારો-અનાચારથી
અણિચ્છિઅવ્વો-નહિ ઇચ્છા યોગ્ય કરવાથી
અસાવગપાઉગ્ગો-શ્રાવકને જે ઉચિત નથી તે

૪ ઉસ્સુત્તો—૪ શાસ્ત્ર વિરૂદ્ધ બોલવાથી.
૫ ઉમ્મગ્ગો—૫ શાસ્ત્ર વિરૂદ્ધ વર્તવાથી.
૬ અકપ્પો—૬ આચાર વિરૂદ્ધ કરવાથી.
૭ અકરણિજ્જો-૭ નહિ કરવા યોગ્ય કરવાથી.
૮ દુજ્ઝાઓ—૮ આર્તરૌદ્રધ્યાનરૂપ દુર્ધ્યાન ધ્યાવાથી.
૯ દુવ્વિચિંતિઓ—૯ અશુભ ચિંતવન કરવાથી.
૧૦ અણાયારો—૧૦ અનાચાર કરવાથી (એટલે વ્રતાદિકનો તદ્દન ભંગ કરવાથી)
૧૧ અણિચ્છિઅવ્વો—૧૧ નહિ ઇચ્છવા યોગ્ય કરવાથી તેમજ
૧૨ અસાવગપાઉગ્ગો—૧૨ શ્રાવકને જે ઉચિત નથી તે કરવાથી (જે અતિચાર લાગ્યો હોય)

નાણે જ્ઞાનને વિષે
દંસણે દર્શનને વિષે
ચરિત્તાચરિત્તે-દેશ વિરતિરૂપ શ્રાવક ધર્મને વિષે
સુએ-શ્રુત-સિદ્ધાંતને વિષે
સામાઇએ-સામાયિકને વિષે

તિણ્હં ગુત્તીણં-ત્રણ ગુપ્તિને વિષે
ચઉણ્હં કસાયાણં-ચાર કષાયે [કરી
પંચણ્હં-પાંચ
અણુવ્વયાણં અણુવ્રતમાં
તિણ્હં ગુણવ્વયાણં-ત્રણ ગુણ વ્રતમાં

| | |
|---|---|
| ચઉણ્હં—ચાર | જં ખંડિઅં—જે ભાગ્યું હોય |
| સિક્ખાવયાણં—શિક્ષાવ્રતમાં | જં વિરાહિઅં—જે વિરાધ્યું હોય |
| બારસવિહસ્સ—બાર પ્રકારના | તસ્સ મિચ્છામિદુક્કડં—તે મારું |
| સાવગ ધમ્મસ્સ—શ્રાવકધર્મનું | પાપ મિથ્યા થાઓ |

આ અતિચાર શામાં લાગેલા છે તે જણાવે છે—

નાણે, દંસણે, ચરિત્તા-ચરિત્તે—જ્ઞાનને વિષે દર્શનને વિષે અને દેશવિરતિ રૂપ શ્રાવક ધર્મને વિષે

સુએ, સામાઈએ, તિણ્હં ગુત્તીણં—શ્રુત સિદ્ધાંતને વિષે, સામાયિકને વિષે અને ત્રણ ગુપ્તિને વિષે

ચઉણ્હં કસાયાણં—ચાર કષાયો વડે કરી

પંચણ્હં મણુવ્વયાણં—પાંચ અણુવ્રતમાં,

તિણ્હં ગુણવ્વયાણં—ત્રણ ગુણવ્રતમાં

ચઉણ્હં સિક્ખાવયાણં—ચાર શિક્ષાવ્રતમાં,

બારસ વિહસ્સ સાવગ ધમ્મસ્સ—એ બાર પ્રકારના શ્રાવક ધર્મમાં

જં ખંડિઅં, જં વિરાહિઅં—જે (દેશ થકી) ભાગ્યું હોય અને (સર્વ થકી) વિરાધ્યું હોય

તસ્સ મિચ્છામિ દુક્કડં—તે મારા પાપ મિથ્યા થાઓ (નિષ્ફળ થાઓ).

ભાવાર્થ—આ સૂત્રથી દિવસમાં લાગેલા આચારોના અતિચારો અતિચારો થવાના ભિન્ન ભિન્ન કારણો તેમજ બાર વ્રતની ખંડનાના હેતુ સંબંધીની સંભારણાપૂર્વક મિથ્યાદુષ્કૃત જણાવવામાં આવ્યું છે અર્થાત્ આ સૂત્ર વંદિત્તાસૂત્રનું ટુંક અર્થવાળું સૂત્ર છે

પ્રશ્નો—૧ સૂત્રમાં શેનું વર્ણન છે ? ૨ શ્રાવકના વ્રતો કેટલા અને કયા કયા ? ૩ આચાર અને અનાચારમાં ફેર શું ?

## સુગુરૂ વંદન વિષે ટુંક સમજણ

**વંદન ત્રણ છે—**

**૧. માત્ર પ્રણામ કરવો તે જઘન્યવંદન અથવા ફેટાવંદન.**

૨. ખમાસમણ આપી વિધિથી વંદન કરવું તે—
મધ્યમવદન અથવા થોભવંદન.

૩. સુગુરૂવંદન-વાંદણાં સૂત્ર વડે જે વંદન કરવું તે—
ઉત્કૃષ્ટવંદન અથવા દ્વાદશાવર્ત્તવંદન.

**સુગુરૂ પાંચ છે**—૧ આચાર્ય ૨ ઉપાધ્યાય ૩ પ્રવર્ત્તક ૪ સ્થવિર અને ૫ રત્નાધિક-પર્યાયજ્યેષ્ટ.

આ ગુરૂવંદન સૂત્ર વડે પાંચ સુગુરૂને ઉત્કૃષ્ટ વંદન કરાય છે. વળી એમાં ક્રમસર બાર આવર્ત્ત ગણાવેલ હોવાથી તે દ્વાદશાવર્ત્તવંદન પણ કહેવાય છે; એને પ્રતિક્રમણ કરતાં, વાચના લેતાં, કાઉસ્સગ્ગ કરતાં, અપરાધ ખમાવતાં, આલોચના લેતાં, પ્રત્યાખ્યાન કરતાં, પ્રાહુણા સાધુ આવે ત્યારે અને અંત સમયે અનશન કરતાં આ વિધિથી અવશ્ય બત્રીશ દોષ ટાળી વિનય પૂર્વક વંદન કરવું જોઈએ. વંદન કરતી વખતે પગે જિનમુદ્રા અને કાયાએ યોગમુદ્રા તથા મુખે મુહપત્તિ અવશ્ય રાખવી.

એ પ્રમાણે વિધિપૂર્વક વંદન કરનારને છ ગુણ પ્રગટ થાય તેનાં નામો

૧ ગુરુ આદિનો વિનય ૨ માનરહિતપણું
૩ ગુરૂજનની સેવા ૪ તીર્થંકર પ્રભુની આજ્ઞાનું પ્રતિપાલન
૫ શ્રુત-ધર્મની આરાધના ૬ સિદ્ધિ પદની પ્રાપ્તિ,

**અપ્પ-કિલંતાણં**—થોડા થાક વાળા એવા

**બહુસુભેણ ભે દિવસો વઈક્કંતો ॥ ૩ ॥**—હે ભગવંત! ઘણા શુભ ભાવમાં આપનો દિવસ વીત્યો છે?

| | |
|---|---|
| **જત્તા**-યાત્રા | **ખામેમિ**-હું ખમાવું છું. |
| **ભે**-આપની | **ખમાસમણો**-હે સાધુજી |
| **જવણિજ્જં**-મન અને ઇંદ્રિયોથી પીડા રહિતપણુ | **દેવસિયં**-દિવસ સંબંધી |
| | **વઈક્કમં**-અપરાધને |

**જત્તા ભે? ॥ ૪ ॥** આપની તપ-નિયમ-સયમ અને સ્વાધ્યાય રૂપ યાત્રા અવ્યાબાધપણે વર્ત્તે છે?

(ગુરુ કહે—**તુબ્ભં પિ વટ્ટએ?**—તમને પણ વર્ત્તે છે?)

**જ-વ-ણિજ્જં ચ ભે? ॥ ૫ ॥** ઇન્દ્રિય અને નોઇન્દ્રિય એટલે મનથી પીડા નહિ પામતું એવું આપનું શરીર છે?

(ગુરુ કહે **એવં**-એમજ છે.)

**ખામેમિ ખમાસમણો! દેવસિયં વઈક્કમં ॥ ૬ ॥** હે ક્ષમાશ્રમણ! મારાથી જે કોઈ પણ દૈવસિક અપરાધ થયો હોય તેને હું ખમાવું છું.

| | |
|---|---|
| **આવસ્સિઆએ**-આવશ્યક ક્રિયા કરતાં લાગેલા દોષને | **જંકિંચિ**-જે કોઈ |
| **પડિક્કમામિ**-પડિક્કમું છું | **મિચ્છાએ**-મિથ્યાભાવ રૂપ આશાતના વડે |
| **ખમાસમણાણં**-ક્ષમાશ્રમણ (સાધુ) સંબંધી થયેલા દોષને | **મણ**-મન સંબંધી |
| **દેવસિઆએ**-દિવસે થયેલી | **દુક્કડાએ**-પાપરૂપ આશાતના |
| **આસાયણાએ**-આશાતનાએ કરી | **વય**-વચન સંબંધી |
| **તિત્તીસન્નયરાએ**-તેત્રીસમાંથી | **કાય**-શરીર સંબંધી |

**આવસ્સિઆએ પડિક્કમામિ**—આવશ્યક* ક્રિયા કરતાં લાગેલા દોષોને હું પડિક્કમું છું

---

* અહિં આવશ્યક એટલે અવશ્ય કર્ત્તવ્ય જે ચરણ સિત્તરી અને કરણ સિત્તરી વિગેરેને સેવતાં અથવા પાળતાં.

ખમાસમણાણં દેવસિઆએ આસાયણાએ તિત્તીસન્નયરાએ—
આપ ક્ષમાશ્રમણની દિવસ સંબંધી તેત્રીસ આશાતનામાંથી
કોઈ પણ આશાતના દ્વારા

જં કિંચિ મિચ્છાએ—જે કોઈ મિથ્યાભાવ રૂપ આશાતનાવડે

મણદુક્કડાએ, વયદુક્કડાએ, કાયદુક્કડાએ—મન સંબંધી, વચન
સંબંધી અને શરીર સંબંધી પાપ રૂપ આશાતના વડે

| | |
|---|---|
| કોહાએ-ક્રોધથી | જો-જે મે-મેં |
| માણાએ-માનથી | અઇયારો-અતિચાર |
| માયાએ-માયાથી | કઓ-કર્યો હોય |
| લોભાએ-લોભથી સવ્વ-સર્વ | તસ્સ-તેને |
| કાલિયાએ-કાળ સંબંધી | ખમાસમણો-હે ક્ષમાશ્રમણ ! |
| મિચ્છોવયારાએ-મિથ્યા ઉપચાર* | પડિક્કમામિ-હું પડિક્કમું છું |
| સવ્વધમ્મ-સર્વ ધર્મ તે— | નિંદામિ-હું નિંદુ છું |
| ( આઠ પ્રવચન માતાને )× | ગરિહામિ-ગુરૂની સાક્ષીએ |
| અઇક્કમણાએ-ઓળંગવારૂપી | નિંદુ છું |
| આસાયણાએ-આશાતના | વોસિરામિ-હું વોસિરાવું છું |

કોહાએ, માણાએ માયાએ લોભાએ—ક્રોધથી-માનથી-માયાથી
અને લોભથી થએલા આશાતના વડે,

સવ્વ કાલિયાએ, સવ્વ મિચ્છોવયારાએ—સર્વ કાળ સંબંધીના
અને સર્વ મિથ્યા ઉપચાર રૂપ આશાતના વડે

સવ્વ ધમ્માઇક્કમણાએ આસાયણાએ—સર્વ ધર્મ તે (આઠ પ્રવચન
માતા) ઓળંગવા રૂપી આશાતના વડે

જો મે અઇયારો કઓ—જે મેં અતિચાર (દોષ) કર્યો હોય

તસ્સ ખમાસમણો પડિક્કમામિ—તેને હે ક્ષમાશ્રમણ ! હું
પડિક્કમું છું

---

* મિથ્યા ઉપચાર એટલે મિથ્યા વ્યવહાર અથવા કૂડ કપટ

× આઠ પ્રવચન માતા તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ

**નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ ॥ ૭ ॥** નિંદુ છું, ગુરુની સાક્ષિએ વિશેષે નિંદુ છું અને મારા આત્માને વોસિરાવું છું.

**ભાવાર્થ**—આ ઉત્કૃષ્ટ વંદન સૂત્ર છે. આમાં ગુરુનો અતિ મહાન વિનય કઈ રીતે શિષ્ય દર્શાવી શકે, તેની પદ્ધતિ અને વિનયની મહત્તા જણાવવામાં આવી છે.

## ૨૯. શ્રી નાણંમિદંસણંમિ*-પંચાચાર સૂત્ર

**નાણંમિ**-જ્ઞાનને વિષે
**દંસણંમિ**-દર્શનને વિષે
**અ**-અને
**ચરણંમિ**-ચારિત્રને વિષે
**તવંમિ**-તપને વિષે
**તહય**-તેમજ
**વિરિયંમિ**-વીર્યને વિષે
**આયરણં**-આચરણ
**આયારો**-આચાર
**ઇઅ**-એવી રીતે
**એસો**-એ (આચાર)
**પંચહા**-પાંચ પ્રકારે
**ભણિઓ**-કહેલો

**નાણંમિ દંસણંમિઅ**—૧ જ્ઞાનને વિષે અને ૨ દર્શનને વિષે
**ચરણંમિ તવંમિ તહય વિરિયંમિ**—૩ ચારિત્રને વિષે, ૪ તપને વિષે તેમજ ૫ વીર્યને વિષે
**આયરણં આયારો**—જે આચરણ તે આચાર કહેવાય.
**ઇઅ એસો પંચહા ભણિઓ ॥૧॥** એ પ્રમાણે વિષય ભેદે આ આચાર પાંચ પ્રકારે કહ્યો છે.

**કાલે**-કાળને વિષે
**વિણએ**-વિનયને વિષે
**બહુમાણે**-બહુમાનને વિષે
**ઉવહાણે**-ઉપધાનને વિષે
**તહ**-તથા
**અનિન્હવણે**-ભણાવનાર ગુરુને ન ઓળવવા વિષે
**વંજણ**-સૂત્રો શુદ્ધ ભણવા વિષે

*આ ગાથાઓ અતિચારની ગાથાઓ કહેવાય છે પરંતુ તેમાં કોઈ અતિચારનું વર્ણન નથી માત્ર પાંચ આચારનું વર્ણન છે તેથી પંચાચાર સૂત્ર એ નામ બરાબર છે.

| | |
|---|---|
| અત્થ-અર્થ શુદ્ધ ભણુવા વિષે | અટ્ઠવિહો-આઠ પ્રકારનો |
| તદુભએ-તે બન્ને શુદ્ધ ભણુવા વિષે | નાણમાયારો-જ્ઞાનાચાર જાણુવો |

કાલે, વિણએ, બહુમાણે—જે કાળે જે ભણુવાની આજ્ઞા હોય તે કાળે તે ભણુ એ કાળઆચાર (૧) જ્ઞાનીનો વિનય સાચવવો તે વિનય આચાર (૨) જ્ઞાની તથા જ્ઞાન ઉપર અંતરનો પ્રેમ કરવો તે બહુમાન આચાર (૩)

ઉવહાણે તહ અનિન્હવણે—સૂત્રો ભણુવા માટે તપ વિશેષ કરવો તે ઉપધાન આચાર (૪) તથા ભણાવનાર ગુરુને ન ઓળવવા તે અનિન્હવ આચાર (૫)

વંજણ અત્થ તદુભએ—સૂત્રો શુદ્ધ ભણુવા તે વ્યંજન આચાર (૬) અર્થ શુદ્ધ ભણુવા તે અર્થ આચાર (૭) અને સૂત્ર તથા અર્થ બન્ને શુદ્ધ ભણુવા તે તદુભય આચાર (૮)

અટ્ઠવિહો નાણમાયારો ॥ ૨ ॥ એ આઠ પ્રકારનો જ્ઞાનાચાર જાણુવો

| | |
|---|---|
| નિસ્સંકિઅ-શંકા ન કરવી | ઉવવુહ-પ્રશંસા કરવી |
| નિક્કંખિઅ-અન્ય મતની ઇચ્છા ન કરવી | થિરીકરણે-સ્થિર કરવા |
| | વચ્છલ્લ-વાત્સલ્ય કરવુ |
| નિવ્વિતિગિચ્છા-દુર્ગંછા ન કરવી | પભાવણે-પ્રભાવના કરવી |
| અમૂઢદિટ્ઠીઅ-લોભાવુ નહિ | અટ્ઠ-આઠ પ્રકારે |

નિસ્સંકિઅ નિક્કંખિઅ—૧ વીતરાગના વચનમાં શંકા ન કરવી તે (નિશંકિત) ૨ જિનમત વિના બીજા મતની ઇચ્છા ન કરવી તે (નિકાંક્ષિત)

નિવ્વિતિગિચ્છા અમૂઢદિટ્ઠીઅ—૩ સાધુ સાધ્વીના મેલાં વસ્ત્ર દેખી દુર્ગંછા ન કરવી તે (નિર્વિતિગિચ્છા) અથવા ધર્મના ફળમા સંદેહ ન લાવવો તે ૪ વળી મિથ્યાત્વીઓના ઠાઠમાઠ દેખી સત્યમાર્ગમાં ડામાડોળ ન થવુ તે (અમૂઢદૃષ્ટિ)

**ઉવવુહ-થિરીકરણે**—૫ સમકિત ધારીના થોડા ગુણનાં પણ વખાણ કરવાં તે ( ઉપબૃંહક ) ૬ ધર્મ નહિ પામેલાને અને ધર્મથી પડતા જીવોને સ્થિર કરવા તે ( **સ્થિરીકરણ** ).

**વચ્છલ્લ પભાવણે અટ્ઠ ॥ ૩ ॥** સાધર્મિક ભાઈઓનું અનેક પ્રકારે હિતચિંતવવું તે (**વાત્સલ્ય**) અને ૮ બીજા લોકો પણ જૈન ધર્મની અનુમોદના કરે તેવાં કાર્યો કરવાં તે (**પ્રભાવના**) એ આઠ ભેદ **દર્શનાચાર**ના જાણવા.

| | |
|---|---|
| **પણિહાણ**-પ્રણિધાનના | **ગુત્તીહિં**-ગુપ્તિ વડે |
| **જોગ**-યોગથી | **એસ**-એ |
| **જુત્તો**-સહિત | **ચરિત્તાયારો**-ચારિત્રાચાર |
| **પંચહિં**-પાંચ | **અટ્ઠવિહો**-આઠ પ્રકારનો |
| **સમિઈહિં**-સમિતિ વડે | **હોઈ**-છે |
| **તીહિં**-ત્રણ | **નાયવ્વો**-જાણવા યોગ્ય |

**પણિહાણ જોગ જુત્તો**—પ્રણિધાનના યોગથી સહિત એટલે [ મન વચન કાયાના એકાગ્રપણાથી યુક્ત ]

**પંચહિં-સમિઈહિં તીહિં ગુત્તીહિં**—પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિઓ વડે.

**એસ ચરિત્તાયારો**—એ ચારિત્રાચાર

**અટ્ઠવિહો હોઈ નાયવ્વો ॥ ૪ ॥** આઠ પ્રકારે જાણવા યોગ્ય છે.

**અર્થ**—પ્રણિધાનના યોગથી સહિત ચારિત્રાચાર પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રકારનો જાણવા યોગ્ય છે.

| | |
|---|---|
| **બારસ**-બાર | **દિટ્ઠે**-કહેલો |
| **વિહંમિવિ**-પ્રકારના પણ | **અગિલાઇ**-ખેદ રહિત |
| **તવે**-તપને વિષે | **અણાજીવી**-આજીવિકાના દોષ રહિત. |
| **સબ્ભિંતર**-૭ પ્રકારે અભ્યંતર | |
| **બાહિરે**-૭ પ્રકારે બાહ્ય | **નાયવ્વો**-જાણવો   **સો**-તે |
| **કુસલ**-તીર્થંકરોએ | **તવાયારો**-તપાચાર |

**બારસ વિહુ મિંવ તવે અબ્ભિંતર બાહિરે કુસલ દિટ્ઠે—તીર્થંકર**
અથવા કેવળી ભગવંતોએ પ્રરૂપેલા ૭ અભ્યન્તર તથા ૭
બાહ્ય મળીને બાર પ્રકારના તપના વિષયમાં
**અગિલાઇ અણાજીવી—**ખેદ થાય તેમ ન કરવો, તથા આજીવિકાના
હેતુએ ન કરવો
**નાયવ્વો સો તવાયારો ॥ ૫ ॥** તે તપાચાર જાણવો

| | |
|---|---|
| **અણસણ**-અનશન તપ | **કાય કિલેસો**-કાય કલેશ તપ |
| **ઉણોઅરિઆ**-ઉણોદરી તપ | **સંલીણયાય**-સંલીનતા તપ |
| **વિત્તીસંખેવણં**-વૃત્તિ સંક્ષેપ તપ | **બજ્ઝો**-બાહ્ય |
| **રસચ્ચાઓ**-રસ ત્યાગ તપ | **તવો હોઇ**-તપના પ્રકાર છે |

**અણસણ મુણોઅરિઆ—**૧ ચારે પ્રકાર ॥ આહારનો થોડા અથવા
ઘણા વખત સુધી ત્યાગ તે અણસણ તપ, ૨ નિયત
ભોજન પરિમાણથી ઓછુ ખાવુ તે ઉણોદરી તપ
**વિત્તીસંખેવણં રસચ્ચાઓ—**૩ ખાવા-પીવાની તથા બીજી ચીજોમા
ઘટાડો કરવો તે વૃત્તિસંક્ષેપતપ—૪ ઘી, દૂધ આદિ
રસો યા તેના ઉપરની આસક્તિનો ત્યાગ તે રસત્યાગતપ
**કાય કિલેસો સંલીણયા ય—**૫ કાયાને કષ્ટ આપવું તે કાયક્લેશ તપ
વળી ૬ વિકારવાસના રોકવી અથવા અંગોપાંગ સંકોચવા તે
**સંલીનતા તપ**
**બજ્ઝો તવો હોઇ ॥ ૬ ॥** એ બાહ્ય તપના ૬ પ્રકાર છે

---

| | |
|---|---|
| **પાયચ્છિત્ત**-પ્રાયશ્ચિત્ત તપ | **ઉસ્સગ્ગો**-કાઉસ્સગ્ગ તપ |
| **વિણઓ**-વિનય તપ | **વિઅ**-નિશ્ચે |
| **વેયાવચ્ચં**-વૈયાવચ્ચ તપ | **અબ્ભિંતરઓ**-અભ્યંતર |
| **તહેવ**-તેમજ | **તવો**-તપ |
| **સજ્ઝાઓ**-સ્વાધ્યાય તપ | **હોઇ**-છે |
| **ઝાણં**-ધ્યાન તપ | |

**પાયચ્છિત્તં વિણઓ**—૧ લાગેલા દોષની ગુરૂ પાસે આલોયણ લેવી તે **પ્રાયશ્ચિત તપ.** ૨ જ્ઞાન તથા જ્ઞાનીનો વિનય કરવો તે **વિનય તપ.**

**વેયાવચ્ચં તહેવ સજ્ઝાઓ**—૩ ગુરૂની ભક્તિ કરવી તે **વૈયાવચ્ચ તપ** ૪ વાંચના પૃચ્છના પરાવર્તના અનુપ્રેક્ષા અને ધર્મ-કથારૂપ પાંચ પ્રકારનો અભ્યાસ કરવો તે **સ્વાધ્યાય તપ.**

**ઝાણં ઉસ્સગ્ગો વિઅ**—૫ શુભ ધ્યાન કરવું તે **ધ્યાન તપ** તથા ૬ કર્મના ક્ષય માટે કાઉસ્સગ્ગ કરવો તે **કાઉસ્સગ્ગ તપ.**

**અબ્ભિતરઓ તવો હોઈ ॥ ૭ ॥** એ **અભ્યંતર તપ** ૭ પ્રકારે છે.

| | |
|---|---|
| **અણિગૂહિઅ**-પ્રગટ છે | **આઉત્તો**-સાવધાન થઈને |
| **બલવિરિઓ**-બલ-વીર્ય જેનું | **જુંજઈ અ**-કરે (પ્રવર્તે) |
| **પરક્કમઇ**-ઉદ્યમ કરે છે | **જહાથામં**-શક્તિ પ્રમાણે |
| **જો**-જે [તેમ | **નાયવ્વો**-જાણવો |
| **જહુત્તમ્**-તીર્થ કરોએ કહ્યું છે | **વીરિઆયારો**-વીર્યાચાર. |

**અણિગૂહિઅ-બલવિરિઓ**—૧ મનોબળ, વચનબળ તથા કાયબળને છૂપાવ્યા વિના.

**પરક્કમઇ જો જહુત્તમાઉત્તો**—૨ તીર્થંકર દેવોએ કહ્યું છે તેમ જે સાવધાન થઈને ઉદ્યમ કરે છે.

**જુંજઇ અ જહાથામં**—અને ૩ શક્તિ પ્રમાણે ધર્મ કાર્ય કરે છે.

**નાયવ્વો વીરિઆયારો ॥૮॥** તેનો જે આચાર તે વીર્યાચાર જાણવો.

**ભાવાર્થ**—આમાં પાંચ આચારોનું તેના ભેદો પૂર્વક વિસ્તારથી અને પદ્ધતિસર વર્ણન કરેલું છે.

**પ્રશ્નો**—૧. આચારો કેટલા તથા તેના પ્રકારો કેટલા ? કયા ?

૨. બાહ્ય તપ અને અભ્યંતર તપ એટલે શું ?

૩. આ અતિચાર સૂત્ર કે આચાર સૂત્ર ? અને તે કેવી રીતે ? તેની સમજુતિ આપો

૪ પ્રણિધાન યોગ અને સ્વાધ્યાય તપ એટલે શું ?
૫ આજીવિકાનો દોષ કોને કહેવાય ? કોને લાગે ?

## ૩૧. શ્રી સાત લાખ સૂત્ર.

| | |
|---|---|
| પૃથ્વીકાય-પૃથ્વીના જીવ | વનસ્પતિકાય-ઝાડ પાન વિગેરેના જીવ |
| અપ્કાય-પાણીના જીવ | યોનિ-ઉપજવાનું સ્થાન |
| તેઉકાય-અગ્નિના જીવ | હણ્યો હોય-માર્યો હોય |
| વાઉકાય-પવનના જીવ | હણાવ્યો હોય-મરાવ્યો હોય |
| પ્રત્યેક-એક શરીરમાં એક જીવ | અનુમોદ્યો હોય-અનુમતિ આપી હોય |
| સાધારણ-એક શરીરમા ઘણા જીવ | |

સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપ્કાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દસ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બે ઇંદ્રિય, બે લાખ તે ઇંદ્રિય, બે લાખ ચોરિંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રિય, ચૌદ લાખ મનુષ્ય એવંકારે, ચોરાશી લાખ જીવાયોનિમાહે મહારે જીવે જે કોઇ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય, હણતા પ્રત્યે અનુમોદ્યો હોય, તે સર્વે મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં

ભાવાર્થ—આ સૂત્રમા ત્રણ ભુવનમા એક સરખા વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શવાળી યોનિઓ કુલ અને અવાન્તર કેટલી છે તેના વર્ણનપૂર્વક પોતાથી જે જીવાયોનિઓ હણાઈ હોય તે બાબત મિચ્છામિ દુક્કડં દેવામા આવ્યુ છે

સમજણ—જીવોને ઉપજવાના સ્થાનો તો અસખ્યાતા છે, પરતુ જેના વર્ણ-ગંધ-રસ અને સ્પર્શ એક સરખા હોય તે બધા

જીવોનું એક સ્થાનક અથવા એક યોની કહેવાય છે. એ રીતે કુલ ૮૪ લાખ ઉપજવાનાં સ્થાનો છે. તેથી ૮૪ લાખ યોની થાય.

## ૩૨ શ્રી અઢાર પાપસ્થાનક સૂત્ર

પ્રાણાતિપાત-જીવ હિંસા કરવી
મૃષાવાદ-જુઠું બોલવું
અદત્તાદાન-ચોરી કરવી
મૈથુન-વિષય સેવવો
પરિગ્રહ-ધન ધાન્યનો સંગ્રહ કરવો
ક્રોધ-ગુસ્સો કરવો
માન-અહંકાર કરવો
માયા-કપટ કરવું
રાગ-(પ્રીતિ) મોહ રાખવો
દ્વેષ-તિરસ્કાર ( અરૂચી )
કલહ-કજીયો કરવો
અભ્યાખ્યાન-ખોટું આળ દેવું
પૈશુન્ય-ચાડી ખાવી
રતિ-સુખ આવે હર્ષ કરવો
અરતિ-દુઃખ આવે શોક કરવો
પરપરિવાદ-પારકી નિંદા કરવી
માયા મૃષાવાદ-કપટ સાથે જુઠું બોલી છેતરવું
મિથ્યાત્વશલ્ય-કુદેવ, કુગુરૂ અને કુધર્મ સેવવાની ઇચ્છા કરવી

પહેલે પ્રાણાતિપાત, બીજે મૃષાવાદ, ત્રીજે અદત્તાદાન, ચોથે મૈથુન, પાંચમે પરિગ્રહ, છટ્ઠે ક્રોધ, સાતમે માન, આઠમે માયા, નવમે લોભ, દસમે રાગ, અગ્યારમે દ્વેષ, બારમે કલહ, તેરમે અભ્યાખ્યાન, ચૌદમે પૈશુન્ય, પંદરમે રતિ અરતિ, સોળમે પરપરિવાદ, સત્તરમે માયામૃષાવાદ, અઢારમે મિથ્યાત્વશલ્ય. એ અઢાર પાપસ્થાનક માંહે મ્હારે જીવે જે કોઈ પાપ સેવ્યું હોય, સેવરાવ્યું હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યું હોય, તે સર્વે મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.

**ભાવાર્થ**—આ સૂત્રમાં પાપના પ્રકારો ક્રમસર જણાવી તેમાં પોતાનાથી થયેલ પાપની સંભારણાપૂર્વક ક્ષમા માગવામાં આવી છે. અને પાપ અઢાર પ્રકારે બંધાય તે બતાવ્યું છે.

પ્રશ્નો—૧ યોનિ એટલે શું ? અને કુલ યોની કેટલી છે ?
૨ વધારેમા વધારે અને ઓછી યોની કોની છે ?
૩ પાપ બાંધવાના કેટલા સ્થાનકો છે ? અને કયા ?
૪ મિથ્યાત્વશલ્ય કોને કહેવાય ?

## શ્રી વંદિત્તા સૂત્ર વિષે ટૂંક સમજણ—

શ્રાવકને દિવસ અને રાત્રિ સંબંધી લાગેલા અતિચાર આલોવવાને માટે આ સૂત્ર સાંજે-સૂર્ય અસ્ત થતો હોય તે વખતે અને પ્રભાતે સૂર્ય ઉદય પામતો હોય તે વખતે એમ બન્ને વખત કહેવાનું હોય છે તેમા શ્રાવકના બાર વ્રત વિગેરેમા લાગેલા ૧૨૪ અતિચાર આ સૂત્ર વડે આલોવાય છે તેથી આ સૂત્રને શ્રાવકપ્રતિક્રમણ સૂત્ર પણ કહે છે

## બાર વ્રત તથા આચાર વિગેરેના ૧૨૪ અતિચાર

પાંચ અણુવ્રત—

| | |
|---|---|
| ૧-સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ-વ્રત | ૫ |
| ૨-સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત | ૫ |
| ૩-સ્થૂલ અદત્તાદાન વિરમણ—વ્રત | ૫ |
| ૪-સ્થૂલ મૈથુન વિરમણવ્રત | ૫ |
| ૫-સ્થૂલ પરિગ્રહ વિરમણ વ્રત | ૫ |

ત્રણ ગુણવ્રત—

| | |
|---|---|
| ૬-દિગ્પરિમાણ વ્રત | ૫ |
| ૭-ભોગોપભોગ પરિમાણ વ્રત | ૨૦ |
| ૮-અનર્થદંડ વિરમણ વ્રત | ૫ |

ચાર શિક્ષાવ્રત—

| | |
|---|---|
| ૯-સામાયિક વ્રત | ૫ |
| ૧૦-દેશાવગાસિક વ્રત | ૫ |
| ૧૧-પૌષધોપવાસ વ્રત | ૫ |
| ૧૨-અતિથિસંવિભાગ વ્રત | ૫ |
| કુલ ૧૨ વ્રતના— | ૭૫ |
| ૧-જ્ઞાનાચાર | ૮ |
| ૨-દર્શનાચાર | ૮ |
| ૩-ચારિત્રાચાર | ૮ |
| ૪-તપાચાર | ૧૨ |
| ૫-વીર્યાચાર | ૩ |
| ૬-સમ્યકત્વ | ૫ |
| ૭-સંલેખણા | ૫ |
| કુલ અતિચાર | ૧૨૪ |

## ૩૩ શ્રી વંદિત્તુ-(શ્રાવક-પ્રતિક્રમણ) સૂત્ર.

વંદિત્તુ-વાંદીને
સવ્વ-સર્વ
સિદ્ધે-સિદ્ધ ભગવંતને (ઉપ-લક્ષણથી અરિહંતોને)
ધમ્માયરિએ-ધર્મના આચાર્યને
અ-અને
સવ્વસાહૂઅ-સર્વ સાધુઓને
ઇચ્છામિ-ઇચ્છું છું.
પડિક્કમિઉં-પડિક્કમવાને
સાવગધમ્મ-શ્રાવકધર્મને વિષે
અઇઆરસ્સ-અતિચારથી

**વંદિત્તુ સવ્વ સિદ્ધે, ધમ્માયરિએ અ સવ્વ સાહૂ અ**—સર્વ સિદ્ધોને ધર્માચાર્યોને, ઉપાધ્યાયોને, તથા સર્વ સાધુઓને વાંદીને.

**ઇચ્છામિ પડિક્કમિઉં, સાવગ ધમ્મા ઇ-આરસ્સ ॥ ૧ ॥** હું શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચારથી પડિક્કમવાને ઇચ્છું છું.

જો મે-જે મને
વયાઇઆરો-વ્રતોના અતિચાર
નાણે-જ્ઞાનને વિષે
દંસણે-દર્શનને વિષે
ચરિત્તે-ચારિત્રને વિષે
અ-તપ તથા વીર્યને વિષે
સુહુમો-સૂક્ષ્મ
બાયરો-બાદર વા-અથવા
તં-તેને નિંદે-નિંદું છું.
ગરિહામિ-ગુરૂની સમક્ષ ગહું છું

### સામાન્યથી સર્વ વ્રતના અતિચાર—

**જો મે વયાઇઆરો**—જે વ્રતોના અતિચાર મને.

**નાણે તહ દંસણે ચરિત્તે અ**—જ્ઞાનને વિષે, દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને 'અ' શબ્દથી તપાચાર તથા વીર્યાચારને વિષે.

**સુહૂમો અ બાયરો વા**—× સૂક્ષ્મ અથવા બાદર (અતિચાર લાગ્યા હોય)

---

× જાણવામાં ન આવે તે **સૂક્ષ્મ** અને પ્રગટ જાણી શકાય તે **બાદર.**

**ત નિંદે ત ચ ગરિહામિ ॥ ૨ ॥** તેને હું નિંદુ છું અને ગુરુની સમક્ષ ગર્હું છું.

| | |
|---|---|
| **દુવિહે**-બે પ્રકારના | **અ**-અને |
| **પરિગ્ગહ મિ**-પરિગ્રહને વિષે | **કરણે**-કરવામા |
| **સાવજ્જે**-સાવદ્ય પાપવાળો | **પડિક્કમે**-પડિક્કમુ છુ |
| **બહુવિહે**-ઘણા પ્રકારના | **દેસિઅ**-દિવસના |
| **આરભે**-આરભોને વિષે | **સવ્વ**-બધા અતિચાર |
| **કારાવણે**-કરાવવામા | |

**+ પરિગ્રહના અતિચાર**

**દુવિહે પરિગ્ગહ મિ**—સચિત્ત વસ્તુનો સગ્રહ અને અચિત્ત વસ્તુનો સગ્રહ એમ બે પ્રકારનો પરિગ્રહ છે

**સાવજ્જે બહુવિહે અ આરભે**—તે નિમિત્તે પાપવાળા અને અનેક પ્રકારના આરભોને વિષે

**કારાવણે અ કરણે**—પોતે કરવામાં અને બીજા પાસે કરાવવામા

**પડિક્કમે દેસિઅ સવ્વ ॥ ૩ ॥** દિવસના લાગેલા બધા અતિચારને હું પડિક્કમુ છુ

---

+ ઘણે કરીને સર્વ વ્રતોના અતિચારો પરિગ્રહ અને આરભથી જ ઉત્પન્ન થાય છે, તેથી સામાન્યપણે તેના જ અતિચારોને આલોવે છે—તેમા પરિગ્રહના બે ભેદ છે—સચિત્ત અને અચિત્ત અથવા બાહ્ય અને અભ્યતર, તેમાં ધન ધાન્યાદિક બાહ્ય પરિગ્રહ કહેવાય છે અને મિથ્યાત્વ, અવિરતિ વગેરે અભ્યતર પરિગ્રહ કહેવાય છે કૃષિ વાણિજ્ય વિગેરે આરભ કહેવાય છે અહિ જિનપ્રતિમા-પ્રતિમાપૂજન, તીર્થયાત્રા, સ્વામીવાત્સલ્ય આદિ ધર્મનિમિત્તે કે શાસનની પ્રભાવના માટે પરિગ્રહ રાખવો પડે કે આરભ કરવો પડે તે સબધીનુ પ્રતિક્રમણ કરવાનુ ન હોય

જં બદ્ધં-જે બાંધ્યું હોય
ઇંદિએહિં-ઇંદ્રિયો વડે
ચઉહિં-ચાર
કસાએહિં-કષાયો વડે
અપ્પસત્થેહિં-માઠા ભાવ વડે
રાગેણ-રાગ વડે
દોસેણ-દ્વેષ વડે
વ-અથવા

## [ જ્ઞાનના અતિચાર ]

**જં બદ્ધ મિંદિએહિં**—ઇંદ્રિયો વડે જે પાપ બાંધ્યું હોય.

**ચઉહિ કસાએહિ અપ્પસત્થેહિ**—માઠા ભાવથી અશુભ ચાર કષાયો વડે.

**રાગેણ વ દોસેણ વ**—રાગવડે અથવા દ્વેષ વડે (જે પાપ બાંધ્યું હોય)

**તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૪ ॥** તેને હું નિંદું છું અને ગુરૂની સમક્ષ ગર્હું છું.

આગમણે-આવવામાં
નિગ્ગમણે-જવામાં
ઠાણે-મિથ્યાત્વીના સ્થાનકે ઉભા રહેતાં.
ચંકમણે-આમ તેમ ફરતાં
અણાભોગે-ઉપયોગ વિના
અભિઓગે-આગ્રહથી
નિઓગે-પરાધીનતાથી

## [ સમ્યગ્ દર્શનના અતિચાર ]

**આગમણે નિગ્ગમણે**—આવવામાં તથા જવામાં.

**ઠાણે ચંકમણે અણાભોગે**—મિથ્યાત્વીના સ્થાનકે ઉભા રહેતાં તથા ઉપયોગ વિના આમ તેમ ફરતાં.

**અભિઓગે અ નિઓગે**—રાજા તથા ઘણા લોકોના આગ્રહના કારણે અને નોકરી વિગેરે પરાધીનતાના કારણે.

**પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૫ ॥** દિવસના બધા અતિચારને હું પડિક્કમું છું.

| | |
|---|---|
| સંકા-જિન વચનમાં શંકા | સંથવો-પરિચય |
| કંખ-અન્ય મતની ઈચ્છા | કુલિંગીસુ-મિથ્યાત્વીનો |
| વિગિચ્છા-દુર્ગંછા | સમ્મત્તસ્સ-સમકિતના |
| પસંસ-વખાણ (પ્રશંસા) | અઇઆરે-અતિચાર |
| તહ-તેમજ | |

[ સમ્યક્ત્વના પાંચ અતિચાર ]

સંકા-કંખ-વિગિચ્છા, પસંસ-તહ સંથવો-કુલિંગીસુ,
સમ્મ-ત્તસ્સ-ઈઆરે, પડિક્કમે+દેસિઅં સવ્વં ॥ ૬ ॥

૧ સંકા—( શંકા ) વીતરાગના વચનમાં ખોટી શંકા કરવી
૨ કંખ—( કાંક્ષા ) અન્ય મતની ઈચ્છા કરવી
૩ વિગિચ્છા—( વિચિકિત્સા ) સાધુ-સાધ્વીનાં મેલા વસ્ત્રની દુર્ગંછા કરવી, અથવા ધર્મના ફળમાં સંદેહ કરવો
૪ પસંસ તહ—( પ્રશંસા ) મિથ્યાત્વીના વખાણ કરવા, તથા
૫ સંથવો કુલિંગીસુ—( સંસ્તવ ) જુદા જુદા વેષ પહેરી ધર્મના બહાને લોકોને ઠગનારા પાખંડીઓનો પરિચય કરવો

સમ્મ-ત્તસ્સ-ઇઆરે—આ પાંચ સમકિતના અતિચારમાંથી
પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૬ ॥—દિવસના લાગેલા બધા અતિચારને હું પડિક્કમું છું

| | |
|---|---|
| છક્કાય-છ કાયના | દોસા-દોષ લાગ્યા હોય |
| સમારંભે-આરંભને વિષે | અત્તટ્ઠા-પોતાને માટે |
| પયણે-રાંધતાં | પરટ્ઠા-બીજાને માટે |
| પયાવણે-રંધાવતા | ઉભયટ્ઠા-બન્નેને માટે |
| અ-અને જે-જે | ચેવ-નિશ્ચે |

+ અહિં રાઈય-પક્ખિઅ-ચઉમાસિય-સંવચ્છરિય વિગેરેમાંથી જે પ્રતિક્રમણ હોય તે શબ્દ મૂકવો એમ આ આખા સૂત્રમાં સમજવું

## [ ચારિત્રાચારના અતિચાર ]

**છક્કાય-સમારંભે૧**—+છકાય જીવોના આરંભને વિષે.

**પયણે અ પયાવણે અ જે દોસા**—રાધતાં, રંધાવતાં જે કોઈ દોષ લાગ્યો હોય.

**અતટ્ઠા ય પરટ્ઠા**—પોતાને માટે અને બીજાને માટે.

**ઉભયટ્ઠા ચેવ તં નિંદે ॥ ૭ ॥** તથા તે બંનેને માટે ( રાંધતાં અને રંધાવતાં ) જે દોષ લાગ્યો હોય તેને હું નિશ્ચે નિંદું છું,

**અર્થઃ**—પોતાને માટે બીજાને માટે અને તે બંનેને માટે પોતે રાંધતાં, અને રંધાવતાં કાયાના સમારંભને વિષે જે દોષ લાગ્યો હોય તેને હું અવશ્ય નિંદું છું.

**પંચણ્હં**-પાંચ
**અણુવ્વયાણં**-અણુવ્રતોના
**ગુણવ્વયાણં**-ગુણવ્રતોના
**તિણ્હં**-ત્રણ
**અઈઆરે**-અતિચાર
**સિક્ખાણં**-શિક્ષાવ્રતોના
**ચઉણ્હં**-ચાર

## [ શ્રાવકના બાર વ્રતનાં નામ ]

**પંચણ્હ મણુવ્વયાણં**—પાંચ અણુવ્રતોના

**ગુણવ્વયાણં ચ તિણ્હ મઇઆરે**—ત્રણ ગુણવ્રતોના જે અતિચાર લાગ્યા હોય.

**સિક્ખાણં ચ ચઉણ્હં**—તથા ચાર શિક્ષાવ્રતોને વિષે.

**પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૮ ॥** દિવસમાં લાગેલા બધા અતિચારને હું પડિકકમું છું.

---

૧ પ્રાણિના વધનો સંકલ્પ તે સરંભ તેમને પરિતાપ ઉપજાવવો તે સમારંભ અને તેમના પ્રાણોનો વિયોગ કરવો તે આરંભ.

+ **છકાય**—પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, અને ત્રસકાય.

| | |
|---|---|
| પઢમે-પહેલા | આયરિય-આચર્યું હોય |
| અણુવ્વયમિ-અણુવ્રતમા | અપ્પસત્થે-માઠા ભાવ વડે |
| થુલગ-મોટા | ઇત્થ-અહિ |
| પાણાઈવાય-પ્રાણાતિપાતની | પમાય-પ્રમાદના |
| વિરઈઓ-વિરતિરૂપ | પ્પસગેણ-પ્રસગથી |

[ પહેલા અણુવ્રતના અતિચાર ]

પઢમે અણુવ્વયમિ—પહેલા અણુવ્રતને વિષે
થુલગ-પાણાઈવાય-વિરઈઓ—મોટા પ્રાણાતિપાતની વિરતિને વિષે
આયરિઅ મપ્પ મત્થે—માઠા ભાવ વડે આચર્યું હોય
ઇત્થ પમાયપ્પસગેણ ॥ ૯ ॥ અહિ પ્રમાદના પ્રસગથી જે અતિચાર લાગ્યો હોય તેને હુ પડિક્કમુ છુ

| | |
|---|---|
| વહ-વધ કરવો | ભત્ત પાણ-ખોરાક પાણીનો |
| બધ-બાધવુ | વુચ્છેએ-અતરાય કરવો |
| છવિચ્છેએ-અવયવો છેદવા | પઢમ વયસ્સ-પહેલા વ્રતના |
| અઇભારે-ઘણો ભાર ભરવો | અઇઆરે-અતિચાર ( દોષ ) |

વહ બધ છવિચ્છેએ—૧ વધ કરવો, ૨ દોરડાથી બાધવુ, તથા ૩ શરીરના અવયવો છેદવા

અઇભારે ભત્તપાણ વુચ્છેએ—૪ ઘણો ભાર ભરવો, તથા ૫ ખોરાક પાણીનો અતરાય કરવો

પઢમ વયસ્સ ઇઆરે—પહેલા વ્રતના અતિચારમા
પડિક્કમે દેસિઅ સવ્વ ॥ ૧૦ ॥ દિવસમા લાગેલા બધા દોષોને હુ પડિક્કમુ છુ

| | |
|---|---|
| બીએ-બીજા | થુલગ-મોટા |
| અણુવ્વયમિ-અણુવ્રતમાં, | અલિઅ-જુઠ |
| પરિ-અતિશય | વયણ-વચન |

## [ બીજા અણુવ્રતના અતિચાર ]

**બીએ અણુવ્વયંમિ**—બીજા અણુવ્રતમાં

**પરિ થુલગ-અલિઅ વયણ-વિરઇઓ**—અતિશયે મોટા જુઠ્ઠા વચન તેની વિરતિને વિષે.

**આયરિઅ મપ્પ સત્થે**—માઠા ભાવ વડે આચર્યું હોય.

**ઈત્થ પમાયપ્પસંગેણં ॥ ૧૧ ॥** અહિં પ્રમાદના પ્રસંગથી જે અતિચાર લાગ્યો હોય તેને હું પડિક્કમું છું

| | |
|---|---|
| સહસા-વગર વિચાર્યે | મોસ-જુઠો |
| રહસ્સ-એકાંતમાં | ઉવએસે-ઉપદેશ કરવો |
| દારે-સ્ત્રીએ કહેલી | કુડલેહેઅ-જુઠા દસ્તાવેજ લખવા |

**સહસા-રહસ્સ-દારે, મોસુવએસે અ કુડલેહેઅ;**
**બીઅ વયસ્સ ઇયારે. પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૨ ॥**

૧. **સહસા**—વગર વિચાર્યે કોઈના ઉપર જુઠું આળ મૂકવું.
૨. **રહસ્સ**—એકાંતમાં છાની વાત કરવી.
૩. **દારે**—સ્ત્રીએ કહેલી છાની વાત બીજાને કહી દેવી.
૪. **મોસુવએસે અ**—જુઠો ઉપદેશ આપવો.
૫. **કુડલેહેઅ**—જુઠા લેખ અથવા દસ્તાવેજ લખવા.

**બીય વયસ્સ ઇઆરે**—બીજા વ્રતના અતિચારમાં.

**પડિક્કમે દેસિઅં સવ્વં**—દિવસમાં લાગેલા બધા દોષોને હું પડિક્કમું છું.

| | |
|---|---|
| તઇએ-ત્રીજા | પરદવ્વ-પારકા ધનની |
| અણુવ્વયંમિ-અણુવ્રતને વિષે | હરણ-હરણની |
| થુલગ-મોટા | વિરઇઓ-વિરતિથી |

## [ ત્રીજા અણુવ્રતના અતિચાર ]

**તઈએ અણુવ્વયંમિ**—ત્રીજા અણુવ્રતને વિષે,

**થુલગ-પરદવ્વ-હરણ-વિરઈઓ**—મોટા પારકા ધનની ચોરી કરવી તેની વિરતિને વિષે.

આયરિઅં મપ્પ સત્થે—માઠા ભાવ વડે આચર્યું હોય
ઈત્થ પમાયપ્પસંગેણં ॥૧૩॥ અહિં પ્રમાદના પ્રસંગથી જે
અતિચાર લાગ્યો હોય તેને હુ પડિક્કમુ છુ

| | |
|---|---|
| તેન-ચોરે | વિરૂદ્ધ-રાજ્ય વિરૂદ્ધ |
| આહુડ-ચોરેના | ગમણેઅ આચરણુ કરવુ |
| પ્પઓગે-ઉત્તેજન આપવુ | |
| તપ્પડિરૂવે-ખોટી વસ્તુને ખરા જેવી કરી વેચવી | કુડતુલ-ખોટા તોલ રાખવા |
| | કુડમાણે-ખોટા માપ રાખવા |

તેના હડ પ્પઓગે—૧ ચોરે ચોરેલી વસ્તુ લેવી તથા ૨ ચોરને
ચોરી કરવામાં ઉત્તેજન આપવુ
તપ્પડિરૂવે વિરૂદ્ધ ગમણે અ—૩ ખોટી વસ્તુને ખરા જેવા કરી
વેચવી તથા ૪ (દાણ ચોરી વિગેરે)
રાજ્ય વિરૂદ્ધ આચરણ કરવુ
કુડતુલ-કુડમાણે—૫ ખોટા તોલ, તથા ખોટા માપ રાખવા તે
પડિક્કમે દેસિઅં સવ્વં ॥૧૪॥—દિવસમાં લાગેલા બધા દોષોને
હું પડિક્કમુ છુ

| | |
|---|---|
| ચઉત્થે-ચોથા | પરદાર-પારકી સ્ત્રી સાથે |
| અણુવ્વયંમિ અણુવ્રતને વિષે | ગમણ-ગમન કરવાની |
| નિચ્ચં-હમેશા | વિરઈઓ-વિરતિને વિષે |

[ ચોથા અણુવ્રતના અતિચાર ]

ચઉત્થે અણુવ્વયંમિ—ચોથા અણુવ્રતને વિષે
નિચ્ચં પરદારગમણવિરઈઓ—હમેશા પારકી સ્ત્રી સાથે ગમન
કરવાની વિરતિને વિષે
આયરિઅં મપ્પ સત્થે—માઠા ભાવ વડે આચર્યુ હોય
ઈત્થ પમાયપ્પસંગેણં ॥૧૫॥ અહિં પ્રમાદના પ્રસંગથી જે
અતિચાર લાગ્યો હોય તેને હું પડિક્કમુ છુ

| | |
|---|---|
| અપરિગ્ગહિઆ કુંવારી | તિવ્વ-તીવ્ર (ઘણી જ) |
| ઇત્તર-બીજી | અણુરાગે-અભિલાષા |
| અણંગ-અનંગ ક્રીડા | ચઉત્થ-ચોથા |
| વિવાહ-લગ્ન, સંબંધ | વયસ્ય-વ્રતના |

**અપરિગ્ગહિઆ ઇત્તર, અણંગ વિવાહ-તિવ્વ-અણુરાગે;**
**ચઉત્થ વયસ્સ ઇઆરે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૬ ॥**

**અપરિગ્ગહિઆ**—૧. અપરિગ્રહિતાગમન-કોઇએ પણ જે સ્ત્રીને ગ્રહણ કરી નથી એવી કુંવારી કન્યા અથવા વિધવા આદિ સાથે સંબંધ કરવો તે.

**ઇત્તર**—૨. ઇત્વરપરિગ્રહીતાગમન-અમુક દિવસ સુધી બીજાએ રાખેલી વેશ્યા પ્રમુખ સાથે ગમન કરવું તે. (સ્વદારા સંતોષના'ના નિયમવાળાને આ બન્ને અતિચારો અનાચાર તરીકે સમજવા.)

**અણંગ**—૩. અનંગક્રીડા-પારકી સ્ત્રીઓના અંગોપાંગ વિષય દૃષ્ટિથી જોવા તથા સૃષ્ટિવિરુદ્ધ કામચેષ્ટા કરવી તે,

**વિવાહ**—૪. પરવિવાહકરણ-પોતાના પુત્રાદિક સિવાય પારકા વિવાહ પ્રમુખ કરવા તે,

**તિવ્વ-અણુરાગે**—૫. કામભોગતિવ્રાભિલાષ-કામભોગની તીવ્ર અભિલાષા કરવી તે.

**ચઉત્થ વયસ્સ ઇઆરે**—ચોથા વ્રતના અતિચારમાં.

**પડિક્કમે દેસિઅં સવ્વં**-દિવસમાં લાગેલા બધા દોષોને હું પડિક્કમું છું.

| | |
|---|---|
| ઇત્તો-એ પછી | અપ્પસત્થંમિ-માઠા ભાવ પડે |
| અણુવ્વએ-અણુવ્રતને વિષે | પરિમાણ-પરિગ્રહના નિયમનું |
| પંચમમિ-પાંચમામા | પરિચ્છેએ-ઉલ્લંઘન કરવાથી |
| આયરિયં-આચર્યું હોય | |

[ પાચમા અણુવ્રતના અતિચાર ]

ઇત્તો અણુવ્વએ પંચમ મિ—એ પછી પાચમા અણુવ્રતને વિષે
અયરિઅ મપ્પ મત્થ મિ—મોહ ભાવ વડે આચર્યુ હોય
પરિમાણ-પરિચ્છેએ—પરિગ્રહના નિયમનુ ઉલ્લઘન કરવાથી
ઇત્થ પમાયપ્પસ ગેણ ॥ ૧૭ ॥ અહિ પ્રમાદના પ્રસગથી જે અતિચાર લાગ્યો હોય તેને હુ પડિક્કમુ છુ

| | |
|---|---|
| ધણ-ધન ધન્ન ધાન્ય | પરિમાણે-નિયમને વિષે |
| ખિત્ત-ખેતર વત્થુ-વાસ્તુ | દુપ્પએ-બે પગવાળા |
| રૂપ્પ-રૂપુ સુવન્ને-સોનુ | ચઉપ્પય મિ-ચાર પગવાળા |
| કુવિઅ-હલકી ધાતુઓ | |

ધણ ધન્ન ખિત્ત વત્થુ—૧ ધન, ધાન્ય, ૨ ખેતર તથા ઘરહાટ વિગેરે
રૂપ્પ સુવન્નેઅ કુવિઅ પરિમાણે—૩ રૂપુ, સોનુ, અને ૪ તાબુ, કાસુ પ્રમુખ હલકી ધાતુઓના નિયમને વિષે
દુપ્પએ ચઉપ્પયમિ ય—૫ દાસ, દાસી, ગાય, ભેસ પ્રમુખ જનાવરો પરિમાણથી અધિક રાખવા તે
પડિક્કમે દેસિઅ સવ્વ ॥ ૧૮ ॥ દિવસમાં લાગેલા બધા દોષોને હુ પડિક્કમુ છુ

| | |
|---|---|
| ગમણસ્સ-જવાના | વુડ્ઢિ-વધારો કરવાથી |
| પરિમાણે-નિયમને વિષે | સઇઅ તરદ્ધા-યાદિ જતી રહેવાથી |
| દિસાસુ-દિશાઓમા | |
| ઉડ્ઢે-ઉચે અહે અ-નીચે | પઢમ મિ-પહેલા |
| તિરિઅ -તિરછી દિશામા | ગુણવ્વએ-ગુણવ્રતને વિષે |

[ છઠ્ઠે વ્રતના-પહેલા ગુણવ્રતના પાચ અતિચાર ]

ગમણસ્સ ઉ પરિમાણે—જવાના નિયમને વિષે

દિસાસુ ઉડ્ઢં અહે અ તિરિઅં ચ--૧ ઉચે ૨ નીચે અને ૩ તિરછી દિશાઓમાં નિયમ ઉપરાંત જવાથી.

વુડ્ઢિ સઇઅંતરદ્ધા--૪ એક દિશા ઘટાડી બીજી દિશામાં વધારો કરવાથી તથા ૫ માર્ગમાં યાદી જતી રહેવાથી નિયમ ઉપરાંત જવું તે.

પઢમંમિ ગુણવ્વએ નિંદે ॥ ૧૯ ॥ પહેલા ગુણવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદું છું.

| | |
|---|---|
| મજ્જંમિ અ-મદિરા | મલ્લે અ-ફૂલની માળા |
| મંસંમિ અ-માંસ | ઉવભોગ-ઉપભોગને વિષે |
| પુપ્ફે અ-ફૂલ | પરિભોગે-પરિભોગને વિષે |
| ફલે અ-ફળ | બીઅંમિ-બીજા |
| ગંધ-સુગંધી પદાર્થ | ગુણવ્વએ-ગુણવ્રતને વિષે |

[ સાતમા વ્રતના-બીજા ગુણવ્રતના ૨૦ અતિચાર ]

મજ્જંમિ અ મંસંમિ અ--મદિરા-માંસ અને બીજા નહિ ખાવા યોગ્ય અભક્ષ પદાર્થો ખાવાથી.

પુપ્ફે અ ફલે અ ગંધ મલ્લે અ--ફુલ ફળ અને સુગંધી પદાર્થ તથા ફૂલની માળાને વાપરવાથી.

ઉવભોગ-પરિભોગે--×ઉપભોગ અને +પરિભોગ નામના

બીઅંમિ ગુણવ્વએ નિંદે ॥ ૨૦ ॥ બીજા ગુણવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદું છું.

---

× ઉપભોગ-એકજ વાર ઉપયોગમા આવે તે.
જેમકેઃ--ખોરાક-પાણી-ફૂલ-ફળ વિગેરે.

+ પરિભોગ-વારંવાર ઉપયોગમાં આવે તે.
જેમકે --ઘર-પુસ્તક-વસ્ત્ર-ઘરેણાં વિગેરે.

| | |
|---|---|
| સચિત્તે-સચિત્ત | આહારે-વાપરવાથી |
| પડિબધ્ધે-સચિત્તને વળગેલી | તુચ્છોસહિ-તુચ્છ પદાર્થો |
| અપોલિ-તદ્દન કાચી | |
| દુપ્પોલિઅ-અડધી કાચી-પાકી | ભક્ખણયા-ખાવાથી |

સચ્ચિત્તે પડિબદ્ધે અપોલ દુપ્પોલિઅ ચ આહારે,
તુચ્છોસહિ-ભક્ખણયા, પડિક્કમે દેસિઅં-સવ્વં ॥ ૨૧ ॥

૧ સચિત્તે—સચિત્ત વસ્તુનો ત્યાગ હોય છતાં વાપરવી અથવા નિયમ ઉપરાંત વાપરવી તે સચિત્તઆહાર

૨ પડિબદ્ધે—સચિત્ત સાથે વળગેલાં વસ્તુ વાપરવી, જેમકે—ઝાડને વળગેલો ગુંદર અને ગોટલી સહિત કેરી વિગેરે ખાવાથી

૩. અપોલિ—તદ્દન અપક્વ-કાચી વસ્તુ વાપરવી જેમકે—તરતનો દળેલો લોટ તથા અણચાળેલો લોટ વિગેરે વાપરવાથી

૪ દુપ્પોલિઅ ચ આહારે—અડધી કાચી-પાકી વસ્તુ તે ઓળો પુંખ થોડા શેકેલો મકાઈનો ડોડો વિગેરે વાપરવાથી

૫. તુચ્છોસહિ-ભક્ખણયા—તુચ્છ પદાર્થોનું ભક્ષણ જેમકે—બોર-સીતાફળ વિગેરે ખાવાથી જે જે દોષ લાગ્યા હોય તે

પડિક્કમે દેસિઅં સવ્વં—દિવસના બધા દોષોને હું પડિક્કમું છું

બાવીશ અભક્ષ્યના નામો—

વડના ટેટા, પારસપીપળો, પીપર, પ્લક્ષ, [ પીપળાની જાતનાં ફળ અથવા પીપરની પેપડી ], ઉંબરાના ફળ, કાકુંબરના ફળ મધ, મદિરા, માંસ માખણ, હિમ, વિષ, કરા, ભૂમિકાય [ માટી, ખડી, ચૂનો, ખારો, મીઠું ] રાત્રિભોજન, બહુબીજ, (ગોદ, ખસખસ, રાજગીરો) બોળ, અથાણું, રિંગણ, વેંગણ અજાણ્યા ફળ, તુચ્છફળ, ચલિતરસ, અને અનંતકાય

બત્રીશ અનંતકાયના નામ—

—ભૂમિકંદ, લીલી હળદર, લીલું આદુ, સૂરણ, કંદ, વજ્રકંદ, લીલો કચૂરો, સતાવરીની વેલી, હિરલી કંદ વિગેરે,

સોફાલી, કુંઆર, થોર, ગળો, લસણ, વાંસકારેલાં, ગાજર, લુણીની ભાજી, ગરમર, લોઢી પદ્મની કંદ, કિસલય [ કોમળ પાંદડાં [ થેગ, ખરસઈઓ, લીલી મોથ, લુણવૃક્ષની છાલ, ખિલોડાકંદ, અમૃતવલ્લી વેલ, ભુમિફોડા, વત્થૂલાની ભાજી, દ્વિદળનાં અંકુરા, પલંકાની ભાજી, સુઅરવલ્લી, કોમલ આંબલી, આલુકંદ ( બટેટા, રતાળુ, ડુંગળી, સકરકંદ ) મૂળા વગેરે આ મુખ્ય વસ્તુઓ છે. બાકી તો ઘણી અનંતકાયો છે.

| | |
|---|---|
| ઈંગાલી-અંગાર કર્મ | વાણિજ્જં-વેપાર |
| વણ-વનકર્મ | ચેવ ય-વળી નિશ્ચે |
| સાડી-શકટ કર્મ | દંત-દાંત નો વેપાર |
| ભાડી-ભાટિક કર્મ | લક્ખ-લાખનો વેપાર |
| ફોડી-સ્ફોટિક કર્મ | રસ-ઘી-તેલ વિગેરેનો વેપાર |
| સુવજ્જએ-સારી રીતે છોડી દેવાં | કેસ-વાળનો વેપાર |
| | વિસ-ઝેરી પદાર્થોનો વેપાર |
| | વિસયં-શસ્ત્રાદિકનો વેપાર |

[ પન્નર કર્માદાન ]

**ઈંગાલી-વણ-સાડી, ભાડી-ફોડી સુવજ્જએ કમ્મં;**
**વાણિજ્જં ચેવ ય દંત, લક્ખ-રસ-કેસ-વિસ-વિસયં ॥૨૨॥**

૧. **ઈંગાલી**—અંગારકર્મ-એટલે અગ્નિથી થતું કામ, તે કરનાર કુંભાર-ભાડભુંજા-ચુનારા વિગેરે.

૨ **વણ**—વનકર્મ-તે વનસ્પતિને ઉગાડવા તથા છેદવાથી લાગતું કર્મ, તે કરનાર માળી-ખેડુત-કઠીઆરા વિગેરે.

૩. **સાડી**—શકટ કર્મ-તે વાહન બનાવવા તથા વેચવાથી લાગતું કર્મ તે કરનાર સુથાર-લુહાર વિગેરે.

૪. **ભાડી**—ભાટિક કર્મ-એટલે ઘોડા ઉંટ, બળદ, ઘર વિગેરે ભાડે આપવાથી લાગતું કર્મ તે કરનાર-વણઝારા-રાવળ વિગેરે.

૫. **ફોડી**—સ્ફોટિક કર્મ-એટલે કુવા-વાવ-તળાવ વિગેરે ખોદવા ખોદાવવાથી લાગતું કર્મ તે કરનાર-ઓડ-કોન્ટ્રાકટર વિગેરે.

સુનજ્જએ કમ્મ—એ પાચે કર્મ શ્રાવકે અવશ્યપણે છોડી દેવા
વાણિજ્જ ચેવ ય—વળી નિશ્ચે પાચ વ્યાપાર પણ છોડી દેવા
૧ દન્ત-હાથીદાંત-શીંગડા-મોતી વિગેરેનો વ્યાપાર તે **દન્તવાણિજ્ય**
૨ લક્ખ-લાખ-કસુંબો-હરતાળ વિગેરેનો વ્યાપાર તે **લક્ખવાણિજ્ય**
૩ રસ-ઘી-તેલ-ગોળ-મદિરા વિગેરેનો વ્યાપાર તે **રસવાણિજ્ય**
૪ કેસ-મોર પોપટ-ગાય વિગેરેના વાળનો વ્યાપાર તે **કેસવાણિજ્ય**.
૫ વિસ વિસય-'વિસ' એટલે અફીણ-સોમલ વિગેરે ઝેરી પદાર્થોનો વ્યાપાર તથા વિસય એટલે તલવાર-છરી-ધનુષ્ય વિગેરે શસ્ત્રોનો વ્યાપાર તે **વિષવિષયવાણિજ્ય**

| | |
|---|---|
| એવ-એ પ્રમાણે ખુ-નિશ્ચે | દહ-દ્રહ, ધરો (ઝરણુ) |
| જતપિલ્લણ-યત્ર પિલણ | તલાય-તળાવ |
| કમ્મ-કર્મ | સોસ-સૂકવી નાખવા |
| નિલ્લંછણ-નિર્લાંછન કર્મ | અસઇ-અસતી (દુરાચારી) નું |
| દવદાણ-દવદાન કર્મ | પોસ-પોષણ કરવુ |
| સર-સરોવર | વજ્જિજ્જ-છોડી દેવા |

એવં ખુ જંત પિલ્લણ—૧ એ પ્રમાણે નિશ્ચે **યત્ર પિલણ કર્મ** તે ઘંટી-ચરખા-ઘાણી-મીલ વિગેરે ચાલવાથી લાગતુ કર્મ
કમ્મ નિલ્લંછણ ચ દવદાણ—૨ નિર્લાંછન કર્મ તે ઉંટ-બળદ વિગેરેના નાક કાન વિંધવાથી લાગતુ કર્મ વળી ૩ દવદાનકર્મ એટલે જંગલ ઘર વિગેરેમા આગ લાગવાથી લાગતું કર્મ
સર-દહ-તલાય સોસ-૪ સરોવર-દ્રહ તથા તલાવ વિગેરેનુ પાણી સુકવી નાંખવાથી લાગતું કર્મ (શોષણ કર્મ)
અસઈ પોસ ચ વજ્જિજ્જા ॥ ૨૩ ॥-૫ કૂતરા બિલાડા વિગેરે હિંસક પ્રાણીઓનુ અને દુરાચારી માણસોનુ પોષણ કરવુ

તે **અસતીપોષણ કર્મ** આ પાંચે કર્મ શ્રાવકે છોડી દેવાં.
(આ રીતે સાતમા વ્રતના મૂળ પાંચ અતિચાર અને પન્નર કર્માદાન મળી ૨૦ અતિચાર થાય છે.)

**સત્થ**-શસ્ત્ર. **અગ્ગિ**-અગ્નિ
**મુસલ**-સાંબેલું. **જંતગ**-યંત્ર
**તણ**-ઘાસ. **કટ્ઠે**-કાષ્ટ
**મંત**-મંત્ર. **મૂલ**-જડી-બુટ્ટી
**ભેસજ્જે**-ઔષધ
**દિન્ને**-આપવાથી
**દવાવિએ**-અપાવવાથી
**વા**-અથવા

## [ આઠમા વ્રતના અતિચારોની આલોચના ]

**સત્થગ્ગિ-મુસલ-જંતગ**—શસ્ત્ર અગ્નિ-સાંબેલું અને યંત્ર વિગેરે.
**તણ-કટ્ઠે મંત-મૂલ ભેસજ્જે**—વળી ઘાસ, કાષ્ટ, સાપને ખીલવવાનો મંત્ર, જડી-બુટ્ટી તથા ઔષધ વિગેરે.
**દિન્ને દવાવિએ વા**—પોતે આપવાથી તથા બીજા પાસે અપાવવાથી
**પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૨૪ ॥** દિવસમાં લાગેલા બધા દોષોને હું પડિક્કમુ છું.

**ન્હાણ**-ન્હાવું
**ઉવટ્ટણ**-પીઠી ચોળવી
**વન્નગ**-રંગ કરવો
**વિલેવણે**-વિલેપન
**સદ્દ**-શબ્દ **રૂવ**-રૂપ
**રસ**-રસ-સ્વાદ. **ગંધે**-ગંધ
**વત્થ**-વસ્ત્ર. **આસણ**-આસન
**આભરણે**-ઘરેણાં

## [ હવે પ્રમાદાચરણ કહે છે ]

**ન્હાણ વટ્ટણ-વન્નગ**—૧ અળગણ પાણીએ ન્હાવું. ૨ પીઠી ચોળી મેલ ઉતારવો, ૩ તથા અબીલ ગુલાલ વિગેરેથી રંગ કરવો.
**વિલેવણે સદ્દ રૂવ રસ ગંધે**—૪ કેશર-ચંદનથી વિલેપન કરવું તથા ૫ વાજીંત્રના શબ્દો **સાંભળવા**, ૬ રૂપ નિરખવા, ૭ ખાટાખારા રસનો સ્વાદ કરવો, ૮ અનેક જાતના સુગંધી પદાર્થો સુંઘવા.

વત્થાસણ-આભરણે-૯ વસ્ત્ર-આસન અને ઘરેણામા આસક્તિ કરવી
પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૨૫ ॥ દિવસમા લાગેલા બધા દોષોને
હુ પડિક્કમુ છુ

| | |
|---|---|
| કંદપ્પે-કામ ભોગની કથા કરવી | અઇરિત્તે-વધારે રાખવી |
| કુક્કુઇએ-ચાળા કરવા | દંડમ્મિ અણટ્ઠાએ-અનર્થ દંડ વિરમણ નામના |
| મોહરિ-નકામુ બબડવુ | |
| અહિગરણ-શસ્ત્ર તૈયાર કરવા | તઇઅમ્મિ-ત્રીજા |
| ભોગ-ભોગવવાની વસ્તુઓ | ગુણવ્વએ-ગુણવ્રતને વિષે |

[ આઠમા વ્રતના-ત્રીજા ગુણવ્રતના પાચ અતિચાર ]

કંદપ્પે કુક્કુઇએ, મોહરિ અહિગરણ-ભોગઅઇરિત્તે,
દંડમ્મિ અણટ્ઠાએ, તઇઅમ્મિ ગુણવ્વએ નિંદે ॥ ૨૬ ॥

૧ કંદપ્પે—કંદર્પ-વિકાર વધે તેવી વાતો કરવી તે
૨. કુક્કુઇએ—કૌકુચ્ય-કામઉત્પન્ન કરનારી કુચેષ્ટા કરવી તે
૩ મોહરિ—મૌખર્ય-મુખ વડે હાસ્યાદિક્રિયા જેમ તેમ બોલવુ તે અથવા કોઈની ગુપ્ત વાત ખુલી કરવી જેથી તે કષ્ટ પામે તે
૪ અહિગરણ—સયુક્તાધિકરણ-પોતાના ખપ કરતા વધારે શસ્ત્રો મેળવવા તે
૫ ભોગઅઇરિત્તે—ઉપભોગપરિભોગાતિરિક્તતા-ઉપભોગમા તથા પરિભોગમાં વપરાતી ચીજો ખપ કરતા વધારે તૈયાર રાખવી તે

દંડમ્મિ અણટ્ઠાએ—ઉપરના અનર્થ દંડ વિરમણ વ્રત નામના
તઇઅમ્મિ ગુણવ્વએ નિંદે ॥ ૨૬ ॥ ત્રીજા ગુણવ્રતને વિષે જે દોષ લાગ્યા હોય તેને હુ નિંદુ છુ

| | |
|---|---|
| તિવિહે-ત્રણ પ્રકારના | સામાઇય-સામાયિક |
| દુપ્પણિહાણે-દુષ્પ્રણિધાન | વિતહકએ-ખોટી રીતે કરતાં |
| અણવટ્ઠાણે-અવિનયપણે | પઢમે-પહેલા |
| તહા-તથા | સિક્ખાવએ-શિક્ષાવ્રતને વિષે |
| સઈવિહૂણે-યાદિ ન રહેવાથી | |

**[ નવમા વ્રતના-પહેલા શિક્ષાવ્રતના પાંચ અતિચાર ]**

**તિવિહે દુપ્પણિહાણે**—ત્રણ પ્રકારના દુષ્પ્રણિધાનને +સેવવાં.
૧ મનદુષ્પ્રણિધાન ૨ વચનદુષ્પ્રણિધાન ૩ કાયદુષ્પ્રણિધાન.
**અણવટ્ઠાણે તહા સઇ વિહૂણે**-× ૪ અવિનયપણે સામાયિક કરવું, તથા-૫ યાદિ ન રહેવાથી સામાયિક વ્રતને ભુલી જવું.

**સામાઇય વિતહકએ**—એ રીતે સામાયિક ખોટી રીતે કર્યું હોય.

**પઢમે સિક્ખાવએ નિંદે ॥ ૨૭ ॥** પહેલા શિક્ષાવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદું છું.

| | |
|---|---|
| આણવણે-મંગાવવામાં | પુગ્ગલક્ખેવે-પદાર્થ નાંખી જણાવવું. |
| પેસવણે-મોકલવામાં | દેસાવગાસિઅંમિ-દેસાવગાસિકને વિષે |
| સદ્દે-શબ્દ કરવો | બીએ-બીજા |
| રૂવે-રૂપ દેખાડવું | સિક્ખાવએ-શિક્ષાવ્રતને વિષે |
| અ-અને | |

**[ દસમા વ્રતના—બીજા શિક્ષાવ્રતના પાંચ અતિચારો ]**

**આણવણે પેસવણે**—૧ આનયનપ્રયોગ-નિયમ ઉપરાંત ભૂમિમાંથી વસ્તુ મંગાવવી. ૨ પેષ્યપ્રયોગ-હદ બહાર વસ્તુ મોકલવી તે

---

+ **દુષ્પ્રણિધાન**—મન-વચન અને કાયાનો અશુભ વ્યાપાર.
× **અવિનયપણે**—બે ઘડી કરતાં વહેલું સામાયિક પારવું.

**સદ્દે રૂવે અ પુગ્ગલક્ખેવે**—૩ શબ્દાનુપાત-ખોખારા પ્રમુખ કરી બોલાવવાથી ૪ રૂપાનુપાત—રૂપ દેખાડવું ૫ પુદ્ગલ પ્રક્ષેપ—કાકરો પ્રમુખ નાખી પોતા પણું જણાવનામા

**દેસાવગાસિઅ મિ**—દેશાવગાસિક નામના

**બીએ સિક્ખાવએ નિંદે ॥૨૮॥** બીજા શિક્ષાવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદુ છું

| | |
|---|---|
| **સંસાર**-સંથારા સંબંધી | **ભોયણ**-ભોજન સંબંધી |
| **ઉચ્ચારવિહિ**-લઘુનીતિ તથા વડીનીતિ સંબંધી | **આભોએ** ચિંતા કરવી |
| | **પોસહવિહિ**-પૌષધ વિધિ |
| **પમાય**-પ્રમાદ (આળસ) | **વિવરીએ**-વિપરિત કરવાથી |
| **તહ**-તેમ | **તઈએ**-ત્રીજા |
| **ચેવ**-વળી | **સિક્ખાવએ**-શિક્ષાવ્રતને વિષે |

**[ અગિયારમા વ્રતના-ત્રીજા શિક્ષાવ્રતના પાંચ અતિચાર ]**

**સંથારુચ્ચાર-વિહિ**—સંથારા સંબંધી અને લઘુનીતિ તથા વડી નીતિ સંબંધીની વિધિમાં

**પમાય તહ ચેવ ભોયણાભોએ**—પ્રમાદ કરવાથી તેમજ વળી ભોજનની ચિંતા કરવાથી

**પોસહ વિહિ વિવરીએ**—અને પૌષધ વિધિ વિપરીત કરવાથી

**તઇએ સિક્ખાવએ નિંદે ॥૨૯॥** ત્રીજા શિક્ષાવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદુ છું

| | |
|---|---|
| **સચ્ચિત્તે**-સચિત્ત વસ્તુ | **ચેવ**-નિશ્ચયે |
| **નિક્ખિવણે**-મૂકવાથી | **કાલાઇક્કમદાણે**-વખત ઓળંગીને તેડવા જવાથી |
| **પિહિણે**-ઢાંકવાથી | |
| **વવએસ**-ફારફેર બોલવાથી | **ચઉત્થે**-ચોથે |
| **મચ્છરે**-ગર્વ | **સિક્ખાવએ**-શિક્ષાવ્રતને વિષે |

[ બારમા વ્રતના-ચોથા શિક્ષાવ્રતના પાંચ અતિચાર ]

**સચ્ચિત્તે નિક્ખિવણે, પિહિણે વવએસ મચ્છરે ચેવ;**
**કાલાઈક્કમદાણે, ચઉત્થે સિક્ખાવએ નિંદે ॥ ૩૦ ॥**

૧. **સચ્ચિત્તે નિક્ખિવણે**—સાધુને દેવા યોગ્ય ભોજન ઉપર સચિત્ત વસ્તુ મૂકવાથી

૨. **પિહિણે**—દેવા યોગ્ય વસ્તુ ઉપર સચિત્ત વસ્તુ ઢાંકવાથી.

૩. **વવએસ**—ફારફેર બોલવાથી એટલે દેવાની બુદ્ધિએ પારકી વસ્તુ પોતાની કહેવાથી અને નહિ દેવાની બુદ્ધિએ પોતાની વસ્તુ પારકી કહેવાથી.

૪. **મચ્છરે ચેવ**—ક્રોધ-ઇર્ષા અને ગર્વ કરીને નિશ્ચે દાન આપવાથી.

૫ **કાલાઇક્કમદાણે**-મુનિને ગોચરીનો વખત ઓળંગીને તેડવા જવાથી

**ચઉત્થે સિક્ખાવએ નિંદે**—અતિથિસંવિભાગ નામના ચોથા શિક્ષાવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદુ છું.

સુહિએસુ-સુખીયા ઉપર
દુહિએસુ-દુઃખીયા ઉપર
અસંજએસુ-ગુરૂની આજ્ઞા પ્રમાણે વિચરનારને વિષે
અણુકંપા-દયા

રાગેણ-રાગે કરી વ-અથવા
દોસેણ-દ્વેષે કરી
તં નિંદે-તેને હું નિંદું છુ
ગરિહામિ-ગહુઁ છું

**સુહિએસુ અ દુહિએસુ અ**—જ્ઞાનાદિ ગુણોવડે કરીને સુવિહિત સુખીયા ઉપર તથા રાગે કરીને દુઃખીયા ઉપર.

**જા મે અસંજએસુ અણુકંપા**—અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વિચરનારા ઉપર દયા કરી દાન આપ્યું હોય

**રાગેણ વ દોસેણ વ**—વળી મુનિને સગાની બુદ્ધિએ રાગથી અથવા સામાન્ય બુદ્ધિએ દ્વેષથી દાન આપવામાં જે દોષ લાગ્યો હોય.

**તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૩૧ ॥** તેને હું નિંદું છું અને ગુરૂની સાક્ષીએ ગહુઁ છું.

| | |
|---|---|
| સાહુસુ સાધુઓને વિષે | ચરણ-કરણ સિત્તરી |
| સવિભાગો-વહોરાવવુ તે | જુત્તેસુ-સહિત એવા |
| ન કઓ-ન કર્યુ હોય | સતે-હોવા છતા |
| તવ-તપ | ફાસુ-નિર્દોષ ( પવિત્ર ) |
| ચરણ-ચરણ સિત્તરી | અ દાણે-દાન ન આપ્યુ હોય |

સાહુસુ સવિભાગો—સાધુઓને વિષે (સવિભાગ) વહોરાવવુ તે ન કઓ, તવચરણ-કરણજુત્તેસુ—ન કર્યું હોય તપ વડે તથા ચરણ સિત્તરી અને કરણ સિત્તરી વડે સહિત,

સતે ફાસુ અ દાણે—નિર્દોષ હોવા છતા દાન ન આપ્યુ હોય તનિદે ત ચ ગરિહામિ ॥૩૦॥ તેને હુ નિદુ છુ અને ગુરૂની સાક્ષીએ ગર્હું છુ

અર્થ—દેવા યોગ્ય અન્ન વિગેરે અચિત્ત હોવા છતાં તપ ચરણસિત્તરી અને કરણસિત્તરીએ સહિત સાધુઓનુ આતિથ્ય ન કર્યું હોય તેની હુ નિન્દા કરૂ છુ અને ગુરૂની સાક્ષીએ ગર્હું છુ

| | |
|---|---|
| ઇહલોએ-આ લોકને વિષે | પઓગે-કરવા વડે |
| પરલોએ-પરલોકને વિષે | પચવિહો-પાચ પ્રકારનો |
| જીવિઅ-જીવવાનો | અઇઆરો-અતિચાર મા-ન |
| મરણે-મરવાનો | મજઝ-મને |
| અ-કામભોગની | હુજ્જ-હોજો |
| આસસ-ઇચ્છા | મરણતે-મરણાત સુધી |

[ સલેષણાના પાચ અતિચાર ]

ઇહલોએ પરલોએ, જીવિઅ-મરણેઅ આસસપઓગે,
પચવિહો અઇઆરો, મા મજઝ હુજ્જ મરણતે ॥૩૩॥

૨ ઇહલોએ—ધર્મના પ્રભાવથી આ લોકમા સુખી થવાની ઇચ્છા કરી

**૨. પરલોએ**—ધર્મના પ્રભાવવડે પરલોકમાં દેવ વિગેરે સુખ મળે એવી ઇચ્છા કરવી.

**૩. જીવિઅ**—સંલેખના વ્રતનું બહુમાનદેખી જીવવાની ઇચ્છા કરવી.

**૪. મરણે અ**— અનશનવ્રતના દુઃખથી ગભરાઈ મરણની ઇચ્છા કરવી.

**૫. આસંસપઓગે**—કામભોગની વાંચ્છા કરવી.

**પંચવિહો અઇઆરો**—એ પાંચ પ્રકારના અતિચારમાંથી કોઈપણ દોષ.

**મા મજ્ઝ હુંજ્જ મરણંતે ॥૩૩॥** મને મરણાંત સુધી ન હોજો.

| | |
|---|---|
| **કાએણ**-કાયયોગથી | **માણસિઅસ્સ**-મનવડે લાગેલા |
| **કાઇઅસ્સ**-કાયા વડે કરાયેલાને | **સવ્વસ્સ**-સર્વ |
| **વાઈઅસ્સ**-વચનવડે બોલાયેલાને | **વય**-વ્રતના |
| **વાયાએ**—વચન યોગથી | **અઈઆરસ્સ**-અતિચાર |
| **મણસા**-મન યોગથી | |

## [ સર્વ વ્રતના અતિચાર ]

**કાએણ કાઇઅસ્સ**—૧ અશુભ કાયાવડે. લાગેલા અતિચારને શુભ કાય યોગથી.

**પડિક્કમે વાઈઅસ્સ વાયાએ**—૨ અશુભ વચન વડે લાગેલા અતિચારને શુભ વચનયોગથી પડિક્કમું છું.

**મણસા માણસિઅસ્સ**—વળી ૩ અશુભ મનવડે લાગેલા અતિચારને શુભ મનયોગથી.

**સવ્વસ્સ વયાઇઆરસ્સ ॥૩૪॥** એ સર્વે વ્રતના અતિચારને હું પડિક્કમું છું.

| | |
|---|---|
| **વંદણ**-બે પ્રકારના વંદન | **સન્ના**-ચાર સંજ્ઞા |
| **વય**-બાર પ્રકારના વ્રત | **કસાય**-ચાર કષાય |
| **સિક્ખા**-બે પ્રકારની શિક્ષા | **દંડેસુ**-ત્રણ દંડને વિષે |
| **ગારવેસુ**—ત્રણ ગારવ | **ગુત્તિસુ**-ત્રણ ગુપ્તિને વિષે |

સમિઈસુઅ-પાંચ સમિતિને વિષે | જો અઇઆરો-જે અતિચાર ત નિંદે-તેને હું નિંદુ છું

વંદણ-વય-સિક્ખા-ગારવેસુ—બે પ્રકારના વંદન, બાર પ્રકારના વ્રત, બે પ્રકારની શીક્ષા તથા ત્રણ પ્રકારના ગારવને વિષે
સન્ના-કસાય-દંડેસુ—ચાર સંજ્ઞા, ચાર કષાય તથા ત્રણ દંડને વિષે
ગુત્તિસુ અ સમિઇસુ અ—ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિને વિષે
જો અઇઆરો અ ત નિંદે ॥ ૩૫ ॥ જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુ છું

## ઉપયોગી સમજણ

૧ વંદન—બે-૧ દેવવંદન અને ૨ ગુરુવંદન
૨ વ્રત—બાર-૫ અણુવ્રત ૩ ગુણવ્રત ૪ શિક્ષાવ્રત
૩ શિક્ષા—બે-૧ ગ્રહણશિક્ષા-શાસ્ત્રનો અભ્યાસ કરવો તે
૨ આસેવનશિક્ષા-શ્રાવકના બધા નિયમો પાળવા તે
૪ ગારવ-ત્રણ-અભિમાન અથવા લાલસાને (ગારવ) ગૌરવ કહે છે
૧—ઘી દૂધ દહીં, વિગેરે રસ પદાર્થો મળતાં અભિમાન કરવું, અને ન મળે તો તેની (લાલસા) ઈચ્છા કરવી તે **રસગારવ**
૨—ધન-અધિકાર વિગેરે મળતા તેનું અભિમાન કરવું, અને ન મળે તો તેની ઈચ્છા કરવી તે **ઋદ્ધિગારવ**
૩—સુખ-આરોગ્ય વિગેરે મળતા તેનું અભિમાન કરવું, અને ન મળે તો તેની ઇચ્છા કરવી તે **શાતાગારવ**
૫ સંજ્ઞા—ચાર-સંજ્ઞા એટલે અભિલાષા તેના સંક્ષેપથી ચાર પ્રકાર છે
૧ આહાર સંજ્ઞા ૨ ભયસંજ્ઞા
૩ મૈથુન સંજ્ઞા ૪ પરિગ્રહ સંજ્ઞા
વળી-સંજ્ઞાના દશ-પંદર અને સોળ પ્રકારો પણ કહેલા છે
૬ કષાય—ચાર-જેનાથી સંસાર વધે તે કષાય

૧. ક્રોધ ૨. માન ૩. માયા અને ૪. લોભ.

૭. દંડ ત્રણ—જે અશુભયોગથી આત્મા ધર્મ જર્જર થાય તેને દંડ કહે છે ૧. મન દંડ ૨. વચન દંડ. અને ૩ કાયા દંડ.

ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ વચ્ચે તફાવતઃ—

ગુપ્તિ—પ્રવૃત્તિ અને નિવૃત્તિ રૂપ એમ બન્ને પ્રકારે છે.

સમિતિ—માત્ર પ્રવૃત્તિ રૂપજ છે

| | |
|---|---|
| સમ્મદિટ્ઠી-સમ્યગ્દષ્ટિ | સિ—તેને |
| જીવો—જીવ | હોઈ—હોય |
| જઇવિ—જો કે | બંધો—બંધ |
| પાવં-પાપ | જેણ—કારણ કે |
| સમાયરે—કરે | ન—નહિ |
| કિંચિ—થોડું | નિદ્ધંધસં-નિર્દયપણે |
| અપ્પો—થોડો | કુણઈ—કરે છે |

સમ્યક્ત્વી જીવને અલ્પબંધનું કારણ—

સમ્મદિટ્ઠી જીવો—સમ્યગ્દષ્ટિ (સમકિતિ) જીવ.
જઈ વિ હુ પાવં સમાયરે કિંચિ—જો કે થોડું પણ પાપ કરે.
અપ્પોસિ હોઈ બંધો—તો પણ તે શ્રાવકને કર્મનો બંધ થોડો હોય.
જેણ ન નિદ્ધંધસં કુણઈ ॥ ૩૬ ॥ કારણ કે તે નિર્દયપણે પાપ કરતો નથી.

| | |
|---|---|
| તંપિ-તેને પણ | ઉવસામેઈ—શાંત કરે |
| હુ—નિશ્ચયે | વાહિ—વ્યાધિને |
| સપડિક્કમણં-પ્રતિક્રમણ વડે | વ્વ—જેમ |
| સપ્પરિઆવં-પશ્ચાતાપ વડે | સુસિક્ખિઓ—સારો શીખેલો |
| સઉત્તરગુણં-ગુરૂએ આપેલા પ્રાયશ્ચિત્ત વડે | વિજ્જો—વૈદ્ય |
| ખિપ્પં—જલ્દી | |

ત પિ હુ સપડિક્કમણુ—શ્રાવક, તે-અલ્પ પાપના બંધને પણ નિશ્ચયે પ્રતિક્રમણ કરવા વડે

સપ્પરિઆવ સઉત્તર-ગુણુ ચ—પશ્ચાતાપ કરવા વડે અને ગુરૂએ આપેલા પ્રાયશ્ચિત કરવા વડે સહિત (એવો શ્રાવક)

ખિપ્પ ઉવસામેઈ—જલ્દી શાન્ત કરે છે

વાહિવ્વ સુસિક્ખિઓ વિજ્જો ॥ ૩૭ ॥ જેમ સારો શીખેલો વૈદ્ય વ્યાધિને (રોગને) શાંત કરે છે તેમ,

| | |
|---|---|
| જહા-જેમ | હણન્તિ-હણે છે |
| વિસ -ઝેર | મ તેહિ -મંત્રો વડે |
| કુટ્ઠગય -શરીરમાં વ્યાપેલું | તો-તેથી |
| મ તમૂલ-મંત્ર અને જડીબુટ્ટીના | |
| વિસારયા-જાણનાર | હવઇ-થાય છે |
| વિજ્જા-વૈદ્યો | નિવ્વિસ-ઝેર રહિત |

શ્રાવક કઈ રીતે કર્મનો નાશ કરે—

જહા વિસ કુટ્ઠ-ગય —જેમ શરીરમાં વ્યાપેલા સર્પ વિગેરેના ઝેરને

મ ત-મૂલ-વિસારયા-મંત્ર અને જડીબુટ્ટીના જાણનાર

વિજ્જા હણન્તિ મંતેહિ—વૈદ્યો મંત્રથી અથવા જડીબુટ્ટીના પ્રયોગથી,ઉતારી નાખે છે અને

તો ત હવઇ નિવ્વિસ ॥ ૩૮ ॥ તેથી તે (શરીર) ઝેર રહિત થાય છે

| | |
|---|---|
| એવ-એવી રીતે | આલોઅ તો-આલોવતો |
| અટ્ઠવિહ-આઠ પ્રકારના | નિંદ તો-નિંદતો |
| કમ્મ-કર્મને | ખિપ્પ-જલ્દીથી |
| રાગદોસ-રાગ અને દ્વેષથી | હણઇ-હણે છે |
| સમજ્જિઅ-બાંધેલા | સુસાવઓ-સારો શ્રાવક |

એવં અટ્ઠવિહં કમ્મં—એવી રીતે આઠ પ્રકારના કર્મોને.
રાગ-દોસ સમજ્જિઅં—રાગ અને દ્વેષ વડે બાંધેલા.
આલોઅંતો અ નિંદંતો—ગુરુની પાસે આલોવતો તથા આત્મ-
સાક્ષીએ નિંદતો.
ખિપ્પં હણઈ સુસાવઓ ॥૩૯॥ સારો શ્રાવક જલ્દીથી હણે છે.

---

| | |
|---|---|
| કયપાવો વિ-પાપનો કરનાર પણ | હોઈ-થાય છે |
| માણુસ્સો-મનુષ્ય | અઇરેગ-ઘણો |
| આલોઇય-આલોવીને | લહુઓ-હળવો |
| નિંદિઅ-નિંદીને | ઓહરિઅ-ઉતારીને |
| ગુરૂ સગાસે-ગુરૂની પાસે | ભરૂવ-ભારને (જેમ) |
| | ભારવહો-ભાર ઉપાડનાર |

આલોચના કરનાર પાપરૂપી ભારથી રહિત થાય છે—

કયપાવો વિ મણુસ્સો—પાપનો કરનાર એવો પણ મનુષ્ય,
આલોઇય નિંદિઅ ગુરૂ સગાસે—ગુરૂની પાસે પોતાના પાપને
આલોવીને તથા આત્માની સાક્ષિએ નિંદીને
હોઇ અઇરેગ-લહુઓ—પાપના બોજાથી હળવો થઈ જાય છે.
ઓહરિઅ-ભરૂવ્વ ભારવહો ॥ ૪૦ ॥ જેમ ભાર ઉપાડનાર
(મજૂર) ભાર ઉતારીને હળવો થાય છે તેમ:

| | |
|---|---|
| આવસ્સએણ-આવશ્યક ક્રિયા વડે | બહુરઓ—ઘણા પાપવાળો |
| એએણ-આ | દુક્ખાણં-દુઃખોનો |
| સાવઓ-શ્રાવક | અંતકિરિઅં-નાશ |
| જઇવિ-જો કે | કાહી-કરશે |
| હોઇ-હોય | અચિરેણ-થોડા |
| | કાલેણ-કાળમાં |

પ્રતિક્રમણ આવશ્યકનું ફળ—

આવસ્સએણ એએણ—આ આવશ્યક ક્રિયા વડે
સાવઓ જઇવિ બહુરઓ હોઈ—શ્રાવક જો કે ઘણા પાપવાળો હોય તો પણ
દુક્ખાણ-મંત-કિરિઅં—પાપરૂપ દુઃખનો નાશ
કાહી અચિરેણ કાલેણ ॥૪૦॥ થોડા કાળમાં જ કરશે.

| | |
|---|---|
| આલોઅણા-આલોચના | કાલે-વખતે |
| બહુવિહા-ઘણા પ્રકારની | મૂલગુણ-મૂળગુણ |
| ન ય સંભરિઆ-ન સાંભરી હોય | ઉત્તરગુણે-ઉત્તર ગુણ |
| પડિક્કમણ-પ્રતિક્રમણ | ગરિહામિ-ગર્હું છું |

યાદ નહિ રહેલ અતિચારોની આલોચના—

આલોઅણા બહુવિહા—આલોચના ઘણા પ્રકારની છે પરંતુ
ન ય સંભરિઆ પડિક્કમણ કાલે—પ્રતિક્રમણ વખતે યાદ ન આવી હોય તેવી
મૂલગુણ-ઉત્તરગુણે-મૂળગુણ અને ઉત્તરગુણને વિષે જે દોષ રહી ગયા હોય
તં નિંદે તં ચ ગરિહામિ ॥૪૧॥ તેને હું નિંદુ છું અને ગુરુની સાક્ષીએ વિશેષે ગર્હું છું

| | |
|---|---|
| તસ્સ-તે | વિરઓમ્મિ-અટક્યો છું |
| ધમ્મસ્સ-શ્રાવક ધર્મની | વિરાહણાએ-વિરાધનાથી |
| કેવલિ-કેવળી ભગવંતે | તિવિહેણ-ત્રણ પ્રકારે |
| પન્નત્તસ્સ-કહેલા | પડિક્કંતો-પ્રતિક્રમણ કરતો |
| અબ્ભુટ્ઠિઓમિ-હું ઉઠ્યો છું | જિણે-જિનેશ્વરને |
| આરાહણાએ-આરાધના માટે | ચઉવ્વીસં-ચોવીશે |

**તસ્સ ધમ્મસ્સ કેવલી પન્નત્તસ્સ**—તે કેવળી ભગવંતે કહેલા શ્રાવક ધર્મની.

**અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ**—આરાધના માટે હું ઉઠયો છું.

**વિરઓમિ વિરાહણાએ**—અને તેની વિરાધનાથી અટકયો છું.

**તિવિહેણ પડિક્કંતો**—મન-વચન-કાયા એ ત્રણ પ્રકાર વડે પડિક્કમતો.

**વંદામિ જિણે ચઉવ્વીસં ॥૪૩॥** ચોવીશે જિનેશ્વરને હું વાંદું છું.

**જાવંતિ ચેઈઆઈં, ઉડ્ઢે અ અહે અ તિરિ અ લોએ અ;**
**સવ્વાઈં તાઈં વંદે, ઈહ સંતો તત્થ સંતાઈં ॥ ૪૪ ॥**

**જાવંત કેવિ સાહૂ, ભરહેરવય-મહાવિદેહે અ,**
**સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડ-વિરયાણં ॥૪૫॥**

આ બન્ને ગાથાના અર્થ ૩૨ મા પાને આવી ગયા છે.

---

ચિર-ઘણા કાળનાં
સંચિઅ-એકઠાં કરેલાં
પાવ-પાપને
પણાસણીઇ-નાશ કરનારી
ભવ-ભવને
સયસહસ્સ-સો હજાર (લાખ)
મહણીએ-હણનારી
ચઉવીસ-ચોવીશે
જિણ-તીર્થ કરોના
વિણિગ્ગય-મુખથી નીકળેલી
કહાઇ-ધર્મ કથામાં
વોલંતુ-પસાર થાઓ
મે-મારા. દિઅહા-દિવસો

**શ્રાવક કઈ રીતે દિવસો પસાર કરવાની ઈચ્છા રાખે.**

**ચિર-સંચિઅ-પાવ-પણાસણીઈ**—ઘણા કાળનાં એકઠા કરેલાં પાપને નાશ કરનારી.

**ભવ-સય સહસ્સ-મહણીએ**—સો હજાર (લાખ) ભવને હણનારી

ચઉવીસ જિણ વિણિગ્ગય-કહાઈ—ચોવીશે તીર્થંકરોના મુખથી નીકળેલી એવી ધર્મકથામાં

વોલંતુ મે દિઅહા ॥૪૬॥ મારા દિવસો પસાર થાઓ

| | |
|---|---|
| મમ-મારે | ધમ્મો-ચારિત્ર ધર્મ |
| મંગલ-મંગળરૂપ છે | સમ્મદ્દિટ્ઠિ-સમકિત દૃષ્ટિ |
| અરિહંતા-અરિહંત ભગવાન્ | દેવા-દેવતાઓ |
| સિદ્ધા-સિદ્ધ ભગવાન્ | દિંતુ-આપો |
| સાહૂ-સાધુ મહારાજ | સમાહિં-સમાધિ |
| સુઅં-શ્રુતધર્મ | બોહિં-સમ્યક્ત્વ |

ચાર માંગલિક તથા સમાધિ અને સમ્યક્ત્વની માગણી—

મમ મંગલ મરિહંતા—મારે ચાર મંગળરૂપ છે પહેલા અરિહંત-ભગવાન્

સિદ્ધા સાહૂ સુઅં ચ ધમ્મો અ—બીજા સિદ્ધ ભગવાન, ત્રીજા સાધુ મહારાજ, અને ચોથો શ્રુતધર્મ તથા ચારિત્રધર્મ

સમ્મદ્દિટ્ઠી દેવા—વળી સમકિત-દૃષ્ટિ દેવતાઓ

દિંતુ સમાહિં ચ બોહિં ચ ॥૪૭॥ સમાધિ અને સમ્યક્ત્વ આપો

| | |
|---|---|
| પડિસિદ્ધાણં-ના પાડેલ | પડિક્કમણં-પ્રતિક્રમણ |
| કરણે-કરવાથી | અસદ્દહણે-અશ્રદ્ધા કરે |
| કિચ્ચાણં-કરવા યોગ્ય | વિવરીય-વિપરીત |
| અકરણે-નહિ કરવાથી | પરૂવણાએ-પ્રરૂપણા કરવાથી |

[ પ્રતિક્રમણ શા માટે કરવું ? ]

પડિસિદ્ધાણં કરણે—શાસ્ત્રમાં ના પાડેલ અશુભ કામ કર્યું હોય તેને માટે—

કિચ્ચાણં-મ કરણે-પડિક્કમણં—કરવા યોગ્ય શુભ કામ ન કર્યું હોય તેના પશ્ચાતાપ માટે [ પ્રતિક્રમણ ]

અસદ્દહણે અ તહા--શાસ્ત્ર તરફથી થયેલા અશ્રદ્ધાના નિવારણ માટે—

વિવરીય-પરૂવણાએ અ ॥૪૮॥ તથા શાસ્ત્રથી વિરૂદ્ધ પ્રરૂપણા કરી હોય તેના નિવારણ માટે પ્રતિક્રમણ કરાય છે.

ખામેમિ-ખમાવું છું.
સવ્વજીવે-બધા જીવોને
સવ્વેજીવા-બધા જીવો
ખમંતુ-ક્ષમા આપો
મિત્તી-મૈત્રી મે-મારે
સવ્વભૂએસુ-બધા જીવો સાથે
વેરં-વૈરભાવ મજ્ઝ-મારે
ન કેણઈ-કોઈ જીવ સાથે

[ સર્વ જીવોની સાથે ક્ષમાપના— ]

ખામેમિ સવ્વ જીવે—હું બધા જીવોના અપરાધને ખમાવું છું.
સવ્વે જીવા ખમંતુ મે—બધા જીવો મારા અપરાધની ક્ષમા આપો.
મિત્તી મે સવ્વ-ભૂએસુ-બધા જીવો સાથે મારે મૈત્રીભાવ છે.
વેરં મજ્ઝ ન કેણઇ ॥૪૯॥ કોઇ જીવ સાથે મારે વૈરભાવ નથી.

એવ-એ પ્રમાણે
અહં-મેં
આલોઇઅ-પાપ આલોચ્યું
નિંદિઅ-નિંદા કરી
ગરહિઅ-ગર્હણા કરી
દુગંછિઅં-દુર્ગંછા કરી
સમ્મં-સમ્યક્ પ્રકારે
તિવિહેણ-ત્રણ પ્રકારે કરી
પડિક્કંતો-પડિક્કમતો
વંદામિ-વંદન કરૂ છુ.
જિણે-જિનેશ્વરોને
ચઉવ્વીસં-ચોવીશે

[ પ્રતિક્રમણનો ઉપસંહાર—સાર ]

એવ મહં આલોઈઅ—આ પ્રમાણે મેં પાપ આલોચ્યું.
નિંદિઅ ગરહિઅ દુગંછિઅં સમ્મં—આત્મા સાક્ષીએ નિંદા કરી, ગુરૂ પાસે ગર્હણા કરી અને સારી રીતે દુર્ગંછા કરી
તિવિહેણ પડિક્કંતો—મન-વચન-અને કાયા એમ ત્રણ પ્રકારે કરી પડિક્કમતો થકો.

વંદામિ જિણે ચઉવ્વીસં ॥ ૫૦ ॥ ચોવીસે જિનેશ્વરોને હુ વંદના કરૂ છુ

**ભાવાર્થ—આ સૂત્રનુ બીજુ નામ 'શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર' છે આમા બારવ્રતોનુ સ્વરૂપ અને તેના અતિચારો દર્શાવવા સાથે શ્રાવકને કરણીય વિધિની વિરાધનાની માફી માગવામા આવી છે**

### વંદિત્તા સૂત્રની વિશેષ સમજણ

સમ્યક્ત્વ પૂર્વક એક કે તેથી વધુ વ્રતોને જાણી, આદરી પાલન કરનારને શ્રાવક કહ્યો શકાય આથી આ સૂત્રમા સમ્યક્ત્વ મૂળ વ્રતોનુ સ્વરૂપ અને તેમા અજાણ ભાવે થતી સ્ખલનાઓના પ્રકારો બતાવવામા આવ્યા છે તેમજ ઉચ્ચ જીવન જીવનાર શ્રાવકને કયા વ્રતોમાથી કયા અતિચાર લાગે છે તે પણ દેખાડનાર આ સૂત્ર છે

બાર વ્રતના અતિચારોના વર્ણન પછીની ગાથાઓમા પ્રતિક્રમણ કરવાથી શુ ફળ? ન કરવાથી શુ ગેરલાભ? અને કઈ કઈ રીતે વ્રતોમા લાગેલા અતિચારની શુદ્ધિ થાય તે બતાવ્યુ છે

### સમ્યક્ત્વ મૂળ વ્રતોનુ સ્વરૂપ અને તેના અતિચારો

શુદ્ધદેવ, શુદ્ધગુરૂ અને શુદ્ધ ધર્મ ઉપર અચળ શ્રદ્ધા તે અથવા જે જિનેશ્વરોએ કહ્યુ તે સાચુ તેને સમ્યક્ત્વ કહેવાય, તેના પાચ અતિચારો -(૧) શકા (૨) કાક્ષા (૩) વિચિકિત્સા (૪) મિથ્યાદષ્ટિ પ્રશસા અને (૫) અન્ય ધર્મીનો પરિચય

### બાર વ્રતોની ટુક સમજણ

**૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત—મોટી જીવહિસાથી** અટકવુ તેના પાચ અતિચાર—(૧) વધ કરવો (૨) રોગથી

બાંધવું (૩) અવયવો છેદવા (૪) અતિભાર ભરવો. અને (૫) ભોજન પાણીનો અંતરાય કરવો.

**૨. સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત**—મોટા જુઠાણાથી અટકવું. તેના પાંચ અતિચારઃ—(૧) સહસાત્કાર. (૨) રહસ્ય ભાષણ. (૩) સ્ત્રીએ કહેલી છાની વાત બીજાને કહેવી. (૪) જુઠો ઉપદેશ આપવો. (૫) જુઠા લેખ તથા દસ્તાવેજ લખવા.

**૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત**—મોટી ચોરીથી અટકવું. તેના પાંચ અતિચારઃ—(૧) ચોરે ચોરેલી વસ્તુ લેવી (૨) ચોરી કરવામાં મદદ કરવી. (૩) ખોટી વસ્તુને ખરી કરી વેચવી (૪) રાજ્ય વિરુદ્ધ આચરણ કરવું. (૫) ખોટા માન માપાં રાખવાં.

**૪ સ્થૂલ મૈથુન વિરમણ વ્રત**—પરસ્ત્રી ગમન થકી અટકવું. તેના પાંચ અતિચારઃ—(૧) નહિ ગ્રહણ કરાયેલ સ્ત્રી સાથે ગમન. (૨) થોડા વખત માટે ગ્રહણ કરાયેલ સ્ત્રી સાથે ગમન. (૩) અનંગ ક્રીડા. (૪) પારકા વિવાહ કરવા (૫) કામભોગની તીવ્ર ઇચ્છા રાખવી.

**૫. સ્થૂલ પરિગ્રહ વિરમણ વ્રત**—મોટા પરિગ્રહ થકી અટકવું. તેના પાંચ અતિચારઃ—(૧) ધન, ધાન્યનું પરિમાણ (૨) ખેતર તથા ઘરહાટનું પરિમાણ (૩) રૂપું, સોનું, તેનું પરિમાણ, (૪) તાંબું આદિ હલકી ધાતુનું પરિમાણ. (૫) દાસ, દાસી, ગાય, ભેંસ પ્રમુખનું પરિમાણ.

**૬. દિગ્ પરિમાણ વ્રત**—દસે દિશામાં જવા આવવાના કરેલ નિયમની મર્યાદાનું ઉલ્લંઘન ન કરાય તેના પાંચ અતિચાર—(૧) મર્યાદા કરતાં વધારે ઉંચે જવું. (૨) મર્યાદા કરતાં વધારે નીચે જવું. (૩) ચારે દિશાની તિરછી મર્યાદા ઉલ્લંઘવી. (૪) બધી દિશાને

ભેગી કરી એક દીશા વધારવી, (૫) દિશાના પરિમાણનુ ખ્યાલ ન રહેવુ

૭ ભોગોપભોગ પરિમાણ વ્રત—શરીરની શક્તિ પ્રમાણે ભોગોપભોગના સાધનોનો નિયમ કરાય તેને ભોગોપભોગ પરિમાણ વ્રત કહે છે એકવાર ભોગવાય તે ભોગ અને વાર વાર ભોગવાય તે ઉપભોગ રાત્રિભોજન અભક્ષ્ય અનતકાય વિગેરે વસ્તુનો ત્યાગ તેમજ ચૌ નિયમોની ધારણા તે આ વ્રતમાં સમાય છે તેના વીસ—

અતિચાર—(૧) સચિત્ત આહાર, (૨) સચિત્ત પ્રતિબદ્ધ આહાર (૩) અપક્વ આહાર, (૪) દુષ્પક્વ આહાર તથા (૫) તુચ્છૌષધિભક્ષણ તેમજ ૧૫ કર્માદાન મળી ૨૦ અતિચાર

૮ અનર્થદંડ વિરમણ વ્રત—૧ આર્તરૌદ્ર ધ્યાન, ૨ પાપકર્મનો ઉપદેશ, ૩ હિંસાનાં સાધનો આપવા અપાવવાં, ૪ પ્રમાદ આચરણ આ ચાર સ્વજન, શરીર, ધર્મ કે વ્યવહારાદિકના કારણે થાય તે અર્થદંડ છે પણ શરીરાદિ પ્રયોજન વિના ફોગટ સેવવામા આવે તો તેને અનર્થદંડ કહે છે તેના પાંચ અતિચાર

(૧) કંદર્પ, (૨) કુચેષ્ટા કરવી, (૩) મૌખર્ય, (૪) ખપ કરતાં વધારે અધિકરણો રાખવા, (૫) ભોગ ઉપભોગના સાધનોને વધારે પડતાં રાખવા

[ ચાર શિક્ષા વ્રત ]

૯ સામાયિક વ્રત—આર્તરૌદ્રધ્યાનનો ત્યાગ કરી તેમજ સાવદ્યકર્મનો ત્યાગ કરી એક મુહૂર્ત પર્યન્ત જે સમભાવમા રહેવું તેને સામાયિક વ્રત કહે છે તેના પાચ અતિચાર

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્**—ઇચ્છાએ કરી હે ભગવંત! આજ્ઞા આપો.

**અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં**—દિવસની અંદર થયેલા અપરાધને ખમાવવાને માટે હું તત્પર થયો છું.

[ ગુરૂ કહે-**ખામેહ**-ખમાવો ]

**ઇચ્છં, ખામેમિ દેવસિઅં**—આપની આજ્ઞા પ્રમાણ, હું દિવસના અપરાધને ખમાવું છું.

**જંકિંચિ**-જે કાંઈ
**અપત્તિઅં**-અપ્રીતિભાવ
**પરપત્તિઅં**-વિશેષ અપ્રીતિભાવ
**ભત્તે**-ભોજનને વિષે
**પાણે**-પાણીને વિષે
**વિણયે**-વિનયને વિષે
**વેઆવચ્ચે**-વૈયાવચ્ચને વિષે
**આલાવે**-એકવાર બોલવામાં
**સંલાવે**-વારંવાર બોલવામાં
**ઉચ્ચાસણે**-ઊંચે આસને બેસવાથી
**સમાસણે**-સરખા આસને
**અંતરભાસાએ**-વચ્ચે બોલવાથી
**ઉવરિભાસાએ**-ગુરૂએ કહ્યા પછી તે વાતને વિશેષપણે કહેતાં

**જંકિંચિ અપત્તિઅં પરપત્તિઅં**—જે કાંઈ અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય, તથા વિશેષ અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય

**ભત્તે, પાણે વિણએ, વેયાવચ્ચે**—ભોજનને વિષે, પાણીને વિષે, વિનયને વિષે, વૈયાવચ્ચ એટલે ગુરૂસેવાને વિષે

**આલાવે સંલાવે**—એકવાર, બોલવાને વિષે, તથા વારંવાર બોલવાને વિષે.

**ઉચ્ચાસણે, સમાસણે**—ગુરૂથી ઉંચા આસને બેસવામાં, તથા ગુરૂથી સરખા આસને બેસવામાં.

**અંતરભાસાએ ઉવરિભાસાએ**—ગુરૂ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં તથા ગુરૂએ કહેલી વાત વિશેષપણે કહેવામાં

| | |
|---|---|
| જં કિંચિ-જે કાંઈ | તુબ્ભે જાણહ-તમે જાણો છો |
| મજ્ઝ-મારું | ન જાણામિ-હું જાણતો નથી |
| વિણય-વિનય | અહં-હું |
| પરિહીણં-રહિતપણું | તસ્સ-તે |
| સુહુમ-સૂક્ષ્મ | મિચ્છામિદુક્કડં-મારું પાપ |
| બાયરં-મોટું | મિથ્યા થાઓ |

જં કિંચિ મજ્ઝ વિણય પરિહીણં—જે કાંઈ મારાથી વિનય રહિતપણું થયું હોય

સુહુમં વા બાયરં વા—સૂક્ષ્મ (થોડું) અથવા બાદર (વધારે)
તુબ્ભે જાણહ અહં ન જાણામિ—તમે જાણો છો હું જાણતો નથી
તસ્સ મિચ્છામિ દુક્કડં—તેનું પાપ મને મિથ્યા થાઓ

ભાવાર્થ—સુગુરૂ પ્રત્યે થયેલા અપરાધોની માફી માગવામાં આવે છે તેથી બીજું નામ "ક્ષમાપના સૂત્ર" કહેવાય છે

પ્રશ્ન—૧ આ સૂત્રને ગુરૂ ખામણા શા માટે કહે છે ?
૨ ગુરૂ પ્રત્યે કેવા પ્રકારની ક્ષમા માગવામાં આવી છે ?

## ૩૪ શ્રી આયરિય ઉવજ્ઝાય સૂત્ર

| | |
|---|---|
| આયરિય-આચાર્ય | જે મે-જે મારે જીવે |
| ઉવજ્ઝાએ-ઉપાધ્યાયને | કેઇ-કોઈ પણ પ્રકારમાં |
| સીસે-શિષ્યોને | કસાયા-કષાય |
| સાહમ્મિએ-સાધર્મિકને | સવ્વે-સર્વને |
| કુલ—એક આચાર્યના પરિવાર | તિવિહેણ-ત્રણ પ્રકારે કરી |
| ગણે અ-તથા આચાર્યનો પરિવાર | ખામેમિ-ખમાવું છું |

**આયરિય-ઉવજ્ઝાએ**—આચાર્ય અને ઉપાધ્યાય પ્રત્યે
**સીસે-સાહમ્મિએ-કુલ-×ગણે અ**—તેમના શિષ્યો, સાધર્મિક અને એક આચાર્યનો પરિવાર તથા ઘણા આચાર્યનો પરિવાર,
**જે મે કેઇ-કસાયા**—મારે જીવે કોઈ પણ પ્રકારનો કષાય કર્યો હોય.
**સવ્વે-તિવિહેણ ખામેમિ ॥ ૧ ॥** તે સર્વને ત્રણ પ્રકારે (મન-વચન-કાયાએ) ખમાવું છું.

| | |
|---|---|
| **સવ્વસ્સ**-સર્વ | **સવ્વં**-સર્વ અપરાધને |
| **સમણ સંઘસ્સ**-શ્રમણ સંઘરૂપ | **ખમાવઇત્તા**-ખમાવીને |
| **ભગવઓ**-ભગવંતના | **ખમામિ**-ખમાવું છે. |
| **અંજલિં કરિય**-બે હાથ જોડીને | **સવ્વસ્સ**-સર્વના |
| **સીસે**-મસ્તક ઉપર | **અહયંપિ**-હું પણ |

**સવ્વસ્સ સમણ સંઘસ્સ**—સર્વ શ્રમણ સંઘરૂપ.
**ભગવઓ અંજલિં કરિય સીસે**—ભગવંતના કરેલા અપરાધ પ્રત્યે મસ્તક ઉપર બે હાથ જોડી.

**સવ્વં ખમાવઈત્તા**—સર્વ અપરાધને ખમાવીને.
**ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥ ૨ ॥**—તે સર્વના કરેલા અપરાધને હું પણ ખમાવું છું.

| | |
|---|---|
| **સવ્વસ્સ**-સર્વ | **નિયચિત્તો**-પોતાનું ચિત્ત. |
| **જીવરાસિસ્સ**-જીવસમૂહના | **સવ્વં** સર્વ અપરાધને |
| **ભાવઓ**-ભાવથી | **ખમાવઇત્તા**-ખમાવીને |
| **ધમ્મ**-ધર્મને વિષે | **ખમામિ**-ખમાવું છું |
| **નિહિય**-સ્થાપ્યું છે. | **અહયંપિ**-હું પણ |

× એક આચાર્યની આજ્ઞામાં રહેલો શિષ્ય સમુદાય 'ગચ્છ' કહેવાય, એવા ઘણા ગચ્છોના સમુદાયને 'કુલ' કહેવાય અને એવા ઘણા કુલોના સમુદાયને 'ગણ' કહેવાય.

સવ્વસ્સ જીવરાસિસ્સ—સર્વ જીવ સમુહના [મે કરેલા સર્વ અપરાધ પ્રત્યે]
ભાવઓ ધમ્મ-નિહિય નિયચિત્તો—ભાવથી ધર્મને વિષે પોતાનુ ચિત્ત સ્થાપ્યુ છે એવો હુ
સુવ્વ ખમાવઈત્તા—સર્વ અપરાધને ખમાવીને
ખમામિ સવ્વસ્સ અહયપિ ॥ ૩ ॥ હુ પણ સર્વ પ્રત્યે ખમાવુ છુ

ભાવાર્થ—આચાર્ય, ઉપાધ્યાય વિગેરે સકળ સઘ તથા સર્વ જીવો ઉપર જે ક્રોધ થયો હોય તેની આ સૂત્રથી માફી માગવામા આવે છે

પ્રશ્નો—૧ આ સૂત્રમા કોની કોની સાથે ક્ષમાપના કરવામા આવી છે? ૨ ગચ્છ, કુલ, ગણ અને સઘ એટલે શુ? ૩ ક્ષમાપનાથી શુ ફળ થાય તે જણાવો?

## ૩૫. શ્રી નમોસ્તુ વર્દ્ધમાનાય સુત્ર.

ઈચ્છામો-અમે ઇચ્છીએ છીએ
અણુસટ્ઠિં-સ્તુતિ કરવાને,
નમો-નમસ્કાર હો
ખમાસમણાણ-ક્ષમાશ્રમણોને
નમોઽસ્તુ-નમસ્કાર થાઓ
વર્દ્ધમાનાય-મહાવીર સ્વામીને
સ્પર્દ્ધમાનાય-સ્પર્ધા કરનારને
કર્મણા-કર્મોની સાથે
તજ્જય-તે કર્મોને જીતીને
અવાપ્ત-પામ્યા જે
મોક્ષાય-મોક્ષ પ્રત્યે,
પરોક્ષાય-દ્દષ્ટિથી દૂર
કુતિર્થિનામ્-મિથ્યાત્વીઓની,

ઇચ્છામો અણુસટ્ઠિં—અમે સ્તુતિ કરવાને ઇચ્છીએ છીએ
નમો ખમાસમણાણ—ક્ષમાશ્રમણોને નમસ્કાર થાઓ

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય-સર્વસાધુભ્ય ॥

નમોઽસ્તુ વર્દ્ધમાનાય—શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર થાઓ
સ્પર્દ્ધમાનાય કર્મણા—જે કર્મની સાથે સ્પર્ધા કરનાર એવા

**તજ્જયાવાપ્ત-મોક્ષાય**—૨ તે કર્મોને જીતીને મોક્ષ મેળવનાર એવા.
**પરોક્ષાય કુતીર્થિનામ્ ॥૧॥** વળી ૩ મિથ્યાત્વીઓની દૃષ્ટિથી દુર એવા.

**યેષાં**-જેઓના
**વિકચ**-ખીલેલા
**અરવિંદ**-કમળોની
**રાજ્યા**-શ્રેણીવડે
**જ્યાયઃ**-વખાણવા લાયક
**ક્રમ**-ચરણ રૂપ
**કમલાવલિં**-કમળની શ્રેણીને
**દધત્યા**-ધારણ કરતી
**સદૃશૈ**-સરખાની સાથે
**ઈતિ**-એ પ્રકારે
**સંગતં**-મળવું તે
**પ્રશસ્યં**-વખાણવા લાયક છે
**કથિતં**-કહેલું છે
**સંતુ**-થાઓ
**શિવાય**-મોક્ષને માટે
**જિનેંદ્રાઃ**-જિનેશ્વરો

**યેષાં વિકચારવિંદ રાજ્યા**—ખીલેલા કમળોની શ્રેણી વડે જે તીર્થંકરોના

**જ્યાયઃ ક્રમ-કમલાવલિં દધત્યા**—વખાણવા લાયક* ચરણ રૂપ કમળની શ્રેણી તેને ધારણ કરે છે. તેથી

**સદૃશૈરિતિ સંગતં પ્રશસ્યં**—સરખાની સાથે સરખાનું મળવું એ ઘણું વખાણવા લાયક.

**કથિતં સંતુ શિવાય તે જિનેન્દ્રાઃ ॥૨॥** કહેલું છે, તેવા જિનેશ્વરો મોક્ષને માટે થાઓ.

**કષાયતાપ**-કષાય રૂપ તાપથી
**આર્દિત**-પીડાએલા એવા
**જંતુ**-પ્રાણીઓને
**નિર્વૃતિં**-શાંતિ
**કરોતિ**-કરે છે
**યો**-જે **જૈન**-જિનેશ્વરના
**મુખ**-મુખરૂપી
**અંબુદ**-મેઘમાંથી

* પ્રભુ વિહાર કરે ત્યારે દેવતાઓ નવ સુવર્ણ કમળો રચે છે તેમાં બે કમળો ઉપર પ્રભુ પોતાના ચરણ મૂકીને ચાલે છે, બાકીના સાતને દેવતાઓ જેમ જેમ પ્રભુ આગળ ચાલે તેમ તેમ આગળ સંચારે છે.

| | |
|---|---|
| ઉદ્દગત –નીકળેલો | દધાતુ–કરો |
| સ–તે શુક્રમાસ–જેઠ માસમા | તુષ્ટિ –સંતોષ |
| ઉદ્દભવ–ઉત્પન થયેના | મયિ–મારા વિષે |
| વૃષ્ટિ–વરસાદ ॥ | વિસ્તરો–વિસ્તાર |
| સન્નિભો–જેવો | ગિરામ્–વાણીનો |

કષાયતાપાર્દિત-જંતુ-નિર્વૃતિ –કષાય રૂપ તાપથી પીડાએના એવા પ્રાણીઓન શાંતિ—

કરોતિ યો જૈન-મુખામ્બુદોદ્ગત —કરે છે જે જિનેશ્વરના મુખ રૂપી મેઘમાથી નિકળેલો

સ શુક્રમાસોદ્ ભવ-વૃષ્ટિ સન્નિભો–અને જેઠ માસમા ઉત્પન્ન થયેલા વરસાદ જેવો,

દધાતુ તુષ્ટિં મયિ વિસ્તરો ગિરા ॥ ૩ ॥ ( સિદ્ધાંત રૂપ ) વાણીનો વિસ્તાર મને સંતોષ કરો

અર્થ—જિનેશ્વરોના મુખરૂપ મેઘમાથી પ્રગટ થયેલો જે વાણીનો વિસ્તાર કષાયરૂપ તાપથી પીડિત થયેના પ્રાણીઓને શાંતિ આપે છે [ અને તેથી જે ] જેઠ માસમા થયેલા વૃષ્ટિ સમાન ( વાણીનો વિસ્તાર મારે વિષે સંતોષ કરો

ભાવાર્થ—૧ સાજના પ્રતિક્રમણ કરતી વખતે છ આવશ્યક પુરા થયા પછી તેના હર્ષ નિમિત્તે આ સ્તુતિ શ્રી વીર પરમાત્માની બોલાય છે

## ૩૬ શ્રી વિશાલ લોચન દલ સૂત્ર.

| | |
|---|---|
| વિશાલ–વિશાળ | પ્રાત –પ્રભાત સમયે |
| લોચન–નેત્રરૂપી | વીર–મહાવીર |
| દલ–પત્ર પ્રોદ્યત્–પ્રકાશમાન | જિનેન્દ્રસ્ય-જિનેશ્વરનુ |
| દંત-દાંતના | મુખપદ્મ –મુખરૂપી કમળ |
| અંશુ–કિરણરૂપ, કેસર–કેશ । | પુનાતુ પવિત્ર કરો વ તમોને |

વિશાલ-લોચન-દલં—વિશાળ નેત્રરૂપી પત્ર છે જેનાં એવું.

પ્રોદ્યદ્દંતાંશુ-કેસરમ્—વળી પ્રકાશમાન દાંતના કિરણ રૂપી જેનાં કેશરાં છે એવું......

પ્રાતર્વીર-જિનેન્દ્રસ્ય—પ્રભાત સમયે શ્રી વીર જિનેશ્વરનું...

મુખ પદ્મં પુનાતુ વઃ ॥ ૧ ॥ મુખરૂપી કમળ તમને પવિત્ર કરો.

યેષાં—જે જિનેશ્વરોનું
અભિષેકકર્મ—સ્નાનકર્મ
કૃત્વા—કરીને
મત્તા—ઉન્મત્ત થયેલા
હર્ષભરાત્—હર્ષના સમૂહથી
સુખં—સુખને
સુરેંદ્રાઃ—દેવતાના ઇંદ્રો

તૃણમપિ-તરણા તુલ્ય પણ
ગણયંતિ—ગણતા
નૈવ—નથી નાકમ્-સ્વર્ગને
પ્રાતઃ—પ્રભાત સમયે
સંતુ—થાઓ
શિવાય-મોક્ષને માટે
તે—તે જિનેંદ્રાઃ—જિનેંદ્રો

યેષા મભિષેક-કર્મ કૃત્વા—જે જિનેશ્વરોનું સ્નાનકર્મ કરીને.

મત્તા હર્ષ-ભરાત્ સુખં સુરેંદ્રાઃ—હર્ષના સમુહથી ઉન્મત્ત થયેલા એવા દેવતાના ઇંદ્રો.

તૃણમપિ ગણયંતિ નૈવ નાકં—સ્વર્ગના સુખને તરણા તુલ્ય પણ ગણતા નથી.

પ્રાતઃ સન્તુ શિવાય તે જિનેંદ્રાઃ ॥ ૨ ॥ તે જિનેદ્રો પ્રભાત સમયે અમને મોક્ષને માટે થાઓ.

કલંક—કલંકથી
નિર્મુકતં—રહિત
અમુકત—નથી મૂકાણી
પૂર્ણતં—પૂર્ણતા
કુતર્ક—કુતર્કવાદી
રાહુ—રાહુને

ગ્રસનં—ભક્ષણ કરનાર
સદોદયં—સદા ઉદય પામેલા
અપૂર્વચંદ્રં—અપૂર્વ ચંદ્રરૂપ
જિનચંદ્ર—જિનચંદ્રના
ભાષિતં—આગમને
દિનાગમે—પ્રભાત સમયે

નૌમિ-હુ નમસ્કાર કરુ છુ | નમસ્કૃત-નમસ્કાર કરાયેલા
બુધૈ-પંડિતો વડે

કલંક નિર્મુક્તમમુક્ત પૂર્ણતં—૧ કલંક રહિત અને ૨ જેની પૂર્ણતા મૂકાણી નથી એવુ એટલે સપૂર્ણ

કુતર્ક-રાહુ-ગ્રસન સદોદય—૩ કુતર્કવાદી (અન્ય દર્શની) રૂપ રાહુને ભક્ષણ કરનાર અને ૪ સદા ઉદય પામેલા

અપૂર્વચંદ્ર જિનચંદ્ર-ભાષિત—૫ અપૂર્વ ચદ્રરૂપ, જિનચંદ્રના આગમને,

દિનાગમે નૌમિ બુધૈર્નમસ્કૃતમ્ ॥૪॥ વળી ૬ પંડિતો વડે નમસ્કાર કરાયેલા એવા જિનેશ્વરોએ કહેલા આગમને હું પ્રભાત સમયે નમસ્કાર કરુ છુ

ભાવાર્થ--૧ આ શ્રી વીર પરમાત્માની, સર્વ તીર્થ કરોની, શ્રી જિનવાણીની સ્તુતિ છે સવારના પ્રતિક્રમણમા બોલાય છે

૨ નમોસ્તુ-વિશાલ લોચન આ બે સૂત્રો પૂર્વમાથી ઉદ્ધરેલા હોવાથી સ્ત્રીઓ બોલતી નથી

પ્રશ્નો—૧, આ સૂત્રો કયારે અને શા માટે બોલીએ છીએ?
૨. આ સૂત્રો સ્ત્રીઓ કેમ ન બોલે?
૩ આ સૂત્રોમા કોની સ્તુતિ કરેલી છે?
૪ આ સૂત્રોના બીજા નામો શુ?

## ૩૭. શ્રી શ્રુત દેવતાની સ્તુતિ

| | |
|---|---|
| સુઅદેવયા-શ્રુતદેવતા | ખવેઉ-ક્ષય કરો |
| ભગવઈ-ભગવતી | સયય-હમેશા |
| નાણાવરણીય-જ્ઞાનાવરણીય | જેસિ-જેની |
| કમ્મસંઘાય-કર્મના સમૂહનો | સુયસાયરે-શ્રુતસાગરને વિષે |
| તેસિ-તેઓના | ભત્તિ-ભક્તિ |

સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં૦—શ્રુતદેવતાની આરાધના માટે હું કાઉસ્સગ્ગ કરું છું

સુઅદેવયા ભગવઈ—ભગવતી (સરસ્વતી) એવી શ્રુતદેવતા.

નાણાવરણીય-કમ્મસંઘાયં—જ્ઞાનાવરણીય કર્મના સમૂહનો.

તેસિં ખવેઉ સયયં—તેઓના હંમેશાં ક્ષય કરો.

જેસિં સુયસાયરે ભત્તી ॥૧॥ જે પુરુષોની શ્રુતસાગરને વિષે ભક્તિ છે તે.

અર્થ—જેઓની શ્રુતસાગરમાં નિરંતર ભક્તિ છે તેઓના જ્ઞાનાવરણીયરૂપ કર્મસમૂહને ભગવતી (સરસ્વતિ) એવી દેવી ક્ષય કરો

ભાવાર્થ—આ શ્રી શ્રુતદેવતાની સ્તુતિ છે. આને પુરુષો જ બોલે છે.

## ૩૮. શ્રી ક્ષેત્ર દેવતાની સ્તુતિ.

જીસે-જેના
ખીત્તે-ક્ષેત્રને વિષે
સાહૂ-સાધુ મુનિરાજ
દંસણ-દર્શન
નાણેહિં-જ્ઞાનવડે
ચરણસહિએહિં-ચારિત્રસહિત
સાહંતિ-સાધે છે
મુક્ખમગ્ગં-મોક્ષમાર્ગને
સા દેવી-તે દેવી
હરઉ-હરણ કરો
દુરિઆઇં-પાપોને

ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં—ક્ષેત્ર દેવતાની આરાધના નિમિત્ત હું કાઉસ્સગ્ગ કરૂં છું.

જીસે ખિત્તે સાહૂ—જેના ક્ષેત્રને વિષે સાધુ મુનિરાજો.

દંસણ નાણેહિં ચરણ સહિએહિં—દર્શન જ્ઞાન અને ચારિત્ર વડે સહિત.

સાહંતિ મુક્ખ મગ્ગં—મોક્ષ માર્ગને સાધે છે.

**શાંતિં શાંતિ નિશાંતં**— શાંતિના સ્થાનરૂપ એવા શાંતિનાથ ભગવંતને.

**શાંતં શાંતાશિવં નમસ્કૃત્ય**—રાગદ્વેષ રહિત વળી જેનાથી ઉપદ્રવો— શાંત થયા છે એવા [ શ્રી શાંતિનાથને ] નમસ્કાર કરીને.

**સ્તોતુઃ શાંતિ નિમિત્તં**—સ્તુતિ કરનારની શાંતિના કારણરૂપ એવા,

**મંત્રપદૈઃ શાંતયે સ્તૌમિ ॥ ૧ ॥** વળી શાંતિને માટે મંત્રોના પદ વડે ( શ્રી શાન્તિનાથની ) હું સ્તુતિ કરું છું.

**ઓમિતિ**—ૐ એવું
**નિશ્ચિત વચસે**-નિશ્ચયવચનવાળા
**નમો નમો**-વારંવાર નમસ્કાર થાઓ

**ભગવતે**—ભગવંતને
**અર્હતે**—યોગ્ય. **પૂજાં**—પૂજાને

શાકિનીએ કરેલી મરકીથી સંઘ પીડા પામવા લાગ્યો, તેથી શ્રીસંઘે માણસો મોકલી શ્રી માનદેવસૂરિને આ વૃત્તાંત નિવેદન કરી ઉપદ્રવ શાન્ત કરવા વિનંતિ કરી, ત્યારે અત્યંત કરૂણાવાળા સૂરિએ ઉપદ્રવ નિવારવા માટે આ શ્રી લઘુશાન્તિસ્તવની રચના કરી શાકંભરીના સંઘને મોકલી આ સૂરિને પદ્મા, જયા, વિજયા અને અપરાજિતા એ ચાર દેવીઓનું નિરંતર સાનિધ્ય હતું; તેના પ્રભાવથી શાકંભરીએ સંઘમાં કરેલો ઉપદ્રવ નાશ પામ્યો. આ સ્તવ ભણવાથી, સાંભળવાથી, અથવા તેનાથી મંત્રેલું જળ છાંટવાથી સર્વ ઉપદ્રવો નાશ પામવા લાગ્યા; તેથી સર્વત્ર આ સ્તવ ગણાવા લાગ્યો, હાલમાં દૈવસિક પ્રતિક્રમણને અંતે આ સ્તવ બોલવામાં આવે છે, આ વિષે વૃદ્ધવાદ એવો છે કે આ સ્તવની રચના થયા પછી માંગલિકને માટે સર્વત્ર આ સ્તવ ગણવામાં આવતો, પરંતુ આજથી લગભગ પાંચસો વર્ષ અગાઉ એક યતિ ઉદેપુરમાં રહ્યા હતા તેમની પાસે શ્રાવકો વારંવાર માંગલિક અર્થે આ સ્તવ સંભળવા આવતા તેથી સૂરિનો સર્વ વખત તેમાંજ જવા લાગ્યો, તેથી તેમણે પ્રતિક્રમણમાં દુક્ખક્ખઓના કાયોત્સર્ગને અંતે આ સ્તવ કહેવાનો ઠરાવ કર્યો, ત્યારથી તે રિવાજ પ્રચલિત થયો છે

| | |
|---|---|
| શાંતિજિનાય-શાંતિનાથને | સ્વામિને-સ્વામિને |
| જયવતે-જિતનારા | દમિના-મુનિઓના |
| યશસ્વિને-યશવાળાને | |

ઓમિતિ નિશ્ચિત વચસે—ૐ એ પ્રમાણેના નિશ્ચિત વચનવાળા

નમો નમો ભગવતેઽર્હતે પૂજામ્—વળી પૂજાને યોગ્ય એવા ભગવંતને વારવાર નમસ્કાર થાઓ

શાંતિજિનાય જયવતે-રાગદ્વેષને જિતનાર એવા શાંતિ જિનેશ્વરને

યશસ્વિને સ્વામિને દમિનામ્ ॥ ૨ ॥ યશવાળા અને મુનિઓના સ્વામિ એવા શાંતિનાથ ભગવાનને વારવાર નમસ્કાર થાઓ.

| | |
|---|---|
| સકલ-સંપૂર્ણ | ત્રૈલોક્ય-ત્રણ લોક |
| અતિશેષક-ચોત્રીશ અતિશય | પૂજિતાય-પૂજેલા |
| મહાસંપત્તિ-મોટી સંપદા વડે | નમો નમ -વારંવાર નમસ્કાર થાઓ |
| સમન્વિતાય-સહિત | |
| શસ્યાય-પ્રશંસવા યોગ્ય | શાંતિદેવાય-શાંતિનાથને |

સકલાતિશેષક મહા—સંપુર્ણ ચોત્રીશ અતિશય રૂપ મોટી

સંપત્તિ-સમન્વિતાય શસ્યાય—સંપદા વડે સહિત, પ્રશંસવા યોગ્ય

ત્રૈલોક્ય પૂજિતાય ચ—વળી ત્રણ લોકના જીવોથી પૂજિત એવા

નમો નમ શાંતિદેવાય ॥ ૩ ॥ શ્રી શાંતિનાથ ભગવાનને વારંવાર નમસ્કાર થાઓ

| | |
|---|---|
| સર્વામર-સર્વ દેવતાઓના | જન-માણસોનુ |
| સુસમૂહ-સમૂહ સહિત | પાલન-પાલન કરવામાં |
| સ્વામિક-તેમના સ્વામી વડે | ઉદ્યત તમાય-ઘણા સાવધાન |
| સંપૂજિતાય-પૂજાએલા | સતત -હંમેશાં |
| નિર્જિતાય-નહિ જિતાયેલા | નમ —નમસ્કાર થાઓ |
| ભુવન-ત્રણ ભુવનના | તસ્મૈ-તેમને |

**સર્વામર સુસમૂહ**—સર્વ દેવતાઓના સમુહ સહિત.

**સ્વામિક સંપૂજિતાય નિ[ન]જિતાય**—તેગના સ્વામિ ચોસઠ ઇંદ્રો વડે પૂજાએલા વળી દેવતાઓ વડે પણ નહિ જિતાએલા.

**ભુવન જન પાલનોદ્યત**—તથા ત્રણ ભુવનના માણસોનું પાલન કરવામાં ઘણા સાવધાન.

**તમાય સતતં નમસ્તસ્મૈ ॥ ૪ ॥** એવા શાન્તિનાથને હંઈશાં નમસ્કાર થ.ઓ.

**સર્વ**–સર્વ
**દુરિતૌઘ**–પાપના સમૂહનો
**નાશન**–નાશ
**કરાય**–કરનારા
**સર્વાશિવ**-સર્વ ઉપદ્રવોને
**પ્રશમનાય**-શાંત કરનારા
**દુષ્ટ ગ્રહ**–ખરાબ ગ્રહ
**ભૂત**–ભૂત. **પિશાચ**–પિશાચ
**શાકિનીનાં**-શાકિનીઓને
**પ્રમથનાય**–નાશ કરનારા

---

**સર્વ દુરિતૌઘ નાશન**—સર્વ પાપના સમૂહનો નાશ કરનારા એવા.

**કરાય સર્વાશિવ પ્રશમનાય**—સર્વ ઉપદ્રવોને શાંત કરનારા એવા.

**દુષ્ટ ગ્રહ ભૂત પિશાચ**-ખરાબ ગ્રહ, ભૂત અને પિશાચ.

**શાકિનીનાં પ્રમથનાય ॥ ૫ ॥** તથા શાકિનીઓને નાશ કરનારા એવા [શાંતિનાથને નમસ્કાર થાઓ.]

[ આ ૪-૫ ગાથા ભેગા સંબંધવાળી છે. ]

**યસ્ય**-જે શાંતિનાથના
**ઇતિ**–એ પ્રમાણે પુર્વે કહેલ
**નામમન્ત્ર**–નામરૂપ મંત્ર
**પ્રધાન**–ને વડે સર્વોત્તમ એવું
**વાક્ય**–જે વચન
**ઉપયોગ**-તેના ઉપયોગથી
**કૃતતોષા**-જેણે સંતોષ કર્યો છે એવા
**વિજયા**–વિજયા દેવી
**કુરુતે**–કરે છે
**જનહિતં**-લોકોનું હિત
**ઇતિ ચ**–અને એ પ્રમાણે
**નુતા**–સ્તવન કરાયેલી
**નમત**–નમસ્કાર કરો
**તં શાંતિં**–તે શાન્તિનાથને

**યસ્યેતિ નામમંત્ર**—જે શાન્તિનાથનો પૂર્વે કહેલ નામરૂપી મંત્ર
**પ્રધાનવાક્યોપયોગ કૃતતોષા**—પ્રધાનવાક્યના ઉપયોગથી સંતુષ્ટ થયેલી
**વિજયા કુરૂતે જનહિત, મિતિ ચ નુતા નમત તં શાંતિ ॥૬॥**

[ તથા આગળ કહેવામાં આવશે તે પ્રમાણે ] સ્તુતિ કરાયેલ વિજયા દેવી લોકોનું હિત કરે છે તેથી તે શાંતિનાથને તમે નમસ્કાર કરો

| | |
|---|---|
| ભવતુ-થાઓ | પરાભવ નહિ પામેલી |
| નમસ્તે તમોને નમસ્કાર | જગત્યાં-પૃથ્વીને વિષે |
| વિજયે-વિજયાદેવી | જયતિ-જય પામે છે |
| સુજયે-સારા જયવાળી | ઈતિ-એમ સ્તુતિ કરવાથી |
| પરાપર-બીજા દેવોથી | જયાવહે-સ્તુતિ કરનારને જય |
| અજિતે-નહિ જીતાયેલી | ભવતિ-થાઓ [આપનારી |
| અપરાજિતે-કોઈપણ ઠેકાણે | |

**ભવતુ નમસ્તે ભગવતિ**—હે ભગવતિ ! તમોને નમસ્કાર થાઓ
**વિજયે સુજયે પરાપરૈરજિતે**—સારા જયવાળી અને બીજા દેવોથી નહિ જીતાયેલી એવી હે વિજયાદેવી !
**અપરાજિતે જગત્યાં**—પૃથ્વીને વિષે કોઈપણ ઠેકાણે પરાભવ નહિ પામેલી
**જયતીતિ જયાવહે ભવતિ ॥૭॥**—એમ સ્તુતિ કરવાથી સ્તુતિ કરનારને જય આપનારી એવી હે દેવી ! તમોને નમસ્કાર થાઓ.

| | |
|---|---|
| સર્વસ્ય-સર્વ | સાધૂના-સાધુઓને |
| અપિ-પણ ચ-અને | સદા-હમેશા |
| સંઘસ્ય-સંઘને | શિવ-નિરૂપદ્રવપણું |
| ભદ્ર-સુખ | સુતુષ્ટિ-ચિત્તની શાંતિ |
| કલ્યાણ-ઉપદ્રવ રહિતપણું | પુષ્ટિ-ધર્મની વૃદ્ધિ |
| મંગલ-મંગળને | પ્રદે-આપનારી (કરનારી |
| પ્રદદે-દેનારી | જીયા-જયવંતિ હો |

**સર્વસ્યાપિ ચ સંઘસ્ય**—ચતુર્વિધ એવા સર્વ સંઘને પણ.

**ભદ્ર કલ્યાણ મંગલ પ્રદદે**—સુખ, ઉપદ્રવ રહિતપણું અને મંગળને દેનારી.

**સાધૂનાં ચ સદા શિવ**—વળી સાધુઓને હંમેશાં નિરૂપદ્રવપણું તથા

**સુતુષ્ટિ પુષ્ટિ પ્રદે! જીયાઃ ॥ ૮ ॥** ચિત્તની શાંતિ અને ધર્મની વૃદ્ધિ કરનારી એવી હે દેવી! તમે જયવંતી હો.

---

**ભવ્યાનાં**-ભવ્ય પ્રાણીઓને
**કૃતસિદ્ધે**-સિદ્ધિ દેનારી
**નિર્વૃત્તિ**-ચિત્તની સમાધિ
**નિર્વાણ**-મોક્ષને
**જનંન**-ઉત્પન્ન કરનારી
**સત્વાનાં**-ભવ્ય જીવોને
**અભય**-નિર્ભયપણું
**પ્રદાન**-આપવામાં
**નિરતે**-તત્પર
**નમોસ્તુ**-નમસ્કાર હો
**સ્વસ્તિ**-કલ્યાણને
**પ્રદે**-આપનારી
**તુભ્યં**-તમને

**ભવ્યાનાં કૃત સિદ્ધે**—ભવ્ય પ્રાણીઓને સિદ્ધિ દેનારી.

**નિર્વૃત્તિ નિર્વાણ જનનિ સત્વાનાં**—ચિત્તની સમાધિ તથા મોક્ષને ઉત્પન્ન કરનારી તથા પ્રાણીઓને—

**અભય પ્રદાન નિરતે!**—નિર્ભયપણું આપવામા તત્પર.

**નમોઽસ્તુ સ્વસ્તિ પ્રદે તુભ્યં ॥ ૯ ॥**—તથા કલ્યાણને આપનારી એવી હે દેવી! તમને નમસ્કાર હો.

**ભક્તાનાં**-ભક્ત
**જંતૂનાં**-જીવોને
**શુભાવહે**-કલ્યાણ કરનારી
**નિત્યં**-હંમેશાં
**ઉદ્યતે**-તત્પર
**સમ્યગ્દૃષ્ટિનાં**-સમકિત દૃષ્ટિ. [જીવોને
**ધૃતિ**-ધીરજ
**રતિ**-પ્રીતિ
**મતિ**—મતિ, દીર્ઘદૃષ્ટિ
**પ્રદાનાય**-આપવાને

**ભક્તાનાં જંતૂનાં**—સેવા કરનાર ભક્ત જીવોનું.

**શુભાવહે! નિત્ય મુદ્યતે દેવિ**—કલ્યાણ કરનારી હંમેશાં તત્પર એવી

હે દેવી !

સમ્યગ્દૃષ્ટિના ધૃતિ—સમકિત દૃષ્ટિ જીવોને ધીરજ,

રતિ-મતિ-બુદ્ધિ-પ્રદાનાય ॥ ૧૮ ॥ તથા પ્રીતિ, મતિ અને બુદ્ધિ આપવાને [ નિરંતર તત્પર છો ]

| | |
|---|---|
| જિનશાસન-જૈન શાસનમાં | શ્રી-લક્ષ્મી સંપત્તિ-સંપત્તિ |
| નિરતાના-પ્રેમવાળા | કીર્તિ-કીર્તિ યશો-યશ |
| શાન્તિ-શાન્તિનાથને | વર્દ્ધનિ-વધારનારી |
| નતાના-નમસ્કાર કરનાર | જયદેવિ-હે જયાદેવી ! |
| જગતિ-જગતના | વિજયસ્વ-તમે વિજય પામો |
| જનતાના-જન સમુદાયોને | |

જિનશાસન-નિરતાના—જૈન શાસનમાં પ્રેમવાળા

શાન્તિનતાના ચ જગતિ જનતાના—તથા શ્રી શાન્તિનાથને નમસ્કાર કરનારા આ જગતના જન સમુદાયોની

શ્રી સંપત્કીર્તિ યશો—લક્ષ્મી, સંપત્તિ, કીર્તિ અને યશને

વર્દ્ધનિ ! જયદેવિ ! વિજયસ્વ ॥ ૧ ॥ વધારનારી એવી હે જયાદેવિ ! તમે વિજય પામો

---

| | |
|---|---|
| સલિલ-જળ | ભયત-ભયથી |
| અનલ-અગ્નિ | રાક્ષસ-રાક્ષસ |
| વિષ-ઝેર | રિપુગણ-શત્રુઓનો સમૂહ |
| વિષધર-સાપ | મારી-મરકી |
| દુષ્ટગ્રહ-નઠારા ગ્રહો | ચૌર-ચોર |
| રાજ-દુષ્ટ રાજા | ઇતિ-સાત ઇતિ |
| રોગ-દુષ્ટ રોગ | શ્વાપદ-શિકારી પ્રાણી |
| રણ-લડાઈ | આદિભ્ય-વિગેરેથી |

સલિલાનલ-વિષ વિષધર—જળ, અગ્નિ, ઝેર અને સાપ.

દુષ્ટ ગ્રહ-રાજ રોગ-રણ ભયતઃ—નઠારા ગ્રહો, દુષ્ટ રાજા, દુષ્ટરોગ અને લડાઈના ભયથી.

રાક્ષસ-રિપુગણ-મારી—વળી રાક્ષસ, શત્રુઓનો સમુહ, અને મરકી.

ચૌરેતિ-શ્વાપદાદિભ્યઃ ॥ ૧૨ ॥ વળી ચોર અતિવૃષ્ટિ આદિ સાત× ઇતિઓ તથા શિકારી પ્રાણી વિગેરેના ભયથી

---

અથ-હવે

રક્ષ-રક્ષણ કરો

સુશિવં-અતિશય નિરૂપદ્રવપણું

કુરૂ કુરૂ-કરો કરો

શાંતિં-શાંતિ ચ-અને

સદેતિ-હંમેશાં એવી રીતે

તુષ્ટિં-સંતોષ ને પુષ્ટિં-પુષ્ટિ ને

સ્વસ્તિં-કલ્યાણને

અથ રક્ષ રક્ષ સુશિવં—એ પ્રમાણે હવે રક્ષણ કરો, રક્ષણ કરો વળી અતિશય નિરૂપદ્રવપણું વારંવાર કરો.

કુરૂ કુરૂ શાંતિં ચ કુરૂ કુરૂ સદેતિ—અને હંમેશાં શાંતિ કરો એ પ્રમાણે.

તુષ્ટિં કુરૂ કુરૂ પુષ્ટિં—સંતોષ કરો અને પુષ્ટિ વારંવાર કરો.

કુરૂ કુરૂ સ્વસ્તિં ચ કુરૂ કુરૂ ત્વં ॥ ૧૩ ॥ વળી હે દેવી! તમે વારંવાર કલ્યાણ કરો.

ભગવતિ-હે ભગવતિ

ગુણવતિ-હે ગુણવાળી

શિવ શાંતિ-કલ્યાણ અને શાંતિ

ઇહ-આલોકમાં

જનાનાં-માણસોના

ઓમિતિ-જ્યોતિ સ્વરૂપિણી

ભગવતિ ગુણવતિ! શિવ શાંતિ-તુષ્ટિ-પુષ્ટિ સ્વસ્તીહ કુરૂ કુરૂ જનાનાં—હે ગુણવાળી ભગવતિ! શ્રીમતિ! તુ આ જગતમાં લોકોને કલ્યાણ, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ અને કુશળને વારંવાર કર.

---

× સાતઈતિ—૧. અતિવૃષ્ટિ. ૨. અનાવૃષ્ટિ ૩. ઉંદર ૪. તીડ. ૫. પોપટ ૬. સ્વચક્રભય (પોતાના સૈન્યનો ભય) ૭ પરચક્ર ભય. (બીજા રાજાના સૈન્યનો ભય).

ઓમિતિ નમો નમો × હ્રાઁ હ્રીં હ્રૂઁ હ્રઃ ય ક્ષ હ્રીં ફુટ ફુટ સ્વાહા ॥ ૧૪ ॥ ૐ રૂપ જ્યોતિ સ્વરૂપિણી હે દેવી ! હ્રાઁ હ્રીં વિગેરે મન્ત્રાક્ષરોથી તમને વારંવાર નમસ્કાર થાઓ

| | |
|---|---|
| એવં-એવી રીતે | જયાદેવી-જયાદેવી |
| યત્-જેમના | કુરુતે-કરે છે |
| નામાક્ષર-નામાક્ષરોના | શાંતિ-શાંતિનાથને |
| પુરસ્સર-મંત્ર પૂર્વક | નમતાં-નમસ્કાર કરનાર |
| સંસ્તુતા-સ્તુતિ કરાયેલી | તસ્મૈ-તે |

એવં યન્નામાક્ષર—એવી રીતે જેમના નામાક્ષર મંત્રપૂર્વક પુરસ્સર સંસ્તુતા જયાદેવી—સ્તુતિ કરાયેલી એવી જયાદેવી કુરુતે શાંતિ નમતાં—શ્રી શાંતિનાથને નમસ્કાર કરનાર જીવોને શાંતિ કરે છે

**નમો નમઃ શાંતયે તસ્મૈ ॥ ૧૫ ॥** તે શાંતિનાથ પ્રભુને વારંવાર નમસ્કાર થાઓ

---

| | |
|---|---|
| ઈતિ-એ પ્રમાણે | સલિલાદિ-પાણી વિગેરેના |
| પૂર્વસૂરિ-પૂર્વાચાર્યોએ | ભય-ભયને |
| દર્શિત-બતાવેલું | વિનાશી-નાશ કરનાર |
| મંત્રપદ-મંત્રોના પદથી | શાંત્યાદિ-શાંતિ વિગેરે |
| વિદર્ભિત-ગર્ભિત એવું | કર-કરનાર |
| સ્તવં-સ્તવન | ભક્તિમતાં-ભક્તિ કરનાર |
| શાંતે-શાંતિનાથનું | મનુષ્યોને. |

× આ શ્લોકમાં મંત્રાક્ષરોમાંથી પહેલા સાત અક્ષરો શાન્તિ મંત્રના બીજરૂપ છે અને બાકીના ત્રણ વિઘ્ન નાશ કરનાર મંત્ર બીજ છે

**ઇતિ પૂર્વ સૂરિ દર્શિત**—એ પ્રમાણે પૂર્વાચાર્યોએ બતાવેલું,
**મંત્રપદ વિદર્ભિતઃ સ્તવઃ શાંતેઃ**—મંત્રોના પદથી ગર્ભિત એવું શાંતિનાથ ભગવંતનું આ સ્તવન.

**સલિલાદિ ભય વિનાશી, શાંત્યાદિ કરશ્ચ ભક્તિમતાં ॥૧૬॥**—
ભક્તિ કરનારા મનુષ્યોને પાણી વિગેરેના ભયને નાશ કરનાર તથા શાંતિ વિગેરેના સુખને આપનારું છે.

| | |
|---|---|
| **યઃ**-જે  **ચ**-વળી | **યથાયોગં**-વિધિપૂર્વક |
| **એનં**-આ સ્તવનને | **સહિ**-તે અવશ્ય |
| **પઠતિ**-ભણે છે | **શાંતિપદં**-શાંતિના સ્થાનને |
| **સદા**-હંમેશાં | **યાયાત્**-પામે |
| **શૃણોતિ**-સાંભળે છે | **સૂરિઃ શ્રીમાનદેવઃ**-શ્રી માનદેવસૂરિ |
| **ભાવયતિ**-મનન કરે છે | |

**યશ્ચૈનં પઠતિ સદા**—વળી ભક્ત માણસ હંમેશાં (વિધિપુર્વક) આ સ્તવનને ભણે છે.

**શૃણોતિ ભાવયતિ વા યથાયોગં**—વિધિપૂર્વક સાંભળે છે અથવા તેનું મનન કરે છે.

**સ હિ શાંતિ પદં યાયાત્**—તે અવશ્ય શાંતિના સ્થાનને પામે છે.

**સૂરિઃ શ્રીમાનદેવશ્ચ ॥ ૧૭ ॥** તથા આ સ્તોત્રના રચનાર શ્રી માનદેવસૂરી પણ શાંતિપદને પામે

| | |
|---|---|
| **ઉપસર્ગાઃ**-ઉપસર્ગો | **મનઃ**-મન |
| **ક્ષયંયાન્તિ**-નાશ પામે છે | **પ્રસન્નતાં**-પ્રસન્નતાને |
| **છિદ્યંતે**-છેદાય છે | **એતિ**-પામે છે |
| **વિઘ્ન**-વિઘ્નરૂપ | **પૂજ્યમાને**-પૂજન કરતાં |
| **વલ્લયઃ**-વેલીઓ | **જિનેશ્વરે**-જિનેશ્વરનું |

**ઉપસર્ગા ક્ષય યાન્તિ**—બધા ઉપસર્ગો નાશ પામે છે
**છિદ્યતે વિઘ્ન વલ્લય**—વિઘ્નરૂપ વેલાઓ છેદાય છે,
**મન પ્રસન્નતા મેતિ**—મન પ્રસન્નતાને પામે છે
**પૂજ્ય માને જિનેશ્વરે ॥ ૧૮ ॥** શ્રી જિનેશ્વરોનુ પૂજન કરવાથી
**સર્વ મંગલ માંગલ્ય, સર્વ કલ્યાણ કારણમ્**
**પ્રધાન સર્વ ધર્માણા, જૈન જયતિ શાસનમ્ ॥ ૧૯ ॥**

અર્થ-સર્વ માંગલિકોમા માંગલિક, સર્વ કલ્યાણનુ કારણ [અને] સર્વધર્મોમા પ્રધાન એવુ જૈનશાસન જયવંતુ વર્તે છે

**ભાવાર્થ**—આ શ્રીમાનદેવસૂરિએ રચેલુ છે તેમા શ્રી શાંતિનાથ ભગવાનની સ્તુતિ કરી છે અને આ સ્તોત્રને ભણવાથી, સાભળવાથી કે મંત્રેલુ પાણી છાટવાથી રોગ અને વિઘ્નો દૂર થાય છે ને શાંતિ ફેલાય છે

**પ્રશ્નો**—૧ આ સ્તોત્ર કોણે કયા અને શા માટે રચ્યુ ?
૨ તેમા શેનુ વર્ણન છે, ? તથા સાત ઈતિ કઈ ?
૩ આ સ્તોત્ર પ્રતિક્રમણમા ક્યારથી–શા માટે દાખલ થયુ ?

## ૪૪. શ્રી ચઉક્કસાય સૂત્ર

**ચઉક્કસાય**-ચાર કષાયરૂપ
**પડિમલ્લ**-શત્રુને
**ઉલ્લૂરણુ**-નાશ કરનાર
**દુજ્જય**-દુખે જીતાય
**મયણ**-કામદેવના
**બાણુ**-બાણોને
**મુસુમૂરણ**-ભગનાર
**સરસ**- સરાળી
**પિયંગુ**-રાયણના જેવા
**વન્નુ**-રંગવાળા
**ગય**-હાથીના જેવી
**ગામિઉ**-ગતિવાળા
**જયઉ**-જયવંતા વર્તો
**પાસુ**-પાર્શ્વનાથ
**ભુવણત્તય**-ત્રણ ભુવનના
**સામિઉ**-સ્વામિ

**ચઉક્કસાય પડિમલ્લુલ્લૂરણુ**–ચાર કપાયરૂપ જે શત્રુ તેનો નાશ કરનાર.
**દુજ્જય-મયણ-બાણ-મુસુમૂરણુ**—દુઃખે જીતાય એવા કામદેવના બાણોને ભાંગનાર
**સરસ-પિયંગુ-વન્નુ ગય-ગામિઉ**—રસવાળી રાયણુના જેવા રંગવાળા તથા હાથીના જેવી ગતિવાળા.
**જયઉ પાસુ ભુવણુત્તય-સામિઉ ॥ ૧ ॥** ત્રણ ભુવનના સ્વામી શ્રી પાર્શ્વનાથ ભગવંત જયવંતા વર્તો.

જસુતણુ–જેના શરીરની
કંતિ–કાન્તિનો. કડપ્પ–સમૂહ
સણિદ્ધઉ–સ્નિગ્ધ
સોહઈ–શોભે છે
ફણિ–સાપની ફેણનું
મણિ–મણિરત્ન
કિરણ–કિરણો વડે
આલિદ્ધઉ–સહિત નં–નિશ્ચે

નવ–નવો
જલહર–મેઘ
તડિત્–વિજળીની
લય–લતાએ કરી
લંછિઉ–સહિત
સોજિણુ પાસુ–તે પાર્શ્વ જિન
પયચ્છઉ–આપો
=વંછિઉ–વાંછિત

**જસુ તણુ કંતિ કડપ્પ સિણિદ્ધઉ**–જેના શરીરની કાંતિનો સમૂહ સ્નિગ્ધ છે.
**સોહઇ ફણિમણિ કિરણા લિદ્ધઉ**–સાપની ફેણ ઉપર રહેલા મણિ રત્નના કિરણો સહિત જે શોભે છે.
**નં નવ-જલહર-તડિલ્લય-લંછિઉ**—વિજળીની લતાના ચમકારાએ કરીને સહિત જેમ નવો મેઘ શોભે છે. તેમ
**સો જિણુ પાસુ પયચ્છઉ વંછિઉ ॥ ૨ ॥** તે પાર્શ્વજિનેશ્વર મારા વાંછિત પૂર્ણ કરો.

**ભાવાર્થ:**—આ સૂત્ર અપભ્રંશ ભાષામાં છે, તેમાં શ્રી પાર્શ્વનાથની સ્તુતિ કરવામાં આવી છે, જે સાંજે પ્રતિક્રમણમાં સામાયિક પારતાં ચૈત્યવંદનને સ્થાને બોલાય છે.

## ૪૫ મહાન્ પુરૂષોનાં નામ યા શ્રીભરહેસરની સજ્ઝાય.

ભરહેસર બાહુબલી—૧ શ્રી ઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તી તથા ૨ તેમના ભાઈ બાહુબલી

અભયકુમારો અ ઢંઢણકુમારો—૩ શ્રેણિક રાજાના પુત્ર અભયકુમાર તથા ૪ કૃષ્ણજીના પુત્ર ઢંઢણકુમાર

સિરિઓ અણિઆઉત્તો—૫ શ્રીસ્થુલિભદ્રજીના નાનાભાઈ શ્રીયક તથા ૬ અન્નિકા પુત્ર આચાર્ય,

અઇમુત્તો નાગદત્તો અ ॥ ૧ ॥ ૭ અતિમુક્તકુમાર (જેણે ૭ વર્ષની ઉમરે દીક્ષા લીધી હતી તે) અને ૮ નાગદત્ત

મેઅજ્જ થૂલિભદ્દો—૯ મેતારજ મુનિ (જેના માથે સોનીએ વાધર વીંટી હતી તે) તથા ૧૦ સ્થૂલિભદ્રજી (છેલ્લા ચૌદપૂર્વી)

વયરરિસી નંદિસેણ સિંહગિરી—૧૧ વજ્રસ્વામી ૧૨ નંદીષેણ, ૧૩ સિંહગીરી (શ્રી વજ્રસ્વામીના ગુરૂ)

કયવન્નો અ સુકોસલ—૧૪ કૃતપૂણ્ય કુમાર, ૧૫ સુકોશલ મુનિ (જેમનુ શરીર વાઘણે ભક્ષણ કર્યું હતું તે)

પુંડરિઓ કેસિ કરકંડુ ॥ ૨ ॥ ૧૬ પુંડરિક મુનિ તે (ઋષભદેવના પહેલા ગણધર) ૧૭ કેશીકુમાર તથા ૧૮ કરકંડુ મુનિ

હલ્લ વિહલ્લ સુદંસણ—૧૯ હલ્લકુમાર તથા ૨૦ વિહલ્લકુમાર (શ્રેણિક રાજાના પુત્રો), ૨૧ સુદર્શન શેઠ, (જેના શીયળના પ્રભાવે શૂળીનુ સિંહાસન થયુ હતુ તે)

સાલ મહાસાલ સાલિભદ્દો અ—૨૨ શાલમુનિ તથા ૨૩ મહાશાલ મુનિ અને ૨૪ શાલિભદ્ર

ભદ્દો દસન્નભદ્દો—૨૫ ભદ્રબાહુ સ્વામી, ૨૬ દશાર્ણભદ્ર રાજા

પસન્નચંદો અ જસભદ્દો ॥ ૩ ॥ ૨૭ પ્રસન્નચંદ્ર રાજર્ષિ તથા ૨૮ યશોભદ્રસૂરિ

**જંબુપહુ વંકચૂલો**—૨૯ જંબુસ્વામી, ૩૦ વંકચૂલ રાજકુમાર.

**ગયસુકુમાલો અવંતિસુકુમાલો**—૩૧ ગજસુકુમાલ, ૩૨ અવંતિ સુકુમાલ.

**ધન્નો ઈલાઈપુત્તો**—૩૩ ધનાશેઠ, ૩૪ ઇલાચીપુત્ર.

**ચિલાઇપુત્તોઅ બાહુમુણી ॥૪॥** ૩૫ ચિલાતિપુત્ર, વળી ૩૬ યુગબાહુમુનિ.

**અજ્જગિરિ અજ્જરક્રિખઅ**—૩૭ આર્ય મહાગિરિજી, તથા ૩૮ આર્યરક્ષિતસૂરિ.

**અજ્જસુહત્થી ઉદાયગો મણગો**—૩૯ આર્યસુહસ્તિસૂરી, ૪૦ ઉદાયી રાજા વળી ૪૧ મનકપુત્ર.

**કાલયસૂરિ સંબો**—૪૨ કાલિકાચાર્ય, ૪૦ શાંબકુમાર.

**પજ્જુન્નો મૂલદેવો અ ॥૫॥** ૪૪ પ્રદ્યુમ્નકુમાર. ૪૫ મૂલદેવરાજા.

**પભવો વિન્હુકુમારો**—૪૬ પ્રભવસ્વામી, ૪૭ વિષ્ણુકુમાર.

**અદ્દકુમારો દઢપ્પહારી અ**—૪૮ આર્દ્રકુમાર, ૪૯ દઢપ્રહારી ચોર

**સિજ્જંસ કુરગડુઅ**—૫૦ શ્રેયાંસકુમાર, ૫૧ કૂરગડુ સાધુ,

**સિજ્જંભવ મેહકુમારો અ ॥ ૬ ॥** ૫૨. સય્યંભવ આચાર્ય અને ૫૩ મેઘકુમાર.

**એ માઇ મહાસત્તા**—ઇત્યાદિક બીજા પણ મોટા પરાક્રમી પુરૂષો.

**દિંતુ સુહં ગુણ ગણેહિં સંજુત્તા**—જ્ઞાનાદિ ગુણોના સમુહે કરી સહિત એવું સુખ આપો.

**જેસિં નામગ્ગહણે**--જેમનાં નામ લેવાથી,

**પાવપ્પબંધા ×વિલય જંતિ ॥ ૭ ॥** પાપના બંધ નાશ પામે છે.

× **વિલીજ્જંતિ** પાઠ વધારે સંગત છે.

## સતીઓનાં નામ.

સુલસા ચંદનબાલા—૧ સુલસા શ્રાવિકા, તથા ૨ ચંદનબાલા
મણોરમા મયણરેહા દમયંતી—૩ મનોરમા, ૪ મદનરેખા, વળી ૫ દમયંતી,
નમયાસુંદરી સીયા—૬ નર્મદાસુંદરી, ૭ સીતાસતી
નંદા ભદ્દા સુભદ્દા ય ॥૮॥ ૮ નંદા, ૯ ભદ્રા શેઠાણી, ૧૦ સુભદ્રા
રાઈમઈ રિસિદત્તા—૧૧ રાજેમતી, ને ૧૨ ઋષિદત્તા
પઉમાવઈ અંજણા સિરીદેવી—૧૩ પદ્માવતી, ૧૪ અંજનાસુંદરી, ૧૫ શ્રીદેવી
જિટ્ઠ સુજિટ્ઠ મિગાવઈ—૧૬ જ્યેષ્ઠા, ૧૭ સુજ્યેષ્ઠા, ૧૮ મૃગાવતી
પભાવઈ ચિલ્લણા દેવી ॥૯॥ ૧૯ પ્રભાવતી અને ૨૦ ચેલણારાણી (એ પાંચે ચેડારાજાની પુત્રીઓ જાણવી)
બંભી સુંદરી રૂપ્પિણી—૨૧ બ્રાહ્મી, ૨૨ સુંદરી ૨૩ રૂક્મિણી,
રેવઇ કુંતી-સિવા જયંતી અ—૨૪ રેવતિ શ્રાવિકા, ૨૫ કુંતી, ૨૬ શિવા અને ૨૭ જયંતિ
દેવઇ દોવઈ ધારણી—૨૮ દેવકી ૨૯ દ્રૌપદી અને ૩૦ ધારણી
કલાવઈ પુપ્ફચૂલાય—૩૧ કલાવતી તથા ૩૨ પુષ્પચૂલા,
પઉમાવઇય ગોરી—૩૩ પદ્માવતી, ૩૪ ગોરી
ગંધારી લક્ખમણા સુસીમા ય—૩૫ ગંધારી, ૩૬ લક્ષ્મણા, ૩૭ સુસીમા
જંબુવઈ સચ્ચભામા—૩૮ જંબુવતી, ૩૯ સત્યભામા
રૂપ્પિણિ કન્હટ્ઠ મહિસીઓ ॥ ૧૧ ॥ ૪૦ રૂક્મિણી, આ કૃષ્ણની આઠ પટરાણીઓ છે
જક્ખાય જક્ખદિન્ના—૪૧ યક્ષા, ૪૨ યક્ષદિન્ના

**ભૂઆ તહ ચેવ ભૂઅદિન્ના** અ--૪૪ ભૂતા, તથા વળી નિશ્ચે ૪૪ ભુતદિન્ના.

**સેણા વેણા રેણા**--૪૫ સેણા, ૪૬ વેણા અને ૪૭ રેણા એ સાત.

**ભયણીઓ થુલિભદ્દસ્સ ॥ ૧૨ ॥** શ્રીસ્થૂલિભદ્રજીની બેનો જાણવી.

**ઇચ્ચાઇ મહાસઇઓ**--ઇત્યાદિ મોટી સતીઓ.

**જયંતિ અકલંક સીલ કલિઆઓ**--નિર્મલ શીલગુણે કરી સહિત જયવંતી વર્તે છે.

**અજ્જવિ વજ્જઇ જાસિં**--વળી જેનો આજ પણ વાગે છે.

**જસપડહો તિહુઅણે સયલે ॥ ૧૩ ॥** સકલ ત્રિભુવનને વિષે. જસનો ડંકો

અર્થ--ઇત્યાદિ અનેક મહાસતીઓ પવિત્ર શીલને ધારણ કરનારી થઈ ગઈ છે. તેમનો જય આજે પણ વર્તી રહ્યો છે અને જેઓની કીર્તિ દુંદુભિ સકળ લોકમાં વાગી રહી છે.

## ૪૬. શ્રી તીર્થ-વંદના સૂત્ર.

સકલ તીર્થ વંદું કર જોડ, જિનવર નામે મંગલ કોડ,
પહેલે સ્વર્ગે લાખ બત્રીશ, જિનવર ચૈત્ય નમું નિશદિશ. ૧

બીજે લાખ અઠ્ઠાવીશ કહ્યાં, ત્રીજે બાર લાખ સદ્દહ્યાં;
ચોથે સ્વર્ગે અડ લખ ધાર, પાંચમે વંદું લાખ જ ચાર. ૨

છટ્ઠે સ્વર્ગે સહસ પચાસ, સાતમે ચાલીસ સહસ પ્રાસાદ;
આઠમે સ્વર્ગે છ હજાર, નવ દશમે વંદું શત ચાર. ૩

અગ્યાર બારમે ત્રણશેં સાર, નવ ગ્રવેયકે ત્રણસેં અઢાર;
પાંચ અનુત્તર સર્વે મળી, લાખ ચોરાશી અધિકાં વળી. ૪

સહસ સત્તાણુ ત્રેવીસ સાર, જિનવર ભુવનતણો અધિકાર;
લાંબાં સો જોજન વિસ્તાર, પચાસ ઉંચાં બહોંતેર ધાર. ૫

એકસો એંશી બિંબ પરિમાણ, સભાસહિત એક ચૈત્યે જાણ,
સો કોડ બાવન કોડ સંભાલ,લાખ ચોરાણું સહસ ચૌઆલ
સાતસે ઉપર સાઠ વિશાળ, સવિ બિંબ પ્રણમું ત્રણ કાળ,
સાત કોડ ને બહોતેર લાખ, ભુવનપતિમાં દેવળ ભાખ ૭
એકસો એંશી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ,
તેરશે કોડ નેવ્યાસી કોડ, સાઠ લાખ વંદું કર જોડ ૮
બત્રીશે ને ઓગણસાઠ, તિર્છાલોકમાં ચૈત્યનો પાઠ,
ત્રણ લાખ એકાણું હજાર, ત્રણશે વીશ તે બિંબ જુહાર ૯
વ્યંતર જ્યોતિષિમાં વળી જેહ, સાશ્વતા જિન વંદું તેહ,
ઋષભ ચંદ્રાનન વારિષેણ, વર્દ્ધમાન નામે ગુણસેણ ૧૦
સમેતશિખર વંદું જિન વીશ, અષ્ટાપદ વંદું ચોવીશ,
વિમલાચલ ને ગઢ ગિરનાર, આબુ ઉપર જિનવર જુહાર ૧૧
શંખેશ્વર કેસરીયો સાર, તારંગે શ્રી અજિત જુહાર,
અંતરિક્ષ વરકાણો પાસ, જીરાવલો ને થંભણ પાસ ૧૨
ગામ નગર પુર પાટણ જેહ, જિનવર ચૈત્ય નમું ગુણગેહ,
વિહરમાન વંદું જિન વીશ, સિદ્ધ અનંત નમું નિશદિશ ૧૩
અઢીદ્વીપમાં જે અણગાર, અઢાર સહસ શિલાંગના ધાર;
પંચ મહાવ્રત સમિતિ સાર, પાળે પળાવે પંચાચાર ૧૪
બાહ્ય અભ્યંતર તપ ઉજમાલ, તે મુનિ વંદું ગુણમણીમાલ,
નિત નિત ઉઠી કીર્તિ કરૂં, જીવ કહે ભવસાયર તરૂં ૧૫

ભાવાર્થ--આનું બીજું નામ તીર્થવંદના સૂત્ર શ્રી જીવવિજયજીએ રચેલ છે, તેમજ ત્રણે લોકમાં રહેલ શાશ્વત અશાશ્વત તીર્થને તથા જિન પ્રતિમાઓને વંદન કરવામાં આવે છે

પ્રશ્નો—૧. આ સૂત્ર કોણે રચ્યું ? તેમાં શેનું વર્ણન છે ?
૨. હાલ વિચરતા તીર્થંકરો કેટલા અને કયા છે ?
૩. આ સૂત્ર કયારે અને શા માટે બોલીએ છીએ ?
૪. આમાં કયા કયા તીર્થો ગણાવ્યા છે ?
૫. શાશ્વતાં ચૈત્યો અને પ્રતિમાઓ કેટલી ?

**શ્રી તીર્થવંદના સૂત્રમાં ગણાવેલ**

## શાશ્વતાં દહેરાસરો અને શાશ્વતી પ્રતિમાઓની સંખ્યા

| દેવલોક | સંખ્યા | દેવલોક | સંખ્યા |
|---|---|---|---|
| ૧ સૌધર્મ— | ૩૨૦૦૦૦૦ | ૭ મહાશુક્ર— | ૪૦૦૦૦ |
| ૨ ઇશાન— | ૨૮૦૦૦૦૦ | ૮ સહસ્રાર | ૬૦૦૦ |
| ૩ સનત્કુમાર— | ૧૨૦૦૦૦૦ | ૯ આણત— ૧૦ પ્રાણત— | ૪૦૦ |
| ૪ માહેન્દ્ર— | ૮૦૦૦૦૦ | ૧૧ આરણ— ૧૨ અચ્યુત — | ૩૦૦ |
| ૫ બ્રહ્મલોક— | ૪૦૦૦૦૦ | | |
| ૬ લાંતક— | ૫૦૦૦૦ | | |

બાર દેવલોકમાં આવેલા ચૈત્યોની સંખ્યા ૮૪૯૬૭૦૦ છે.

| શાશ્વતાં ચૈત્યો, | | | શાશ્વતીપ્રતિમાઓ. |
|---|---|---|---|
| કુલ— | ૮૪૯૬૭૦૦ | × ૧૮૦ | = ૧૫૨૯૪૦૬૦૦૦ |
| નવગ્રૈવેયક—... .. ૩૧૮ / પાંચઅનુત્તર-...... ૫ | | × ૧૨૦ | =........૩૮૭૬૦ |
| ભૂવનપતિ- | ૭૭૨૦૦૦૦૦ | × ૧૮૦ | =૧૩૮૯૬૦૦૦૦૦ |
| તિર્ચ્છાલોક- | ...૩૧૯૯ | × ૧૨૦ | =... . ૩૯૧૩૨૦ |
| નંદીશ્વરદ્વીપ / રૂચકદ્વીપ / કુંડલદ્વીપ | ...૬૦ | × ૧૨૪ | |

દહેરાસરો ૮૫૭૦૦૨૮૨. કુલપ્રતિમાઓ ૧૫૪૨૫૮૩૬૦૮૦

## ૪૭ મન્હ જિણાણં ની સજઝાય.

| | |
|---|---|
| મન્હ-માનો | સમ્મત્ત-સમ્યક્ત્વને |
| જિણાણં-જિનેશ્વરોની | છવ્વિહ-૭ પ્રકારના |
| આણં-આજ્ઞા | આવસ્સયમિ-આવશ્યકનેવિષે |
| મિચ્છ-મિથ્યાત્વને | ઉજ્જુત્તો-ઉદ્યમવંત |
| પરિહરહ-ત્યાગ કરો | હોઈ-થાઓ |
| ધરહ-ધારણ | પઈદિવસ-હમેશા |

મન્હ જિણાણં આણં—૧ જિનેશ્વર ભગવાનની આજ્ઞા માનો

મિચ્છં પરિહરહ ધરહ સમ્મત્તં—૨ મિથ્યાત્વને ત્યાગો, ૩ સમ્યક્ત્વને ધારણ કરો

છવ્વિહ આવસ્સયમિ—૪ ૭ પ્રકારના આવશ્યકોને વિષે

ઉજ્જુત્તો હોઈ પઈદિવસં—૫ હમેશાં ઉદ્યમવંત થાઓ

| | |
|---|---|
| પવ્વેસુ-પર્વ દિવસે | સજઝાય-સ્વાધ્યાય, અભ્યાસ |
| પોસહવય-પૌષધવ્રત | નમુક્કારો-નમસ્કાર |
| દાણ-સુપાત્રે દાન કરવું | પરોવયારો-પરોપકાર |
| સીલ-શીયળ પાળવું | અ-વળી |
| તવો-તપ કરવો | જયણા-યતના (રક્ષા) |
| ભાવો-ભાવના ભાવવી | |

પવ્વેસુ પોસહ વય—૫ પર્વ દિવસોમાં પૌષધ વ્રત કરવું

દાણ સીલ તવો અ ભાવો અ—૬ સુપાત્રે દાન કરવું ૭ શીયળ પાળવું ૮ તપ કરવો અને ૯ ભાવના ભાવવી

સજઝાય નમુક્કારો—૧૦ સ્વાધ્યાય (અભ્યાસ) કરવો તથા ૧૧ નમસ્કાર (નવકાર) મંત્ર જપવો

પરોવયારો અ જયણા અ ॥ ૨ ॥ ૧૨ પરોપકાર કરવો અને ૧૩ જીવ રક્ષા કરવી.

દુવિહં તિવિહેણં—બે કરણ અને ત્રણ યોગ વડે.
મણેણં વાયાએ કાએણં—મન, વચન ને કાયાના ત્રણ યોગ વડે.
ન-કરેમિ ન-કારવેમિ-નકરૂં અને ન કરાવું એ બે કરણથી
તસ્સ ભંતે પડિક્કમામિ—તે પ્રત્યે હે ભગવંત ! હું પડિક્કમું છું.
નિંદામિ-ગરિહામિ—નિંદું છું અને ગુરૂની સાખે વધારે નિંદું છું.
અપ્પાણં વોસિરામિ ॥ ૧ ॥ મારા આત્માને વોસિરાવું છું.

## ૪૯ શ્રી પોસહ પારવાનું સૂત્ર.

સાગરચંદો કામો—સાગરચંદ્ર અને કામદેવજી.
ચંદવડિંસો સુદંસણો ધન્નો-ચંદ્રાવતંસ, સુદર્શન શેઠ, અને ધન્નાજી
જેસિં પોસહ પડિમા—જેની પૌષધ પ્રતિમા.
અખંડિયા જીવિયંતેવિ ॥ ૧ ॥ જીવિતના અંત સુધી પણ અખંડ રહી એટલે મરણાંત કષ્ટ આવે છતે લગાર માત્ર પણ ડગ્યા નહી.
ધન્ના સલાહણિજ્જા—તે પુરૂષોને ધન્ય છે, અરે તેઓ વખાણવા લાયક છે.
સુલસા આણંદ કામદેવાય—સુલસા શ્રાવિકા, આણંદ અને કામદેવ શ્રાવક.
જાસપસંસઇ-ભયવં, દઢવ્વયત્તં મહાવીરો ॥ ૨ ॥ જેઓના દઢ વ્રતને શ્રી મહાવીર ભગવાન પોતે વખાણે છે.
પૌષહ વિધિએ લિધો, વિધિએ પાર્યો વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવિ હુ મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

### શ્રી પચ્ચક્ખાણ વિષે ઉપયોગી સમજણઃ—

ચાર પ્રકારનો આહાર—અસણં-પાણં-ખાઈમં-સાઈમં.
૧ અસન-રોટલી ભાત-જમણ વિગેરે પદાર્થો ખાવા તે.
૨ પાન—દુધ પાણી-સરબત સોડા વિગેરે વસ્તુ વાપરવી તે.

૩ ખાદિમ—ફળ-મેવા (અંજીર-કાજુ-દ્રાક્ષ) વિગેરે વાપરવા તે
૪ સ્વાદિમ-સોપારી, લવિંગ તજ વિગેરે મુખવાસ વાપરવા તે
૭ વિગઈ—૧ દુધ, ૨ દહીં, ૩ ઘી, ૪ તેલ, ૫ ગોળ ૬ કડાવિગય
( તાવડામા તળાઈને ઉપર આવે તેના પકવાન )
ચાર મહાવિગઈ-માંસ-મદિરા માખણ, અને મધ આ ચારનો
શ્રાવકે અવશ્ય ત્યાગ કરવો જોઈએ

પચ્ચક્ખાણ અને તેનો સમય

૧ નમુક્કારસહિઅનો કાળ—સૂર્યોદય પછી બે ઘડી સુધી
૨ પોરિસિ અને સાઢપોરિસિ—સૂર્યોદય પછી એક પહોર
૩ પરિમડ્ઢ—સૂર્યોદય પછી બે પહોર
૪ અવડ્ઢ—સૂર્યોદય પછી ત્રણ પહોર સુધી

## પ્રભાતનાં પચ્ચક્ખાણો.

### પ્રથમ નમુક્કારસહિઅ મુટ્ઠિસહિઅનુ પચ્ચક્ખાણ.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅ, મુટ્ઠિસહિઅ પચ્ચક્ખાઈ, ચઉવ્વિહં પિ આહાર, અસણ, પાણ, ખાઈમ, સાઈમ, અન્નત્થણાભોગેણ, સહસાગારેણ, મહત્તરાગારેણ, સવ્વસમાહિવત્તિયાગારેણ વોસિરઈ

### બીજુ પોરિસિ સાઢપોરિસિ પુરિમડ્ઢ અવડ્ઢનું.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅ પોરિસિં, સાઢપોરિસિં, ( સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢ અવડ્ઢ ) મુટ્ઠિસહિઅ પચ્ચક્ખાઈ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહં પિ આહાર અસણ, પાણ, ખાઈમ, સાઈમ, અન્નત્થણાભોગેણ, સહસાગારેણ, પચ્છન્નકાલેણ, દિસામોહેણ, સાહુવયણેણ, મહત્તરાગારેણ, સવ્વસમાહિવત્તિયાગારેણ વોસિરઈ

## ત્રીજું બેઆસણા એકાસણાનું પચ્ચક્ખાણ.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, પોરિસિં મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઈ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં; મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વિગઈઓ પચ્ચક્ખાઈ, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં લેવાલેવેણં, ગિહત્થસંસટ્ઠેણં, ઉક્ખિત્તવિવેગેણં, પડુચ્ચમક્ખિએણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, બિયાસણં પચ્ચક્ખાઈ, તિવિહંપિ આહારં, અસણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સાગારિયાગારેણં, આઉંટણપસારેણં, ગુરૂઅબ્ભુટ્ઠાણેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા વોસિરઈ.

જો એકાસણાનું પચ્ચક્ખાણ કરવું હોય તો બિયાસણંને ઠેકાણે એગાસણંનો પાઠ કહેવો.

## ચોથું આયંબિલનું પચ્ચક્ખાણ.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, પોરિસિં, સાઢપોરિસિં, મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહૂવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, આયંબિલં, પચ્ચક્ખાઇ, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં,ગિહત્થસંસટ્ઠેણં,

ઉક્ખિત્તવિવેગેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, મ વ્વસમાહિ વત્તિયાગારેણં, એગાસણં પચ્ચક્ખાઈ, તિવિહં પિ આહાર, અસણં, ખાઈમં, સાઈમ, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, નાગારિયાગારેણં, આઉટણપસારેણં, ગુરૂઅ બ્ભુટ્ઠાણેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં,'પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા વોસિરઈ,

## પાચમુ તિવિહાર ઉપવાસનુ પચ્ચક્ખાણ

સૂરે ઉગ્ગએ, અબ્ભત્તઠ પચ્ચક્ખાઈ,તિવિહં પિ આહાર, અસણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણહાર પોરિસિં, સાઢપોરિસિં મુટ્ઠિસહિઅ પચ્ચક્ખાઈ, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા, વોસિરઈ

## છઠ્ઠુ ચઉવિહાર ઉપવાસનુ પચ્ચક્ખાણ.

સૂરે ઉગ્ગએ અબ્ભત્તઠ પચ્ચક્ખાઈ, ચઉવ્વિહં પિ આહાર, અસણં, પાણં, ખાઈમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઈ

## સાંજના પચ્ચક્ખાણો.

## પ્રથમ પાણહારનુ પચ્ચક્ખાણ.

પાણહાર દિવસ ચરિમં પચ્ચક્ખાઈ,અન્નત્થણાભોગેણં,

સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઈ.

## બીજું ચઉવ્વિહારનું પચ્ચક્ખાણ.

દિવસ ચરિમં પચ્ચક્ખાઇ; ચઉવ્વિહં પિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વ સમાહિ–વત્તિયાગારેણં, વોસિરઈ.

## ત્રીજું તિવિહારનું પચ્ચક્ખાણ.

દિવસ ચરિમં પચ્ચક્ખાઈ; તિવિહંપિ આહારં, અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ.

## ચોથું દુવિહારનું પચ્ચક્ખાણ.

દિવસચરિમં પચ્ચક્ખાઇ; દુવિહં િ ' આહારં, અસણં, ખાઇમં, સાઇમં અન્નત્થણાભોગેણં. સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિ વત્તિયાગારેણં વોસિરઈ.

## જે ૧૪ નિયમ ધારે તેને દેસાવગાસિકનું પચ્ચક્ખાણ.

દેસાવગાસિઅં ઉવભોગં પરિભોગં પચ્ચક્ખાઇ; અન્નત્થણાભોગેણં; સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ

## ગુરુવંદનનો વિધિ.

૧ ગુરૂ સમીપે જઘન્ય અવગ્રહ—સાડા ત્રણ હાથ છેટે ઉભા રહી પ્રથમ બે ખમાસમણ દેવાં પછી—

૨ "ઇચ્છકાર [1]સુહરાઈ" નો પાઠ કહેવો પછી.

૩ ખમાસમણ મુદ્રાએ ઉભા રહી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર રાઇઅં ખામેઉં ? ઇચ્છં, ખામેમિ રાઇયં, આદિથી અબ્ભુટ્ઠિઓ ખામવો. પછી યથાશક્તિ પચ્ચક્ખાણ કરવું.

---

[1] સવારે "સુહરાઈ" કહેવું અને સાંજના "સુહદેવસિ" કહેવું.

# અથ શ્રી દેવસિ પ્રતિક્રમણનો વિધિ.

૧ પ્રથમ સામાયિક લેવુ પછી

૨ પાણી વાપર્યુ હોય તો ખમાસમણુ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ મુહપત્તિ પડિલેહુ ? ઇચ્છ૦ કહી મુહપત્તિ પડિલેહવી પછી,

૩ આહાર વાપર્યો હોય તો વાદણા બે દેવા તેમા બીજા વાદણામા ' આવસ્સિઆએ ' પાઠ ન કહેવો

૪ પછી યથાશક્તિ પચ્ચક્ખાણ કરવુ

૫ પછી ખમાસમણ દઇ ઉભા થઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન ચૈત્યવદન કરૂ ? ઇચ્છ૦ કહી વડેરા અથવા પોતે ચૈત્યવદન કરે પછી જંકિંચિ કહી

૬ નમુત્થુણ કહી ઉભા થઈ અરિહંત ચેઇયાણ૦ અન્નત્થ૦ કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોઽર્હત્૦ કહીને પ્રથમ થોય કહેવી પછી

૭ લોગસ્સ કહી સવ્વલોએ અરિહંત ચેઇયાણ૦ અન્નત્થ૦ કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને બીજી થોય કહેવી પછી

૮ પુક્ખરવરદ્દી કહી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગ વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી ત્રીજી થોય કહેવી

૯ પછી સિદ્ધાણ બુદ્ધાણ કહી વેયાવચ્ચગરાણ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોઽર્હત્૦ કહી ચોથી થોય કહેવી,

૧૦ પછી બેસીને નમુત્થુણં કહેવું. પછી ઉભા થઇ.

૧૧ ચાર ખમાસમણ દેવા પૂર્વક. ૧ ભગવાન્ હં, ૨ આચાર્ય હં, ૩ ઉપાધ્યાય હં, ૪ સર્વ સાધુ હં, એમ કહેવું પછી 'ઇચ્છકારી સમસ્ત શ્રાવકને વાંદુ' એમ કહી

૧૨ ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ દેવસિ પડિક્કમણે ઠાઉં ? ઇચ્છં, કહી આદેશ માગી બેસી જમણો હાથ ચરવળા અથવા કટાસણા ઉપર થાપીને સવ્વસ્સવિ દેવસિઅ૦ કહેવું પછી

૧૩ ઊભા થઇ કરેમિભંતે૦ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ અઇઆરો કઓ૦ કહી તસ્સઉત્તરી૦ અનત્થ૦ કહેવું પછી.

૧૪ પંચાચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો તે ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો પછી પારીને

૧૫ પ્રગટ લોગસ્સ કહેવો૦ પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણાં બે દેવાં.

૧૬ પછી ઉભા થઈ અવગ્રહમાં રહીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ દેવસિઅં આલોઉં ? ઇચ્છં–આલોએમિ જો મે દેવસિઓ કહીને

૧૭ પછી સાત લાખ અને અઢાર પાપસ્થાનક કહેવાં. પછી

૧૮ સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિંતિઅ–દુબ્ભાસિઅ–દુચ્ચિટ્ઠિઅ–ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇચ્છં, તસ્સ૦ મિચ્છામિ દુક્કડં કહેવું પછી.

૧૯ બેસીને જમણો ઢીંચણ ઉભો રાખી એક નવકાર ગણી કરેમિભંતે૦ કહી ઇચ્છામિ પડિક્કમિઉં જો મે દેવસિઓ૦ કહીને વંદિત્તુ કહેવું

૨૦ પછી વાદણા બે દેવા બીજા વાદણામા આવસ્સિયાયે ન કહેવું પછી અવગ્રહમા રહીને

૨૧ "ઇચ્છા સદિ૦ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅ ખામેઉ ? ઇચ્છ, ખામેમિ દેવસિઅ" કહીને જમણો હાથ ચરવળા ઉપર થાપીને જકિંચિ અપત્તિય પરપત્તિય કહી વાદણા બે દેવા પછી ઉભા થઇ

૨૨ આયરિય ઉવજ્ઝાએ કહીને કરેમિભતે૦ ઇચ્છામિ ઠામિ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી

૨૩ બે લોગસ્સ અથવા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને પ્રગટ લોગસ્સ કહેવો

૨૪ પછી સવ્વલોએ અરિહંત ચેઇયાણ૦અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને

૨૫ પુક્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉ૦ વદણ૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને

૨૬ સિદ્ધાણ બુદ્ધાણ કહી સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં વદણ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોડર્હંત્૦ કહી પુરૂષે સુઅદેવયાની થોય અને સ્રીએ કમલદલની થોય કહેવી પછી

૨૭ ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગ અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી-પારીને નમોર્હંત્૦ કહી (ક્ષેત્રદેવતાની) જીસે ખિત્તે સાહૂ૦ની થોય પુરૂષે કહેવી સ્રીએ યસ્યા ક્ષેત્રની થોય કહેવી પછી

૨૮ પ્રગટ એક નવકાર ગણી બેસીને

૨૯ છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહવી પછી વાંદણાં બે દેવાં. પછી અવગ્રહમાં રહી

૩૦ 'સામાયિક, ચઉવ્વિસત્થો, વાંદણાં, પડિક્કમણું, કાઉસ્સગ્ગ. પચ્ચક્ખાણ કર્યું છે જી'

૩૧ ઇચ્છામો અણુસટ્ઠિં નમો ખમાસમણાણં, કહી નમોઽર્હત્૦ કહીને પુરૂષ 'નમોઽસ્તુ વર્દ્ધમાનાય' કહે સ્ત્રી સંસારદાવાની થોય ત્રણ કહે. પછી

૩૨ નમુત્થુણં કહી 'ઇચ્છા૦ સંદિ૦ ભગવન્ સ્તવન ભણું? ઇચ્છં૦' કહી સ્તવન કહેવું. પછી

૩૩ વરકનક કહી ખમાસમણ વડે ભગવાનાદિ ચારને વાંદવા. પછી

૩૪ જમણો હાથ ચરવળા અથવા ભૂમિ ઉપર થાપી અડ્ઢાઇજ્જેસુ કહેવું. પછી ઉભા થઇ

૩૫ ઇચ્છા૦ સંદિ૦ ભગવન્ 'દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કાઉસ્સગ્ગ કરૂં? ઇચ્છં' દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી–પારી

૩૬ પ્રગટ લોગસ્સ કહી, બેસીને

૩૭ એકેક ખમાસમણ દેવા પૂર્વક "સજ્ઝાય સંદિસાહુ? ઇચ્છં" તથા "સજ્ઝાય કરૂં? ઇચ્છં" એવી રીતે બે આદેશ માગી બેસી એક નવકાર ગણી વડીલ અગર પોતે આદેશ માગી સજ્ઝાય કહે. પછી એક નવકાર ગણીને ખમાસમણ દઇ.

૩૮ " ઇચ્છા૦ સદિ૦ ભગ૦ દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્ત કાઉસ્સગ્ગ કરૂં ?' 'ઇચ્છં' દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્ત કરેમિ કાઉસ્સગ્ગ " અન્નત્થ૦ કહી સંપૂર્ણ ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો પછી પારીને નમોઽર્હત્૦ કહી એક જણ લઘુશાંતિ કહે, અને બીજા કાઉસ્સગ્ગમાં સાંભળે કાઉસ્સગ્ગ પાર્યા પછી

૩૯ પ્રગટ લોગસ્સ કહેવો, પછી સામાયિક પારવા માટે–

૪૦ ખમાસમણ દઇ ઇરિયાવહી૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો.

૪૧ પછી બેસી ચઉક્કસાય૦ નમુત્થુણં૦ કહી જાવંતિ બે ખમાસમણા પૂર્વક કહી નમોઽર્હત્૦ ઉવસગ્ગહર, જયવિયરાય, કહી ખમાસમણ દઇ મુહપત્તિ પડીલેહવી પછી ખમાસમણ દઇ 'ઇચ્છાકા૦સદિ૦ભગ૦ સામાયિક પારૂં?' 'યથાશક્તિ,' કહી ખમાસમણ દઇ "ઇચ્છા૦ સદિ૦ ભગ૦ સામાયિક પાર્યું " 'તહત્તિ' કહી

૪૨ જમણો હાથ ઉપધિ પર સ્થાપી એક નવકાર ગણીને 'સામાઇય વયજુત્તો' કહેવો અને સામાયિકના બત્રીસ દોષો માટે " મિચ્છામિ દુક્કડં " કહેવો પછી

૪૩ સ્થાપેલી સ્થાપના હોય તો મુખ સામે સવળો હાથ રાખી એક નવકાર ગણવો

---

# શ્રી રાઈ પ્રતિક્રમણનો વિધિ.

૧ પ્રથમ પૂર્વ રીતે સામાયિક લેવું ॥ પછી ખમાસમણ દઈ

૨ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણી રાઇ પાયચ્છિત્ત વિસોહણત્થં કાઉસ્સગ્ગ કરૂં ? ઇચ્છં, કુસુમિણ દુસુમિ, ઉડ્ડાવણી રાઈ પાયચ્છિત્તવિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં" અન્નત્થ૦ કહી ચાર લોગસ્સનો સાગરવરગંભીરા સુધીનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી-પારી પ્રગટ લોગસ્સ કહેવો. પછી

૩ ખમાસમણ દઈ "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં" કહી પંચાંગ પ્રણિપાતે જગચિંતામણિનું ચૈત્યવંદન જયવીયરાય સુધી કહેવું ॥ પછી

૪ ચાર ખમાસમણ દઈ ભગવાન, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને ખમાસમણા પૂર્વક થોભ વંદન કરવું. પછી

૫ ખમાસમણ દઈ ઇચ્છા૦ સંદિ૦ ભગવન્ સજ્ઝાય સંદિસાહુ ? ઇચ્છં૦ કહી ખમાસમણ દઈ ઇચ્છા૦ સંદિ૦ ભગવન્ સજ્ઝાય કરૂં ? ઇચ્છં, કહી નવકાર ગણી 'ભરહેસરની સજ્ઝાય કહેવી. પછી નવકારગણી

૬ ઇચ્છકાર સુહરાઈનો પાઠ કહેવો ॥ પછી 'ઇચ્છાકારેણ૦ સંદિ૦ ભગ૦ 'રાઇ પડિક્કમણે ઠાઉં ?' ઇચ્છં. કહી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપીને,

૭ સવ્વસ્સવિ રાઈય દુચ્ચિંતિય૦ કહેવું પછી

૮ નમુત્થુણં૦ કરેમિ ભંતે૦ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી

૯ પ્રગટ લોગસ્સ કહી અવ્વલોએ અરિહંત૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી–પારી

૧૦ પુક્ખરવરદી૦ સુઅસ્સ૦ વંદણ૦ અન્નત્થ૦ કહી પાંચ આચારની આઠ ગાથાનો અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરી–પારી

૧૧ સિદ્ધાણં બુદ્ધાણં કહી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહવી પછી વાંદણા બે દેવા પછી ત્યાંથી તે અબ્ભુટ્ઠિઓ ખામી વાંદણા બે દઈએ ત્યાં સુધી દેવસિ પ્રતિક્રમણની વિધિ પ્રમાણે કહેવું, પણ જે ઠેકાણે દેવસિઅ આવે તે ઠેકાણે રાઇય કહેવું પછી

૧૨ આયરિય ઉવજ્ઝાએ કરેમિભંતે ઈચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી તપચિંતામણી અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને

૧૩ પ્રગટ લોગસ્સ કહી બેસીને છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને બે વાંદણા દેવા પછી

૧૪ તીર્થવંદના કરવા સકલ તીર્થ કહેવું પછી પચ્ચક્ખાણનો આદેશ માગી

૧૫ યથાશક્તિ પચ્ચક્ખાણ કરવું પછી

૧૬ 'સામાયિક ચઉવ્વિસત્થો, વાંદણા, પડિક્કમણ, કાઉસ્સગ્ગ, પચ્ચક્ખાણ કર્યું છેજી,' એમ કહી ૭ આવશ્યક સંભારવા તેમાં પચ્ચક્ખાણ કર્યું હોય તો 'કર્યું છે જી' ધાર્યું હોય તો 'ધાર્યું

છે જી ' એમ કહેવું પછી ઇચ્છામો અણુસટ્ઠિં નમો ખમાસમણાણં નમોઽર્હંત્ કહી.

૧૭ વિશાલલોચન૦ કહેવું ( અહિં સ્ત્રીએ સંસાર દાવાની ત્રણ થોય કહેવી. ) પછી નમુત્થુણં૦ અરિહંત ચેઇયાણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને નમોઽર્હંત૦ કહી કલ્લાણકંદની પ્રથમ થોય કહેવી. પછી

૧૮ લોગસ્સ, પુક્ખરવરદી, સિદ્ધાણં બુદ્ધાણં, વિગેરે કહી અનુક્રમે બાકીની ત્રણે થોયો કહેવી. પછી

૧૯ નમુત્થુણં કહી ભગવાનાદિ ચારને ચાર ખમાસમણે વાંદવા. પછી

૨૦ જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી અડ્ઢાઇજ્જેસુ૦ કહેવું. પછી બન્ને ઢીંચણ ભૂમિ ઉપર સ્થાપી ઈશાન કોણ સન્મુખ બેસી યા તે દિશા મનમાં ચિંતવી ખમાસમણ દઇ

૨૧ શ્રી સીમંધરસ્વામીનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, કાઉસ્સગ્ગ, થોય પર્યંત વિધિપૂર્વક કહેવું તેમાં અરિહંત ચેઇયાણં૦થી ઉભા થઇ વિધિ કરવી. પછી

૨૨ ખમાસમણ પૂર્વક શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, કાઉસ્સગ્ગ, થોય પર્યંત કહેવું. પછી

૨૩ સામાયિક પારવાની વિધિ પ્રમાણે સામાયિક પારવું.

## શ્રી જિનમંદિર પ્રવેશતાનો વિધિ

દેરાસરમા પેસતા પ્રથમ એક યા ત્રણ 'નિસીહિ' કહેવી પછી, છેટેથી પ્રભુનુ મુખ જોતાં ભક્તિપૂર્વક બે હાથ ભેગા કરી મસ્તકે લગાડી 'નમો જિણાણ' બોલવુ જ્યા પ્રદક્ષિણા ફરી શકાય ત્યાં ત્રણ પ્રદક્ષિણા દેવી પ્રદક્ષિણા ફરતા અને ફર્યા પછી દેરાસરમાથી આશાતના ટાળવા બનતુ કરવુ પછી મૂળનાયક સન્મુખ જઈ સ્તુતિના શ્લોકો બોલવા પુરૂષોએ જમણી બાજુ અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઉભા રહેવુ સ્તુતિ બોલતી વખતે પોતાનું અર્ધુ અગ નમાવવુ

પૂજા કરનારે પોતાના કપાલમા તિલક કરવુ પછી બીજી વખત [એક યા ત્રણ] 'નિસીહિ' કહી દ્રવ્યપૂજામા જોડાવુ

## શ્રી અષ્ટપ્રકારી પૂજાનો વિધિ દૂહા સાથે

અષ્ટપ્રકારી પૂજા એટલે આઠ પ્રકારોથી શ્રી જિનેશ્વર દેવની પૂજા કરવી તેમા પહેલા ત્રણ પ્રકારની પૂજાને અગપૂજા, અને બાકીની પાચ પૂજાને અગ્રપૂજા કહેવાય છે

(જેને શરીરમાથી રસી ઝરતી હોય તેણે અગપૂજા પોતાના ચદન-પુષ્પ આદિથી બીજા પાસે કરાવવી, અને અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી )

૧-જલપૂજા—પ્રથમ પચામૃતથી [દૂધ, દહીં, સાકર, ઘી અને પાણી ભેગા કરીને] શ્રી જિનપ્રતિમા આદિને ચોખ્ખા પાણીથી ન્હવણ કરવુ પછી ત્રણ અગલુછણા પોતાના હાથે જ (જરાપણ પાણી ન રહે તેવી રીતે) બહુમાન પૂર્વક બરાબર કરવા

### જલપૂજાનો દુહો.

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાસ,
જલપૂજા ફલ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ ૧

જ્ઞાન-કલશ ભરી આતમા, સમતારસ ભરપૂર;
શ્રી જિનને નવરાવતાં, કર્મ હોયે ચકચૂર. ૨

મેરૂશિખર ન્હવરાવે હો-સુરપતિ-મેરૂશિખર૦
જન્મકાળ જિનવરજીકો જાણી, પંચ રૂપ કરી આવે.
હો સુરપતિ૦ ૧

રત્નપ્રમુખ અડજાતિના કળશા, ઔષધિ ચૂરણુમિલાવે,
ખીરસમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે.
હો સુરપતિ૦ ૨

બોધિબીજ સાનું વાવે, અનુક્રમે ગુણરત્નાકર ફરસી,
એણિપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી,
જિન ઉત્તમ પદ પાવે. હો સુરપતિ૦ ૩

૨. **ચંદનપૂજા**—કેસર, બરાસ, સુખડ વિગેરેથી વિલેપન-પૂજા કરવી. નવ અંગે તિલક કરવાં. પૂજા કરતાં નખ કેસરમાં બોળાય નહિ અને પ્રભુને અડે નહિં તથા કેસરના છાંટા પડે નહિ, એ ધ્યાનમાં રાખવું.

### ચંદનપૂજાનો દુહો

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ સુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ. ૧

**(પ્રભુને નવઅંગે પૂજા નવ દુહા બોલી કરવી).**

૩ **પુષ્પ પૂજા**—સરસ, સુગંધિવાળાં અને અખંડ પુષ્પો ચઢાવવાં. નીચે પડેલ પુષ્પ ચઢાવવું નહિ.

### પુષ્પ-પૂજાનો દુહો.

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગત સંતાપ,
સુમજંતુ ભવ્ય જ પરે, કરીયે સમકિત છાપ. ૧

૪ ધૂપપૂજા—ગભારાની બહાર પ્રભુની ડાબી બાજુએ ઉભા રહી ધૂપ કરવો

### ધૂપ-પૂજાનો દુહો

ધ્યાન ઘટા પ્રગટાવીયે, વામ નયન જિન ધૂપ,
મિચ્છત્ત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મ સ્વરૂપ

૫ દીપક-પૂજા—પ્રભુની જમણી બાજુએ ઉભા રહી દીપક-પૂજા કરવી

### દીપક-પૂજાનો દુહો

દ્રવ્ય દીપક સુવિવેકથી, કરતા દુખ હોય ફોક,
ભાવ પ્રદીપ પ્રગટ હુએ, ભાસિત લોકાલોક

૬ અક્ષત-પૂજા—અખંડ ચોખા વડે સાથિયો, નંદાવર્ત્ત વિગેરેનો કરવો

### અક્ષત-પૂજાનો દુહો

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત્ત વિશાલ,
પૂરી પ્રભુ સન્મુખ રહો, ટાળી સકલ જંજાળ.

### સાથીઓ કરતી વખતે બોલવાના દુહા

ચિહુ ગતિભ્રમણ સંસારમાં, જન્મ મરણ જંજાળ,
અષ્ટકર્મ નિવારવા, માગું મોક્ષ ફળસાર ૧
અક્ષત પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર,
ફળ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર ૨
દર્શન જ્ઞાન ચારિત્રના, આરાધનથી સાર,
સિદ્ધશિલાની ઉપરે, હો મુજવાસ શ્રીકાર ૩



૭ નૈવેદ્ય-પૂજા—સાકર, પતાસા ઉત્તમ મીઠાઈ વિગેરે નૈવેદ્ય સાથિયા પર મૂકવું

એકેકુ ડગલું ભરે, શત્રુંજય સમો જેહ,
ઋષભ કહે ભવ ક્રોડના, કર્મ ખપાવે તેહ. ૨
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગિરનાર,
શેત્રુંજી નદી નાહ્યો નહિં, એનો એળે ગયો અવતાર. ૩
નેમ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમલગિરિંદ,
ભાવિ ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ ૪
જગમાં તિરથ દો વડા, શત્રુંજય ગિરનાર,
એક ગઢ ઋષભ સમોસર્યા,એક ગઢ નેમકુમાર ૫
સિદ્ધાચલ સિદ્ધિવર્યા,ગ્રહી મુનિ લિંગ અનંત,
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવી ભગવંત ૬
શત્રુંજય-ગિરિ-મંડણો, મરૂદેવાનો નંદ,
યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ ૭

## ભાવના-સ્તુતિ

મંગલં ભગવાન વીરો, મંગલં ગૌતમ પ્રભુ,
મંગલં સ્થૂલિભદ્રાદ્યા, જૈનધર્મોસ્તુ મંગલમ્ ૧
એક જણુ જગ જાણીએ, બીજા નેમકુમાર,
ત્રીજા વયર વખાણીએ, ચોથા ગૌતમધાર ૨
અંગુઠે અમૃત વસે, લબ્ધી તણો ભંડાર,
શ્રીગુરૂ ગૌતમ સમરીએ, વાંછિત ફળ દાતાર. ૩
નમસ્કાર સમો મંત્ર, શત્રુંજય સમો ગિરિઃ
વીતરાગ સમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ ૪
ૐકાર બિંદુ સંયુક્ત, નિત્યં ધ્યાયન્તિ યોગિન
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમો નમઃ ૫
અર્હંન્તો ભગવંતઇન્દ્રમહિતા સિદ્ધાશ્ચસિદ્ધિ સ્થિતા
આચાર્યા જિનશાસનોન્નતિકરા પૂજ્યા ઉપાધ્યાયકા
શ્રીસિદ્ધાન્ત સુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકા
પંચૈતે પરમેષ્ઠિન પ્રતિદિનં કુર્વંતુ વો મંગલમ્ ૬

પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે,
સ્વર્ગેડપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરમ્. ૭
દર્શનં દેવદેવસ્ય દર્શનં પાપ નાશનં,
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં. ૮
પ્રશમરસનિમગ્નં દષ્ટિયુગ્મં પ્રસન્નં,
વદનકમલમંકઃ કામિનીસંગશૂન્યઃ
કરયુગમપિ યત્તે શસ્ત્રસંબંધવંધ્યં,
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ.
સરસશાંતિસુધારસસાગરં, શુચિતરં ગુણરત્નમહાગર;
ભવિકપંકજબોધદિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ૧૦
અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા,
શુભો દિનોદયોડસ્માકં, જિનેન્દ્ર તવ દર્શનાત. ૧૧
છે પ્રતિમા મનોહારિણી દુઃખહરી, શ્રી વીરજિણંદની,
ભક્તોને છે સર્વદા સુખકરી, જાણે ખીલી ચાંદની;
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણસો ગાય છે,
પામી સઘળા સુખ તે જગતના, મુક્તિ ભણી જાય છે. ૧૨
તું અકલંકી સિદ્ધ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઈ;
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વીતરાગ તું નીરમાઈ. ૧
અનુપમ રૂપ દેખી તુજ રીઝે, સુર નરનારી કે વૃંદા;
નમો નીરંજન ફણિપતિ સેવિત, પાસ ગોડીચા સુખકંદા. ૨
કાને કુંડલ શિર છત્ર બીરાજે, ચક્ષુ ટીકા નીરધારી;
અષ્ટ બીજોરૂં હાથે સોહે, તુમ વંદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યા નીરધારી;
નાગ નાગણી છત્ર ધરે છે, જળ વરસ્યાં નીરધારી. ૪
રૂપવિજય કહે સુણો મેરી લાવણી,એસી શોભા બહુ સારી;
માત પિતા બાંધવ સહુ સાથે, સંયમ લીધાં નરનારી. ૫

---

## પ્રભુ દર્શન કરતી વખતે બોલવા યોગ્ય દુહા.

પ્રભુ દરિશન સુખ સંપદા, પ્રભુ દરિશન નવ નિધ,
પ્રભુ દરિશનથી પામીયે, સકળ પદારથ સિદ્ધ ૧
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન,
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન ૨
જીવડા જીનવર પૂજીએ, પૂજાના ફળ હોય,
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય ૩
ફુલડા કેરા બાગમા, બેઠા શ્રી જિનરાજ,
જેમ તારામા ચંદ્રમા, તેમ શોભે મહારાજ ૪
વાડી ચંપો મોરીયો, સોવન પાખડીએ,
પાસ જિનેશ્વર પૂજીએ, પાંચે આંગળીએ ૫
ત્રિભુવન નાયક તુ ધણી, મહી મોટો મહારાજ,
મોટે પુન્યે પામીયો, તુમ દરિશન હું આજ ૬
આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટયા પુન્ય કલ્લોલ,
પાપ કરમ દુરે ટળ્યા, નાઠા દુખ દંદોલ ૭
શાન્તિનાથજી સોળમા, જગ શાન્તિ સુખકાર,
શાન્ત ભાવ ભક્તિ કરે, તરત તરે ભવ પાર ૮
દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનં,
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં ૯
આબુ અષ્ટાપદ ગિરનાર, સમેતશિખર શત્રુંજય સાર,
પાંચે તીરથ ઉત્તમ ઠામ, સિદ્ધિ ગયા તેને કરૂ પ્રણામ ૧૦

આવ્યો શરણે તુમારા,
જિનવર કરજો આશપુરી અમારી,
નાવ્યો ભવપાર મારો,

તુમ વિણુ જગમાં સાર લે કોણુ મારી;
ગાયો જિનરાજ આજે,
હરખ અધિકથી પરમ આનંદકારી;
પાયો તુમ દર્શનાસે,
ભવ ભય ભ્રમણુા નાથ સર્વે અમારી;

---

# શ્રી રત્નાકર પચ્ચીસી

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રીડાના પ્રભુ, ને ઇંદ્ર નર ને દેવના સેવા કરે તારી વિભુ; સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના, ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળાતણા. ૧. ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણાતણા, વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારના દુઃખો તણા; વીતરાગ વલ્લભ વિશ્વની તુજ પાસ અરજી ઉચ્ચરૂં, જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં. ૨. શું બાળકો માબાપ પાસે બાળ ક્રીડા નવ કરે ? ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે ? તેમજ તમારી પાસ તારક આજ ભોળાભાવથી, જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી. ૩. મેં દાન તો દીધું નહિ ને, શિયળ પણ પાળ્યું નહિ, તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ ભાવ્યો નહિ; એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ મેં નવ કર્યું, મ્હારૂં ભ્રમણ ભવ-સાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું ૪. હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડશ્યો મને, ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ? મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંઝાય

છે, ચડી ચાર ચોરો હાથમા ચેતન ઘણો ચગદાય છે ૫ મે પરભવે કે આ ભવે પણ હિત કાંઈ કર્યું નહિ, તેથી કરી સસારમા સુખ અલ્પ પણ પામ્યો નહિ, જન્મો અમારા જિનજી ભવ પૂર્ણ કરવાને થયા, આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા ૬ અમૃત ઝરે તુજ મુખરૂપી ચદ્રથી તો પણ પ્રભુ, ભિંજાય નહિ મુજ મન અરેરે ? શું કરૂ હું તો વિભુ ! પત્થરથકી પણ કઠણ મારૂ મન ખરે ક્યાથી દ્રવે ? મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે ૭ ભમતા મહા ભવસાયરે પામ્યો પસાયે આપના, જે જ્ઞાન-દર્શન-ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણા, તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છુ ખરૂ, કોની કને કિરતાર આ પોકાર હું જઇને કરૂ ૮ ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યના રગો ધર્યા, ને ધર્મના ઉપદેશ રજન લોકને કરવા કર્યા, વિદ્યા ભણ્યો હુ વાદ માટે કેટલી કથની કહું ? સાધુ થઇને બ્હારથી દાભિક અદરથી રહું ૯ મે મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને, ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને, વળી ચિત્તને દોષિત કર્યું ચિતી નઠારૂં પરતણું, હે નાથ ! મારૂ શું થશે ચાલાક થઇ ચુક્યો ઘણુ ૧૦. કરે કાળજાને કતલ પીડા કામની બીહામણી, એ વિષયમા બની અધ હું વિંડબના પામ્યો ઘણી, તે પણ પ્રકાશ્યુ આજ લાવી લાજ આપતણી કને, જાણો સહુ તેથી કહું કર માફ મારા વાકને ૧૧ નવકાર મત્ર વિનાશ કીધો અન્ય મત્રો જાણીને, કુશાસ્ત્રના વાક્યોવડે હણી આગમોની વાણીને, કુદેવની સગત થકી કર્મો નકામા આચર્યા, મતિ ભ્રમથકી રત્નો ગુમાવી કાચ કકડા મે ગ્રહ્યા, ૧૨, આવેલ દૃષ્ટિમાર્ગમા મૂકી મહાવીર આપને, મે મૂઢધીએ

હૃદયમાં ધ્યાયા મદદના ચાપને; નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટિ; શણગાર સુંદરીઓ તણા છટકેલ થઇ જોયા અતિ. ૧૩. મૃગનયન સમ નારી તણાં મુખચંદ્રને નીરખાવતી, મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ, તે શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી, તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી ? ૧૪. સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણ તણો નથી, ઉત્તમ વિલાસ કળા તણો દેદીપ્યમાન પ્રભા નથી; પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં, ચોપાટ ચાર ગતિ તણી સંસારમાં ખેલ્યા કરૂં. ૧૫. આયુષ્ય ઘટતું જાય તો પણ પાપબુદ્ધિ નવ ઘટે, આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવમટે; ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું, બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું. ૧૬. આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી, મિથ્યાત્વની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી, રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તો પણ અરે! દીવો લઈ કુવે પડયો, ધિક્કાર છે મુજને ખરે. ૧૭. મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી, ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ; પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં પડયા જેવું થયું, ધોબી તણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું. ૧૮. હું કામધેનું કલ્પતરૂ ચિંતામણીના પ્યારમાં, ખોટા છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં; જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ, મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ. ૧૯. મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ, આગમન ઇચ્છું ધન તણું પણ મૃત્યુને પ્રીછયું નહિ,

નહિ ચિંતવ્યુ મે નર્ક કારાગ્રહ સમી છે નારીઓ, મધુબિંદુની આશા મહી ભય માત્ર હુ ભૂલી ગયો ૨૦ હુ શુદ્ધ આચારો વડે સાધુ હૃદયમા નવ રહ્યો, કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો, વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યા, ફોગટ અરે ! આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યો ૨૧ ગુરૂવાણીમા વૈરાગ્ય કેરો રગ લાગ્યો નહિ અને, દુર્જન તણા વાક્યો મહી શાંતિ મળે ક્યાથી મને ? તરૂ કેમ હુ સસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી, તૂટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી ! ૨૨. મે પરભવે નથી પુન્ય કીધુ ને નથી કરતો હજી, તો આવતા ભવમા કહો ક્યાથી થશે હે નાથજી ! ભુત ભાવી ને સાપ્રત ત્રણે ભવ નાથ હુ હારી ગયો, સ્વામી ત્રિશકુ જેમ હુ આકાશમા લટકી રહ્યો ૨૩ અથવા નકામુ આપ પાસે નાથ શુ બકવુ ઘણુ ? હે દેવતાના પુજ્ય ? આ ચારિત્ર મુજ પોતા તણુ, જાણો સ્વરૂપ ત્રણ લોકનુ તો માહરૂ શુ માત્ર આ ! જ્યા ક્રોડનો હિસાબ નહિ ત્યા પાઇની તો વાત ક્યા ! ૨૪. ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ, મ્હારાથી નહિ અન્ય પાત્ર જગતમા જોતા જડે હે વિભુ ! મુક્તિ મગળસ્થાન તોય મુજને ઇચ્છા ન લક્ષ્મી તણી, આપો સમ્યગ્ રત્ન શ્યામ જીવને, તો તૃપ્તિ થાયે ઘણી ૨૫

[ રત્નાકર પચ્ચીસી સમાપ્ત ]

# પચ્ચક્ખાણનો કોઠો.

| માસ | | સૂર્ય ઉ. ક. મિ. | સૂર્ય અ. ક. મિ | નવકાર૦ ક. મિ. | પોરસી ક. મિ. | સાઢપોર ક. મિ | પૂરિમડ્ઢ ક. મિ. | અવડ્ઢ ક મિ. |
|---|---|---|---|---|---|---|---|---|
| જાન્યુઆરી | ૧ | ૭–૨૨ | ૬—૫ | ૮–૧૦ | ૧૦–૩ | ૧૧–૨૪ | ૧૨–૪૪ | ૩–૨૫ |
| ,, | ૧૬ | ૭–૨૫ | ૬–૧૫ | ૮–૧૩ | ૧૦–૮ | ૧૧–૨૯ | ૧૨–૫૦ | ૩–૩૩ |
| ફેબ્રુઆરી | ૧ | ૭–૨૧ | ૬–૨૭ | ૮—૯ | ૧૦–૮ | ૧૧–૩૧ | ૧૨–૫૪ | ૩–૪૧ |
| ,, | ૧૬ | ૭–૧૩ | ૬–૩૬ | ૮—૧ | ૧૦–૪ | ૧૧–૩૦ | ૧૨–૫૫ | ૩–૪૬ |
| માર્ચ | ૧ | ૭—૪ | ૬–૪૨ | ૭–૫૨ | ૯–૫૯ | ૧૧–૨૬ | ૧૨–૫૩ | ૩–૪૮ |
| ,, | ૧૬ | ૬–૫૦ | ૬–૪૮ | ૭-૩૮ | ૯–૫૦ | ૧૧–૨૦ | ૧૨–૪૯ | ૩–૪૯ |
| એપ્રીલ | ૧ | ૬–૩૪ | ૬–૫૪ | ૭–૨૨ | ૯–૩૯ | ૧૧–૧૨ | ૧૨ ૪૪ | ૩–૪૯ |
| ,, | ૧૬ | ૬–૨૦ | ૭—૦ | ૭—૮ | ૯–૩૦ | ૧૧—૫ | ૧૨–૪૦ | ૩–૫૦ |
| મે | ૧ | ૬—૮ | ૭—૬ | ૬–૫૬ | ૯–૨૩ | ૧૧—૦ | ૧૨–૩૭ | ૩–૫૨ |
| ,, | ૧૬ | ૬—૦ | ૭–૧૩ | ૬–૪' | ૯–૧૯ | ૧૦–૫૮ | ૧૨–૩૭ | ૩–૫૫ |
| જુન | ૧ | ૫–૫૫ | ૭-૨૦ | ૬–૪૩ | ૯–૧૭ | ૧૦–૫૮ | ૧૨–૩૮ | ૩–૫૯ |
| ,, | ૧૬ | ૫–૫૪ | ૭-૨૬ | ૬–૪૨ | ૯–૧૭ | ૧૦–૫૯ | ૧૨–૪૦ | ૪—૩ |
| જુલાઈ | ૧ | ૫–૫૮ | ૭-૨૯ | ૬–૪૩ | ૯–૨૧ | ૧૧—૩ | ૧૨ ૪૪ | ૪—૫ |
| ,, | ૧૬ | ૬—૪ | ૭–૨૭ | ૬–૫૨ | ૯–૨૫ | ૧૧—૬ | ૧૨–૪૬ | ૪—૭ |
| ઓગષ્ટ | ૧ | ૬–૧૧ | ૭–૨૧ | ૬–૫૯ | ૯–૨૯ | ૧૧—૮ | ૧૨–૪૬ | ૪—૪ |
| ,, | ૧૬ | ૬–૧૭ | ૭-૧૧ | ૭—૫ | ૯–૩૧ | ૧૧—૮ | ૧૨–૪૪ | ૩–૫૮ |
| સપ્ટેમ્બર | ૧ | ૬–૨૩ | ૬–૫૭ | ૭-૧૧ | ૯–૩૨ | ૧૧—૬ | ૧૨–૪૦ | ૩–૪૯ |
| ,, | ૧૬ | ૬–૨૭ | ૬–૪૨ | ૭ ૧૫ | ૯–૩૧ | ૧૧—૩ | ૧૨–૩૫ | ૩–૩૯ |
| ઓક્ટોબર | ૧ | ૬–૩૩ | ૬–૨૭ | ૭–૨૧ | ૯–૩૨ | ૧૧—૧ | ૧૨–૩૦ | ૩–૨૯ |
| ,, | ૧૬ | ૬–૩૮ | ૬–૧૩ | ૭–૨૬ | ૦–૩૨ | ૧૦–૫૯ | ૧૨–૨૬ | ૩–૨૦ |
| નવેમ્બર | ૧ | ૬–૪૬ | ૬—૧ | ૭–૩૪ | ૯–૩૫ | ૧૧—૦ | ૧૨–૨૪ | ૩–૧૩ |
| ,, | ૧૬ | ૬–૫૫ | ૫–૫૪ | ૭–૪૩ | ૯–૪૦ | ૧૧—૩ | ૧૨–૨૫ | ૩–૧૦ |
| ડીસેમ્બર | ૧ | ૭—૫ | ૫-૫૨ | ૭–૫૩ | ૯–૪૭ | ૧૧—૮ | ૧૨–૨૯ | ૩–૧૧ |
| ,, | ૧૬ | ૭–૧૫ | ૫–૫૬ | ૮—૩ | ૯–૫૬ | ૧૧–૧૬ | ૧૨–૩૬ | ૩–૧૬ |

**સૂચના**–આ પચ્ચક્ખાણનો કોઠો ફક્ત અમદાવાદની ગણતરીનો છે. જેથી વડોદરા, ભરૂચ, સુરત, ભાવનગર પાલીતાણા, મહુવા, મેસાણા પાટણ, રાધનપુર, પાલણપુર, માઉન્ટઆબુ, શીરોહી, ઉદેપુર, ડુંગરપુર, ગોધરા વિગેરે ગામોવાળાઓએ તેમજ તે તે ગામોની મર્યાદામાં આવતાં દરેક ગામવાળાઓએ ઉપરોક્ત કોઠાના વખતથી પાંચ મિનિટ વધારીને પચ્ચક્ખાણનો સમય ગણવો.

# શ્રી જીવવિચાર પ્રકરણના છુટા બોલ.

જ્ઞાનાદિ લક્ષણવાળો અને પ્રાણોને ધારણ કરે તે **જીવ** તેના બે ભેદ ૧ **સિદ્ધ** (કર્મ રહિત) અને ૨ **સંસારી** (કર્મ સહિત) સંસારીના બે ભેદ ૧ **સ્થાવર** (સ્થિર રહે) અને

૨ **ત્રસ** (ભય દેખી ત્રાસ પામે તે)

સ્થાવરના ૫ ભેદ. ૧ **પૃથ્વીકાય** (માટીના જીવ) ૨ **અપ્કાય** (પાણીના જીવ) ૩ **તેઉકાય** (અગ્નિના જીવ) ૪ **વાઉકાય** (વાયરાના જીવ) અને ૫ **વનસ્પતિકાય** (ઝાડપાલાદિકના જીવ) વનસ્પતિકાયના બે ભેદ ૧ **સાધારણ** (એક શરીરમા અનંતા જીવ હોય તે) ૨ **પ્રત્યેક** (એક શરીરમા એક જીવ હોય તે) પ્રત્યેક વનસ્પતિકાયના ૭ ભેદ ફળ, ફૂલ, છાલ, લાકડું મૂળ, પાંદડાં ને બીજ

ત્રસકાયના ૪ ભેદ ૧ **બે ઇંદ્રિય**, (ચામડી ને જીભ) ૨ **તે ઇંદ્રિય** (ચામડી, જીભ ને નાક) ૩ **ચઉરિંદ્રિય** (ચામડી, જીભ, નાક અને આંખ) ૪ **પંચેંદ્રિય** (ચામડી, જીભ, નાક, આંખ અને કાન) પંચેન્દ્રિયના ૪ ભેદ ૧ **નારકી**, ૨ **તિર્યંચ**, ૩ **મનુષ્ય** ને ૪ **દેવતા**

નારકીના સાતભેદ તેના નામ-ધમ્મા, વંશા, સેના, અંજણા, રિઠા, મઘા ને માઘવતી, અનુક્રમે તેના ૭ ગોત્ર રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમ પ્રભા અને તમસ્તમ પ્રભા

પંચેંદ્રિય તિર્યંચના ૩ ભેદ -૧ **જલચર** (પાણીમા રહેનાર) ૨ **સ્થલચર** (જમીન ઉપર ચાલનાર) ૩ **ખેચર** (આકાશમા ઉડનાર)

સ્થલચરના ત્રણ ભેદ **ચતુષ્પદ** (ચાર પગવાળા-ગાય, ઘોડા) ૨ **ઉરપરિસર્પ** (પેટે ચાલનાર સર્પ વિગેરે) અને ૩ **ભુજપરિસર્પ** (ભુજાથી ચાલનાર-નોળીઆ વિગેરે)

મનુષ્યના ૩ ભેદ ૧ **કર્મભૂમિના** (અસિ-હથિયાર, મસી-લેખ, અને કૃષિ-ખેતીનો વેપાર ચાલે તે) ક્ષેત્ર ૧૫ છે ૫ ભરત, ૫ એરવત અને ૫ મહાવિદેહ ૨ **અકર્મભૂમિ** (અસિ, મસીને

કૃષિનો વેપાર ન હોય તે) ક્ષેત્ર ૩૦ છે. ૫ હિમવંત, ૫ ઐરણ્ય વત, ૫ હરિવર્ષ, ૫ રમ્યક, ૫ દેવકુરુ ને ૫ ઉત્તરકુરુ ૩ **અંતર્દ્વીપ** (એક દ્વીપથી બીજા દ્વીપને અન્તર હોય તે) ક્ષેત્ર ૫૬ છે. આ જંબુદ્વીપમાં પૂર્વ પશ્ચિમ લાંબા એવા હિમવંતને શીખરી એ બે પર્વતોની બે દિશાના ચારે છેડામાંથી બબ્બે ગજદંત લવણ સમુદ્રમાં ગયેલા છે. એ આઠે ગજદંત ઉપર ૭-૭ અંતર્દ્વીપ હોવાથી ૫૬ અંતર્દ્વીપ લવણ સમુદ્રમાં છે.

દેવતાના ૪ ભેદ ૧ **ભવનપતિ**, ૨ **વ્યંતર**, ૩ **જ્યોતિષી** ને ૪ **વૈમાનિક**,

### ૧ ભવનપતિના ૧૦ ભેદ ૧૦+૧૫=૨૫ ભેદ

૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિદ્યુતકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધીકુમાર, ૮ દિશિકુમાર, ૯ પવન કુમાર અને ૧૦ સ્તનિત (મેઘ) કુમાર.

### પરમાધામીના ૧૫ ભેદ

૧ અંબ, ૨ અંબરીષ, ૩ શ્યામ, ૪ શબલ, ૫ રુદ્ર, ૬ ઉપરુદ્ર ૭ કાળ, ૮ મહાકાળ, ૯ અસિપત્ર, ૧૦ વન, ૧૧ કુંભી, ૧૨ વાલુકા ૧૩ વૈતરણી, ૧૪ ખરસ્વર ને ૧૫ મહાઘોષ.

### ૨. વ્યંતરના ૨ ભેદ ૧ વ્યંતર ને ૨ વાણવ્યંતર તે બંનેના ૮-૮ ભેદ છે. ૮+૮+૧૦=૨૬ ભેદ.

**વ્યંતર**-૧ પિશાચ. ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ ને ૮ ગંધર્વ.

**વાણવ્યંતર**-૧ અણપન્ની, ૨ પણપન્ની. ૩ ઇસીવાદી, ૪ ભૂત -વાદી, ૫ કંદિત, ૬ મહાકંદિત, ૭ કોહંડ ને ૮ પતંગ.

### તિર્યગ્ જૃંભકના ૧૦ ભેદ

૧, અન્ન જૃંભગા, ૨ પાન જૃંભગા, ૩ વસ્ત્ર જૃંભગા, ૪ લેણ (ઘર) જૃંભગા, ૫ પુષ્પ જૃંભગા, ૬ ફળ જૃંભગા, ૭ પુષ્પ ફળ

જૃંભગા ૮ શયન જૃંભગા, ૯ વિદ્યાજૃંભગા, ને ૧૦ અવિયત્ત (અવ્યક્ત) જૃંભગા

**૩ જ્યોતિષી દેવતાના ૨ ભેદ કુલ ભેદ ૧૦**

મનુષ્ય ક્ષેત્રમા ચર,(ચાલે)અને તેની બહાર સ્થિર (સ્થિર રહે) તે દરેકના ૫ ભેદ ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, ને તારા

**૪ વૈમાનિક દેવતાના ૨ ભેદ ૧ કલ્પોપપન્ન, ને ૨ કલ્પાતીત**

**કલ્પોપપન્ન**–સ્વામી સેવકની મર્યાદાવાળા ૧૨+૯+૩=૨૪

**કલ્પાતીત**–સ્વામી સેવકની મર્યાદા વિનાના ૯+૫=૧૪

**૧૨ દેવલોકના નામ**–૧ સૌધર્મ, ૨ ઈશાન, ૩ સનત્કુમાર, ૪ માહેન્દ્ર, ૫ બ્રહ્મલોક, ૬ લાતક, ૭ મહાશુક્ર, ૮ સહસ્રાર, ૯ આનત, ૧૦ પ્રાણત, ૧૧ આરણ અને ૧૨ અચ્યુત

**૯ લોકાંતિક દેવના નામ**—૧ સારસ્વતી, ૨ આદિત્ય, ૩ વહ્નિ, ૪ વરૂણ, ૫ ગર્દતોય, ૬ તુષિત, ૭ અવ્યાબાધ, ૮ મરૂત, ને ૯ અરિષ્ટ

**૩ કિલ્બીષિયા**–પહેલો કિલ્બીષિયા ૧–૨ જા દેવલોક નીચે, બીજા કિલ્બીષિયા ૩ જા દેવલોક નીચે, અને ત્રીજા કિલ્બીષિયા ૬ઠ્ઠા દેવલોક નીચે ઉત્પન્ન થાય છે

**૯ ગ્રૈવેયકના નામ**–૧ સુદર્શન, ૨ સુપ્રતિબદ્ધ, ૩ મનોરમ, ૪ સર્વતોભદ્ર, ૫ વિશાલ, ૬ સુમન, ૭ સૌમનસ, ૮ પ્રીતિકર. ને ૯ આદિત્ય

**૫ અનુત્તરના નામ**–૧ વિજય, ૨ વિજયત, ૩ જયત ૪ અપરાજિત, ને ૫ સર્વાર્થ સિદ્ધ

સિદ્ધના (પૂર્વ અવસ્થાને લીધે થયેલ) ૧૫ ભેદ જિનસિદ્ધ, અજિનસિદ્ધ, તીર્થ સિદ્ધ, અતીર્થ સિદ્ધ, ગૃહસ્થલિગ સિદ્ધ, અન્ય લિગ સિદ્ધ, સ્વલિગ સિદ્ધ, સ્ત્રીલિગ સિદ્ધ, પુરૂષલિગ સિદ્ધ, નપુસક લિગ સિદ્ધ, પ્રત્યેક બુદ્ધ સિદ્ધ, સ્વયબુદ્ધ સિદ્ધ, બુદ્ધબોધિત સિદ્ધ, એક સિદ્ધ, અને અનેક સિદ્ધ

## તિર્યંચ ગતિને વિષે પાંચ દ્વાર—

૧ ઉત્કૃષ્ટ ને જઘન્ય શરીર. ૨ આયુષ્ય, ૩ સ્વકાયસ્થિતિ ૪ પ્રાણ અને ૫ યોનિ.

**૧—પૃથ્વીકાય:**—શરીર-અંગુલનો અસંખ્યાતમો ભાગ. ઉત્કૃષ્ટ આયુષ્ય-૨૨૦૦૦ વર્ષ...(જઘન્યથી અંતર્મુહૂર્ત) સ્વકાય સ્થિતિ-અસંખ્યાત ઉત્સર્પિણી, જઘન્ય (બે અંતર્મુહૂર્ત) પ્રાણ ચાર ૧ શરીર ૨ શ્વાસોશ્વાસ ૩ આયુષ્ય ને ૪ કાયબળ. યોની- સાત લાખ.

**૨—અપ્કાય:**— શરીર-સ્વકાયસ્થિતિ-પ્રાણ-યોનિ પૃથ્વીકાય પ્રમાણે. ઉત્કૃષ્ટ આયુષ્ય-૭૦૦૦ વર્ષ. જઘન્ય-અંતર્મુહૂર્ત.

**૩—તેઉકાય:**—શરીર-સ્વકાયસ્થિતિ-પ્રાણ-યોનિ પૃથ્વીકાય પ્રમાણે. ઉત્કૃષ્ટ આયુષ્ય-ત્રણ અહોરાત્રિ. જઘન્ય-અંતરમુહૂર્ત.

**૪—વાઉકાય**—શરીર-સ્વકાયસ્થિતિ-પ્રાણ-યોનિ પૃથ્વીકાય પ્રમાણે. ઉત્કૃષ્ટ આયુષ્ય-૩૦૦૦ વર્ષ. જઘન્ય-અંતરમુહૂર્ત.

**૫—સાધારણ વનસ્પતિકાય:**—શરીર અને પ્રાણ પૃથ્વીકાય પ્રમાણે. ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુષ્ય-અંતર્મુહૂર્ત. સ્વકાયસ્થિતિ-ઉ૦ અનંત ઉત્સર્પિણી (જઘન્ય બે અંતર્મુહૂર્ત) યોનિ-ચૌદલાખ.

**૬—પ્રત્યેક વનસ્પતિકાય:**— ૧ શરીર-૧૦૦૦ યોજનથી અધિક. ૨ ઉ૦ આયુષ્ય-દશ હજાર વર્ષ...(જઘન્યથી અંતર્મુહૂર્ત) ૩ ઉ૦ સ્વકાય૦-અસંખ્યાત ઉત્સર્પિણી...(જઘન્ય-બે અંતર્મુહૂર્ત) ૪ પ્રાણ પૃથ્વીકાય પ્રમાણે ચાર. ૫ યોનિ-૧૦ લાખ.

**૭—બે ઈંદ્રિય**— ૧ શરીર-૧૨ યોજન. ૨ આયુષ્ય-ઉત્કૃષ્ટ ૧૨ વર્ષ (જ-અંતર્મુહૂર્ત). ૩ સ્વકાય.-ઉ૦ સંખ્યાતા હજાર વર્ષ સુધી. (જઘન્યથી-બે અંતર્મુહૂર્ત), ૪ પ્રાણ ૧-સ્પર્શેન્દ્રિય ૨-શ્વાસોશ્વાસ ૩-આયુષ્ય ૪-કાયબળ ૫-રસનેન્દ્રિય ૬-વચનબળ. ૫-યોનિ-બે લાખ,

૮—તે ઇંદ્રિય — ૧ શરીર ૩ ગાઉ ૨ આયુષ્ય-ઉત્કૃષ્ટ ૪૯ દિવસ (જ અંતર્મુહૂર્ત) ૩-૫ સ્વકાયસ્થિતિ અને યોનિ-બેઇદ્રિય પ્રમાણે ૪ પ્રાણ-ઉપર પ્રમાણે-૬+૧ ઘ્રાણેંદ્રિય -કુલ=૭ પ્રાણ હોય.

૯—ચઉરિંદ્રિય —૧ શરીર-૧ યોજન ૨ આયુષ્ય-ઉ૦ ૬ માસ (જ અંતર્મુહૂર્ત) ૩-૫ સ્વકાયસ્થિતિ અને યોનિ-બેઇંદ્રિય પ્રમાણે ૪ પ્રાણ-ઉપર પ્રમાણે-૭+૧ ચક્ષુ સહિત-કુલ=૮ પ્રાણ હોય.

૧૦—ગર્ભજ જલચર —૧ શરીર-૧૦૦૦ યોજન ૨ આયુષ્ય-પૂર્વક્રોડ વર્ષ ઉત્કૃષ્ટથી (જઘન્ય અંતર્મુહૂર્ત) ૩ સ્વકાય-૭ ભવ પૂર્વક્રોડ વર્ષના અને આઠમો ત્રણ પલ્યોપમનો ભવ કરે તો આઠ (જઘન્યથી-બે અંતર્મુહૂર્ત) ૪ પ્રાણ-દસ ૫ યોનિ-૪લાખ.

૧૧ સમૂર્ચ્છિમ જલચર —શરીર-આયુષ્ય સ્વકાય સ્થિતિ અને યોનિ ગર્ભજ જલચર પ્રમાણે, પ્રાણ-૯ (મનબળ વિના)

૧૨—ગર્ભજ સ્થલચર ચતુષ્પદ —શરીર-૬ ગાઉ, ઉ૦ આયુષ્ય-૩ પલ્યોપમ (જ અંતર્મુહૂર્ત) સ્વકાય સ્થિતિ-પ્રાણ અને યોનિ ગર્ભજ જળચર પ્રમાણે

૧૩—સમૂર્ચ્છિમ સ્થલચર ચતુષ્પદ —શરીર-૨ થી ૯ ગાઉ ઉ૦ આયુષ્ય-૮૪૦૦૦ વર્ષ (જ, અંતર્મુહૂર્ત) સ્વકાય સ્થિતિ-પ્રાણ અને યોનિ ગર્ભજ જળચર પ્રમાણે

૧૪—ગર્ભજ ખેચર,—શરીર-૨ થી ૯ ધનુષ્ય ઉ૦ આયુષ્ય-પલ્યોપમનો અસખ્યાતમો ભાગ (જ અંતર્મુહૂર્ત) સ્વકાયસ્થિતિ -પ્રાણ -યોનિ -ગર્ભજ જળચર પ્રમાણે

૧૬—સમૂર્ચ્છિમ ખેચર —શરીર-સ્વકાય સ્થિતિ અને યોનિ ગર્ભજ ખેચર પ્રમાણે ઉ૦ આયુષ્ય-૭૨૦૦૦ વર્ષ (જ અંતર્મુહૂર્ત) પ્રાણ-૯ (નવ)

૧૬—ગર્ભજ ઉરપરિસર્પ —શરીર આયુષ્ય-સ્વકાય સ્થિતિ-પ્રાણ અને યોનિ એ ગર્ભજ જળચર પ્રમાણે જાણવું

૧૭—**સમૂચ્છિંમ ઉર:પરિસર્પ**:—શરીર–૨ થી ૯ યોજન. ઉ૦ આયુષ્ય–૫૩૦૦૦ વર્ષ, (જ૦ અંતર્મુહૂર્ત) સ્વકાય સ્થિતિ–૭ કે ૮ ભવ પ્રાણ–૯ [નવ] યોનિ–૪ લાખ.

૧૮—**ગર્ભજ ભુજપરિસર્પ**:—શરીર–૨ થી ૯ ગાઉ, ઉ૦ આયુષ્ય–પૂર્વક્રોડ વર્ષ (જ, અંતર્મુહૂર્ત) સ્વકાય સ્થિતિ–પ્રાણ–યોનિ ગર્ભજ જળચર પ્રમાણે.

૧૯—**સમૂચ્છિંમ ભુજપરિસર્પ**:—શરીર–૨ થી ૯ ધનુષ્ય. ઉ૦ આયુષ્ય ૪૨૦૦૦ વર્ષ (જ. અંતર્મુહૂર્ત) સ્વકાય સ્થિતિ–પ્રાણ યોનિ ગર્ભજ જળચર પ્રમાણે

**નરકગતિ વિષે પાંચદ્વાર.**—**પહેલી નારકી**:-(ઘમ્મા–રત્નપ્રભા);—૧–શરીર–૭॥। ધનુષ્ય—૬ આંગળ ૨–આયુષ્ય–ઉ૦ ૧ સાગરોપમ. (જઘન્ય–૧૦૦૦૦ વર્ષ) ૩–સ્વકાય સ્થિતિ–ન હોય. ૪–પ્રાણ–૧૦ [દશ] ૫–યોનિ–૪ લાખ (સાતે નારકીની મળીને)

૨૧—**બીજી નારકી**:-(વંશા–શર્કરાપ્રભા):–શરીર ૧૫॥। ધનુષ્ય ૧૨ આંગળ ઉ૦ આયુષ્ય–૩ સાગરોપમ (જઘન્ય–૧ સાગરોપમ) સ્વકાયસ્થિતિ–પ્રાણ-યોનિ પહેલી નારકી પ્રમાણે

૨૨—**ત્રીજીનારકી**:—(સેલા–વાલુકાપ્રભા) શરીર–૩૧। ધનુષ્ય. આયુષ્ય–ઉ૦ ૭ સાગરોપમ (જઘન્ય–૩ સાગરોપમ) સ્વકાયસ્થિતિ–પ્રાણ–યોનિ પહેલી નારકી પ્રમાણે

૨૩—**ચોથી નારકી**:-(અંજણા–પંકપ્રભા):–શરીર–૬૨॥। ધનુ-ષ્ય. આયુષ્ય–ઉ૦ ૧૦ સાગરોપમ(જ, ૭ સાગરોપ) સ્વકાય સ્થિતિ–પ્રાણ–યોનિ પહેલી નારકી પ્રમાણે.

૨૪—**પાંચમી નારકી**:—(રિષ્ટા–ધૂમપ્રભા) શરીર–૧૨૫ ધનુ-ષ્ય. આયુષ્ય–ઉ૦ ૧૭ સાગરોપમ, (જ. ૧૦ સાગ૦) સ્વકાય સ્થતિ–પ્રાણ–યોનિ પહેલી નારકી પ્રમાણે.

૨૫— છઠ્ઠી નારકી -(મવા-તમ પ્રભા) —શરીર-૨૫૦ ધનુષ્ય ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૨ સારોપમ (જઘન્ય-૧૭ સાગરોપમ) સ્વકાય સ્થિત-પ્રાણ-યોનિ પહેલી નારકી પ્રમાણે,

૨૬—સાતમી નારકી -(માઘવતી-તમસ્તમ પ્રભા) -શરીર-૫૦૦ ધનુષ્ય ઉત્કૃષ્ટથી આયુષ્ય ૩૩ સાગરોપમ (જઘન્ય-૨૨ સાગરોપમ) સ્વકાય સ્થિતિ-પ્રાણ-યોનિ પહેલી નારકી પ્રમાણે

**મનુષ્ય ગતિ વિષે પાચ દ્વાર —**

૨૭—ગર્ભજ મનુષ્ય —શરીર-ઉત્કૃષ્ટ-૩ ગાઉ જ૦ અગુળને અસ૦ ભાગ, ઉ૦ આયુષ્ય-૩ પલ્યોપમ ( જ અતર્મુહૂર્ત ) સ્વકાય સ્થિતિ-ઉ૦ ૭ કે ૮ ભવ સુધી જઘન્યથી બે અતર્મુહૂર્ત પ્રાણ=૧૦ યોનિ-૧૪ લાખ

૨૮—સમૂર્ચ્છિમ મનુષ્ય —૧-શરીર-અગુલને અસખ્યાતમો ભાગ. જ૦ ઉ૦ ૨-આયુષ્ય-અતર્મુહૂર્ત ઉ૦ ( જઘન્ય-અતર્મુહૂર્ત ) ૩-સ્વકાય સ્થિતિ-ઉત્કૃષ્ટ ૭ કે ૮ ભવ સુધી ( જ બે અતર્મુહૂર્ત ) ૪-પ્રાણ-૭ કે ૮ ૫-યોનિ ગર્ભજ મનુષ્યમા અતર્ગત સમજવી

**દેવગતિ વિષે પાચ દ્વાર —**

૨૯—ભવનપતિ ( ૧૦ ) અને પરમાધામી (૧૫) —૧-શરીર-૭ હાથ. ૨-આયુષ્ય-ઉ૦ ૫દર પરમાધામી અને ( દશ ભુવનપતિમાથી ) ગેક અસુર કુમાર નિકાયના દેવોનું એક સાગરોપમથી અધિક બાકીના નાગકુમારાદિ નવનુ દેશે ઉણુ બે પલ્યોપમ જાણવુ ( જઘન્ય-૧૦૦૦૦ વર્ષ સર્વનુ ) ૩-સ્વકાય સ્થિતિ-ન હોય પ્રાણ-૧૦ ૫-યોનિ-બધા દેવોની મળી ૪ લાખ

૩૦—વ્યતર —[ વ્યતર-૮ વાણવ્યતર-૮ અને તિર્યગ્ જૃંભક ૧૦ ] ૧ શરીર-૭ હાથ. ૨ ઉ૦ આયુષ્ય-૧ પલ્યોપમ ( જ ૧૦૦૦૦ વર્ષ ) ૩ સ્વકાય સ્થિતિ-પ્રાણ-યોનિ ભવનપતિ પ્રમાણે.

૩૧. **જ્યોતિષી**:—[ ચંદ્ર-સૂર્ય-ગ્રહ-નક્ષત્ર-તારા ]:—આયુષ્ય ચંદ્ર-એક પલ્યોપમને એક લાખ વર્ષ. સૂર્ય-એક પલ્યોપમને એક હજાર વર્ષ. ગ્રહ-એક પલ્યોપમ. નક્ષત્ર-અર્ધ (૦॥) પલ્યોપમ. તારા-પા (૦।) પલ્યોપમ. [ આ પાંચેને જઘન્ય આયુષ્ય ન હોય ]. શરીર—સ્વકાય સ્થિતિ-પ્રાણ અને યોનિ ભવનપતિ પ્રમાણે.

૩૨—**વૈમાનિક**;—( ૧૨ દેવલોક-૯ ગ્રૈવેયક-૫ અનુત્તર-૯ લોકાંતિક-૩ કાલ્બિષિયા )—

**બાર દેવલોક**:—

૧ સૌધર્મ-શરીર-૭ હાથ ઉ૦ આયુષ્ય-બે સાગરોપમ
( જ. ૧ પલ્યોપમ )
૨ ઈશાન- ,, ૭ હાથ ઉ૦ આયુષ્ય-બે સાગરોપમથી અધિક
( જ. ૧ પલ્યોપમથી અધિક )
૩ સનત્કુમાર ,, ૬ હાથ ઉ૦ આયુષ્ય-સાત સાગરોપમ
( જ. બે સાગરોપમ )
૪ માહેંદ્ર- ,, ૬ હાથ ઉ૦ આયુષ્ય-૭ સાગરોપમથી અધિક
( જ. બે. સાગરોપમથી અધિક )
૫ બ્રહ્મદેવ-લોક ,, ૫ હાથ ઉ૦ આયુષ્ય-૧૦ સાગરોપમ
( જ. ૭ સાગરોપમ )
૬ લાંતક- ,, ૫ હાથ ,, ૧૪ સાગરોપમ
(જ. ૧૦ સાગરોપમ)
૭ મહાશુક્ર- ,, ૪ હાથ ,, ૧૭ સાગરોપમ
( જ. ૧૪ સાગરોપમ )
૮ સહસ્રાર- ,, ૪ હાથ ,, ૧૮ સાગરોપમ
જ. ૧૭ સાગરોપમ
૯ આનત- ,, ૩ હાથ ,, ૧૯ સાગરોપમ
જ. ૧૮ સાગરોપમ.

૧૦ પ્રાણુત– „ ૩ હાથ　„ ૨૦ સાગરોપમ
જ ૧૯ સાગરોપમ
૧૧ આરણ– „ ૩ હાથ　ઉ૦ આયુષ્ય ૨૧ સાગરોપમ
જ૦ ૨૦ સાગરોપમ
૧૨ અચ્યુત– „ ૩ હાથ　„ ૨૨ સાગરોપમ
જ ૨૧ સાગરોપમ

બાર દેવલોકની સ્વકાય સ્થિતિ–પ્રાણ અને યોનિ ભવનપતિ પ્રમાણે

| નવ ગ્રૈવેયક– | શરીર | ઉ આયુષ્ય | જ આયુષ્ય |
|---|---|---|---|
| ૧ સુદર્શન | ૨ હાથ | ૨૩ સાગરોપમ | (જ ૨૨ સાગ.) |
| ૨ સુપ્રતિબદ્ધ | „ | ૨૪ „ | (જ ૨૩ સાગ.) |
| ૩ મનોરમ | „ | ૨૫ „ | (જ ૨૪ સાગ) |
| ૪ સર્વતોભદ્ર | „ | ૨૬ „ | (જ ૨૫ સાગ.) |
| ૫ વિશાલ | „ | ૨૭ „ | (જ ૨૬ સાગ) |
| ૬ સુમન | „ | ૨૮ „ | (જ ૨૭ સાગ) |
| ૭ સૌમનસ | „ | ૨૯ „ | (જ ૨૮ સાગ.) |
| ૮ પ્રીતિંકર | „ | ૩૦ „ | (જ ૨૯ સાગ) |
| ૯ આદીત્ય | „ | ૩૧ „ | (જ ૩૦ સાગ) |

સ્વકાય સ્થિતિ–પ્રાણ અને યોનિ ભવનપતિ પ્રમાણે

પાચ અનુત્તર—

(૧) વિજય (૨) વિજયંત (૩) જયંત (૪) અપરાજિત એ ચારેનુ શરીર–૧ હાથ આયુષ્ય–૩૩ સાગરોપમ [જ ૩૧ સા]

(૫) સ્વાર્થ સિદ્ધ શરીર–૧ હાથ. આયુષ્ય ૩૩ સાગરોપમ [જ ૩૩ સા]

સ્વકાય સ્થિતિ–પ્રાણ અને યોનિ ભવનપતિ પ્રમાણે

સર્વ સિદ્ધોને—અનાદિ અનંત સ્થિતિ હોવાથી તેઓને શરીર–આયુષ્ય–પ્રાણ–યોનિ કે કર્મ કાંઇ નથી.

## શ્રી ચઉ શરણુ

મુજને ચાર શરણા હોજો, અરિહંત સિદ્ધ સુસાધુજી
કેવળી ધર્મ પ્રકાશીઓ, રત્ન અમૂલક લાધુંજી. ૧
ચિહું ગતિ તણાં દુઃખ છેદવા, સમરથ શરણાં એહોજી
પુર્વે મુનિવર જે હુઆ, તેણે કીધાં શરણાં એહોજી. ૨
સંસાર માંહિ જીવને, સમરથ શરણાં ચારોજી
ગણિ સમય સુંદર ઇમ કહે, કલ્યાણ મંગલ કારોજી. ૩
લાખ ચોરાશી જીવ ખમાવીએ. મન ધરી પરમ વિવેકોજી
મિચ્છામિ દુક્કડં દીજીએ, જીન વચને લહીએ ટેકોજી. ૧
સાત લાખ ભુ દગ તેઉ વાઉના, દશ ચૌદે વનના ભેદોજી.
ષટ્ વિગલ સુર તિરિ નારકી, ચાર ચાર ચૌદે નરના ભેદોજી.૨
મુજ વૈર નહિ કેહશું, સહુશું મૈત્રી ભાવોજી
ગણિ સમય સુંદર ઇમ કહે, પામીએ પુન્ય પ્રભાવોજી. ૩
પાપ અઢારે જીવ પરિહરો, અરહિંત સિદ્ધની સાંખેજી,
આલોયાં પાપ છૂટીએ, ભગવંત ઇણી પેરે ભાખેજી. ૧
આશ્રય કષાય દોય બંધવા, વળી કલહ અભ્યાખ્યાનોજી
રતિ અરતિ પૈશુન નિંદાને, માયામોહ મિથ્યાત્વજી. ૨
મન વચ કાયાએ જે કીયાં, મિચ્છામિ દુક્કડં દેહોજી
ગણિ સમય સુંદર ઇમ કહે, જૈન ધર્મનો મર્મ એહોજી. ૩
ધન ધન તે દિન મુજ કદી હોશે, હું પામીશ સંયમ સુધોજી
પુર્વ રૂષિ પંથે ચાલશું, ગુરૂ વચને પ્રતિબુધ્ધોજી. ૧
અંતપ્રાન્ત ભિક્ષા ગોચરી, રણ વને કાઉસ્સગ્ગ લેશુંજી
સમતા શત્રુ મિત્ર ભાવશું, સંવેગ સુધો ધરશુંજી. ૨
સંસારનાશ સંકટ થકી, છૂટી જીન વચને અવધારોજી.
ધન્ય સમય સુંદર તે ઘડી, હું પામીશ ભવનો પારોજી. ૩

॥ ૐ શ્રી સખેશ્વર પાર્શ્વનાથાય નમ ॥

# પુરવણી

## સામાયિક તથા ચૈત્યવદનના સૂત્રોમાં આવતા કેટલાક શબ્દોની સમજુતી.

**પરમેષ્ઠી**—મહાન ઉત્તમ પુરુષો જેમકે—૧ અરિહત, ( અરૂહન્ત, અરહન્ત ) ૨ સિદ્ધ, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય, અને ૫ સાધુ

૧ **અરિહત**—રાગદ્વેષરૂપી શત્રુના જિતનાર, ઘાતી કર્મ ક્ષય કરી વિચરતા તીર્થંકર તેમના ૧૨ ગુણ

**અરૂહન્ત**—જેમને ફરીથી જન્મવુ નથી તે

**અરહન્ત**—જેમનાથી કઇ છાનુ નથી તે

૨ **સિદ્ધ**—આઠે કર્મનો ક્ષય કરી જે મોક્ષે ગયા છે અને ફરીથી જેમને જન્મ મરણ કરવાના નથી તેમના ૮ ગુણ

૩ **આચાર્ય**—ગચ્છના નાયક, સાધુઓને સૂત્રના અર્થ ભણાવે તેમના ૩૬ ગુણ ( જેમના ગુણોનુ વર્ણન પચિદિય સૂત્રમા આવેલુ છે )

૪ **ઉપાધ્યાય**—સાધુઓને સૂત્ર પાઠ આપે તેમના ૨૫ ગુણ

૫ **સાધુ**—પાચ મહાવ્રત પાલનાર તેમના ૨૭ ગુણ

એ પ્રમાણે પચ પરમેષ્ઠીના ૧૦૮ ગુણ થાય છે, તેથી નવકારવાલીમા ૧૦૮ મણકા હોય છે તથા નવકારવાલીના ૧૦૮ મણકા રાખવાનુ બીજુ કારણ કેટલાક આ પ્રમાણે કહે છે—

જગતમા ૩ પાપક્રિયા છે-**૧ પાચ્ય** (બાળવાની)

૨. ભેદ્ય (ભેદવાની) ૩ છેદ્ય (છેદવાની). આ ત્રણે ક્રિયા ન કરવી ન કરાવવી; ન અનુમોદવી એટલે ૯ થયા. વળી તે ૯ મનથી, વચનથી, અને કાયાથી ગુણતાં ૨૭ થયા. તે દરેકના ક્રોધથી, માનથી, માયાથી અને લોભથી એમ ચારે ગુણતાં ૧૦૮ થયા. આ ૧૦૮ પ્રકારની પાપક્રિયા દૂર કરવાનું સાધન નવકારવાલી છે. મેરને પારા ત્રણ હોય છે તે પણ ત્રણ પાપક્રિયા સૂચવે છે.

આ પંચ પરમેષ્ઠિમાં પ્રથમના બે દેવ અને બાકીના ત્રણ ઉપદેશ આપે તેથી ગુરૂ ગણાય છે

**કષાય**—સંસારની વૃદ્ધિ કરનાર. તે ચાર છે. ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ.

**મહાવ્રત**—શ્રાવકની અપેક્ષાએ મહાનવ્રત તે સાધુઓને હોવાથી તેમના વ્રત તે મહાવ્રત જે પાંચ છે. જેમકેઃ—

૧ **પ્રાણાતિપાત (વિરમણવ્રત**—જીવહિંસા ન કરવી તે.
૨ **મૃષાવાદ વિરમણવ્રત**—જૂઠું ન બોલવું તે.
૨ **અદત્તાદાન વિરમણવ્રત**—ચોરી ન કરવી તે.
૩ **મૈથુન વિરમણવ્રત**—વિષયભોગ ન કરવો તે. ( શિયળવ્રત પાળવું તે. )
૫ **પરિગ્રહ વિરમણવ્રત**—પરિગ્રહ ન રાખવો. અથવા મૂર્છાભાવનો ત્યાગ.

**અણુવ્રત**—શ્રાવકના વ્રતને કહેવાય છે. કારણ કે તેમને ઉપર કહેલ પાંચનો સર્વથા ત્યાગ નથી પણ દેશથી એટલે અંશથી પાળવાના છે તેથી તેમના વ્રતની આગળ સ્થૂલ (મોટા) શબ્દ મૂકાય છે, જેમકે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત.

**આચાર**—આચરણ તે પાચ છે ૧ જ્ઞાનાચાર ૨ દર્શનાચાર ૨ ચારિત્રાચાર ૪ તપાચાર અને ૫ વીર્યાચાર.

**સમિતિ**—જયણાપૂર્વક ચેષ્ઠા તે પાચ છે જેમકે—
૧ ઈર્યા સમિતિ ૨ ભાષા સમિતિ, ૩ એષણા સમિતિ ૪ આદાન ભડમત્તનિક્ષેપણા સમિતિ ૫ પારિષ્ઠાપનિકાસમિતિ

**ગુપ્તિ**—વશ રાખવુ, ગોપવવુ, તે ત્રણ છે, ૧ મનગુપ્તિ ૨ વચનગુપ્તિ અને ૩ કાયગુપ્તિ

**શલ્ય**—શાલ, કાટો માયા (કપટ) શલ્ય, નિયાણુ (કરેલા કામની ઇચ્છા) શલ્ય, અને મિથ્યાત્વ (કુદેવ કુગુરૂ અને કુધર્મમા શ્રદ્ધા) શલ્ય

**આગાર**-છુટ

**પાયશ્ચિત્ત**—જે અપરાધ કર્યો હોય તેના માટે પશ્ચાત્તાપ અથવા ગુરૂએ આપેલી આલોયણ કરવી તે

**નિયાણુ**—અમુક તપનુ મને અમુકજ ફળ મળો એવુ તપનુ ફળ માગવુ તે

**દર્શન**—સમકિત અથવા સુદેવ, સુગુરુ અને સુધર્મ ઉપર શ્રદ્ધા

**સમાધિમરણ**—શાંતિપૂર્વક મૃત્યુ અથવા મરણ વખતે ચિત્તની સ્થિરતા

**બોધિ**—સમકિત **આવશ્યક**—અવશ્ય કરવા યોગ્ય ક્રિયા

**તિદડ**—જેને વિષે જીવ દડાય તે ત્રણ છે-૧ મનદડ, ૨ વચનદડ, અને ૩ કાયદડ

**ભવનિર્વેદ**—સસાર ઉપર ઉદાસીપણુ

**પુડરીક કમળ**—ધોળુ કમળ

આવે છે. તે ૧૬ આંગળ લાંબી પહોળી રખાય છે.

**ચૈત્યવંદન**—ચૈત્ય એટલે પ્રતિમાજીને વંદન. આનું બીજું નામ **દેવવંદન** પણ કહેવાય.

**કાઉસ્સગ્ગ**—કાયા સંબંધી વ્યાપારનો ત્યાગ તથા મનનું એકાગ્રપણું તે, નવકારનો ૮ શ્વાસોશ્વાસનો, લોગસ્સનો ચંદેસુ નિમ્મલયરા સુધી ૨૫ શ્વાસોશ્વાસનો અને સંપૂર્ણ લોગસ્સનો ૨૮ શ્વાસોશ્વાસનો થાય છે.

**સાતક્ષેત્ર**—સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, પ્રતિમા, ચૈત્ય, અને જ્ઞાન.

---

શ્રી જૈન રાજનગર ધાર્મિક ઈનામી પરિક્ષા તથા શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક એજ્યુકેશન બોર્ડની પરીક્ષાના ચૈત્યવંદનાદિ વિષયોનો અનુક્રમ અર્થ સહિત.

---

રા૦ બાલ ધોરણ ૧ લું ]

[ ચોવીસ જિનનાં નામો.

| તીર્થંકરનાં નામ, | વર્ણ, | લંછન, | પિતાનું નામ, | માતાનું નામ. |
| --- | --- | --- | --- | --- |
| ૧ રિખવદેવ | પીળો | વૃષભ | નાભિરાજા | મરૂદેવી |
| ૨ અજિતનાથ | પીળો | હાથી | જિતશત્રુ | વિજયા |
| ૩ સંભવનાથ | પીળો | ઘોડો | જિતારી | સેના |

| | | | | |
|---|---|---|---|---|
| ૪ અભિનંદનસ્વામી | પીળો | વાંદરો | સંવર | સિદ્ધાર્થ |
| ૫ સુમતિનાથ | પીળો | કૌંચપક્ષી | મેઘરાજા | મંગલા |
| ૬ પદ્મપ્રભુ | રાતો | પદ્મ-કમલ | શ્રીધર | સુસીમા |
| ૭ સુપાર્શ્વનાથ | પીળો | સાથીઓ | પ્રતિષ્ઠ | પૃથ્વી |
| ૮ ચંદ્રપ્રભુ | ધોળો | ચંદ્રમા | મહસેન | લક્ષ્મણા |
| ૯ સુવિધિનાથ | ધોળો | મગરમચ્છ | સુગ્રીવ | રામા |
| ૧૦ શિતળનાથ | પીળો | વત્સ | દઢરથ | નંદા |
| ૧૧ શ્રેયાંસનાથ | પીળો | ગેંડી | વિષ્ણુ | વિષ્ણુ |
| ૧૨ વાસુપૂજ્ય | રાતો | પાડો | વસુપૂજ્ય | જયા |
| ૧૩ વિમળનાથ | પીળો | સુઅર | કૃતવર્મ | શ્યામા |
| ૧૪ અનંતનાથ | પીળો | સિંચાણો | સિંહસેન | સુયશા |
| ૧૫ ધર્મનાથ | પીળો | વજ્ર | ભાનુ | સુવ્રતા |
| ૧૬ શાન્તિનાથ | પીળો | હરણ | વિશ્વસેન | અચિરા |
| ૧૭ કુંથુનાથ | પીળો | બોકડો | સુરરાજા | શ્રીરાણી |
| ૧૮ અરનાથ | પીળો | નંદાવર્ત્ત | સુદર્શન | દેવીરાણી |
| ૧૯ મલ્લિનાથ | નીલો | કળશ | કુંભરાજા | પ્રભાવતી |
| ૨૦ મુનિસુવ્રતસ્વામી | કાળો | કાચબો | સુમિત્ર | પદ્મા |
| ૨૧ નમિનાથ | પીળો | કમલ | વિજય | વિપ્રા |
| ૨૨ નેમનાથ | કાળો | શંખ | સમુદ્રવિજય | શિવા |
| ૨૩ પાર્શ્વનાથ | નીલો | સર્પ | અશ્વસેન | વામા |
| ૨૪ મહાવીરસ્વામી | પીળો | સિંહ | સિદ્ધાર્થ | ત્રિસલા |

૪. સિંહાસનના મધ્ય ભાગમાં કેસરનો સાથીયો કરી ચોખા પુરી રૂપાનાણું મૂકી ત્રણ નવકાર ગણી તેના ઉપર ધાતુનાં પ્રતિમાજી પધરાવવાં.

૫. વળી પ્રતિમાજીની આગળ બીજો સાથીયો કરી તેના ઉપર સિદ્ધચક્રજી પધરાવવા.

૬. પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસીકા સુધી ઉંચો ઘીનો દીવો મૂકવો.

૭. પછી સ્નાત્રીયાઓએ હાથે નાડાછડી બાંધી હાથમાં પંચામૃત ભરેલો કળશ લઇ ત્રણ નવકાર ગણી પ્રભુજીને તેમજ સિદ્ધચક્રજીને પખાળ કરવો.

૮. પછી વાળાકૂંચી કરી પાણીનો પખાળ કરી ત્રણ અંગલુહણા કરી કેસર વડે પૂજા કરવી.

૯. પછી હાથ ધુપી પોતાના જમણા હાથની હથેળીમાં કેસરનો ચાંલ્લો કરવો.

૧૦. પછી કુસુમાંજલીનો થાળ લઇ સ્નાત્રીયાઓએ ઉભા રહેવું.

## સ્નાત્ર પૂજામાં જોઇતી વસ્તુઓની યાદી.

૧ ત્રણ બાજોઠ, ૨ સિંહાસન, ૩ કળશ, ૪ થાળ, ૫ ચામર, ૬ દર્પણ, ૭ ઘંટ, ૮ આરતી, ૯ મંગળ–દીવો, ૧૦ વાળાકુંચી, ૧૧ કેસર, ૧૨ પાણી, ૧૩ ત્રણ અંગલુહણા ૧૪ દૂધ, ૧૫ દહીં, ૧૬ ઘી, ૧૭ સાકર, ૧૮ નાડાછડી, ૧૯ કંકુ, ૨૦ ચોખા, ૨૧ મીઠું, ૨૨ માટી, ૨૩ શ્રીફળ, ૨૪ કપુર, ૨ગ રૂપાનાણું, ૨૬ ફૂલ, ૨૭ ધૂપ, ૨૮ બે પૈસા,

૨૯ ચંદરવો, ૩૦ તોરણ, ૩૧ પંખો, ૩૨ અગ્નિ, ૩૩ દીપક, ૩૪ ફાનસ

પ્રથમ કલશ લઈ ઉભા રહેવુ.

( કાવ્ય દ્રુતવિલંબિત વૃત્તમ્ )

સગસ ચાન્તિ સુધારસ સાગર, શુચિતર ગુણરત્ન મહાગર,
ભવિકપંકજ બોધ દિવાકર, પ્રતિદિન પ્રણમામિ જિનેશ્વર. ૧

દોહા

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક,
મજ્જનપીઠે થાપીને, કરીયે જળ અભિષેક ॥૨॥

( અહીં પખાલ, અંગલુહણા કરી પૂજા કરવી )

( ગાથા )—આર્યા ગીતિ

જિણ-જમ્મ-સમયે મેરૂ સિહરે, રયણ કણય કલસેહિં,
દેવાસુરહિં-ન્હવિઉ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ ॥૩॥

કુસુમાંજલિની થાળી લઈ ઉભા રહેવુ

( ઢાળ )—કુસુમાંજલિ

નિર્મળ જળ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે, કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, સિદ્ધસ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મળ હુઈ સુકુમાળી ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા ॥ ૪ ॥

( પ્રભુના જમણા અંગુઠે કુસુમાંજલિ મૂકવી )

( ઢાળ )—આર્યા ગીતિ

મચકુંદ ચંપ માલઈ, કમલાઈ પુપ્ફપંચ વણ્ણાઈ,
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિ દિંતિ ॥૫॥

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્ય ॥

(ઢાળ)

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા; વીશસ્થાનક વિધિએ તપ કરી, એસી ભાવ-દયા દીલમાં ધરી ॥૧॥ જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી; શુચિરસ ઢલતે તિહાં બાંધતાં, તીર્થં-કર નામ નિકાચતાં ॥૨॥ સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી; ચ્યવી પન્નરક્ષેત્રે અવતરે, મધ્યખંડે પણ રાજવી કુલે ॥ ૩ ॥ પટરાણી કુખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો; સુખશય્યાયે રજની શેષે, ઉતરતાં ચઉદ સુપન દેખે ॥ ૪ ॥

(ઢાળ—સ્વપ્નની)

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠ્ઠો; ત્રીજે કેસરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ॥ ૧ ॥ પાંચમે ફુલની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળા; રવિ રાતો ધ્વજ મ્હોટો, પૂરણ કળશ નહીં છોટો ॥૨॥ દશમે પદ્મસરોવર, અગિયારમે રત્નાકર; ભુવનવિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ॥ ૩ ॥ સ્વપ્ન લહી જઇ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે; પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ॥ ૪ ॥

(વસ્તુ છંદ)

અવધિ નાણે અવધિ નાણે, ઉપના જિનરાજ; જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર; મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મઉદય પરભાત સુંદર, માતા પણ આનં-દિયા, જાગતી ધર્મ વિધાન, જાણંતિ જગતિલક સમો, હોસે પુત્ર પ્રધાન ॥ ૧ ॥

(દોહા)

શુભલગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત,
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત ॥૧॥

(ઢાળ-કડખાની દેશી)

સાંભળો કળશ જિન, મહોત્સવનો ઈહાં, છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં, માય સુત નમીય, આનંદ અધિકો ધરે, અષ્ટ સંવર્ત્ત, વાયુથી કચરો હરે ॥૧॥ વૃષ્ટિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે, અષ્ટ કલશા ભરી, અષ્ટ દર્પણ ધરે, અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી, ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી ॥૨॥ ઘર કરી કેળના, માય સુત લાવતી, કરણ શુચીકર્મ જળ કલશે ન્હવરાવતી ॥ કુસુમ પૂજી અલંકાર પહેરાવતી, રાખડી બાંધી જઈ શયન પધરાવતી ॥ ૩ ॥ નમીય કહે માય તુજ બાળ લીલાવતી, મેરુ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ, સ્વામિ ગુણ ગાવતી, નિજ ઘર જાવતી, તેણે સમે ઈંદ્ર સિંહાસન કંપતી ॥ ૪ ॥

(ઢાળ-એકવીસાની દેશી)

જિન જન્માજી, જિણ વેળા જનની ઘરે, તિણ વેળાજી ઈંદ્ર સિંહાસન થરહરે, દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા, દિશિનાયકજી, સોહમ ઈશાન બેહુ તદા ॥ ૧ ॥

(ત્રોટક છંદ)

તદા ચિંતે ઈંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો, જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ॥ ૧ ॥

સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે ॥ સવિ દેવી દેવા જન્મ મહોત્સવે, આવજો સુરગિરિવરે ॥ ૨ ॥

[ અહીં ઘંટ વગાડવો ]

( ઢાળ–એકવીશાની દેશી )

એમ સાંભળીજી, સુરવર કોડિ આવી મળે; જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે; સોહમપતિજી, બહુ પરિવારે આવીયા, માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ॥ ૩ ॥

[પ્રભુને ચોખાથી વધાવવા]

( ત્રોટક )

વધાવી બોલે હે રત્નકુક્ષી, ધારિણી તુજ સુત તણો; હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિઘણો; એમ કહિ જિન પ્રતિબિંબ સ્થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી; દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી. ॥૪॥

( ઢાળ–એકવીશાકી દેશી )

મેરૂ ઉપરજી, પાંડુકવનમેં ચિહું દિશે ॥ શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે ॥ તિહાં બેસીજી, શક્રે જિનખોળે ધર્યા, હરિ ત્રેશઠજી, બીજા તિહાં આવી મળ્યા ॥ ૫ ॥

(ત્રોટક)

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં કરે કળશ અડ જાતિના; માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના; અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે; ખીરજલધિ ગંગાનીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે ॥ ૬ ॥

## ( ઢાલ ) વિવાહલાની દેશી

સુર સાભળીને સચરીઆ, માગધ વરદામે ચલીયા; પદ્મદ્રહ ગગા આવે, નિર્મળ જળ કળશા ભરાવે ॥ ૧ ॥ તીરથ જળ ઔષધિ લેતા, વળી ખીરસમુદ્રે જાતા, જળ-કળશા બહુલ ભરાવે, ફૂલ ચગેરી થાળા લાવે ॥ ૨ ॥ સિહાસન ચામર ધારી, ધૂપધાણા રકેબી સારી, સિદ્ધાતે ભાખ્યા જેહ, ઉપકરણ મિલાવે તેહ ॥૩॥ તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનદ પાવે, કળશાદિક સહુ તિહા ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે ॥ ૪ ॥

## ( ઢાળ ) રાગ ધન્યાશ્રી

આતમ ભક્તિ મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનુ જાઈ, નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઈ, જોઈષ વ્યતર ભુવનપતિના, વૈમાનિક સુર આવે, અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે ॥ આ૦ ॥ ૧ ॥ અડ જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો, ચઉસઠ સહસ હુઆ અભિષેકે, અઢીસે ગુણા કરી જાણો, સાઠ લાખ ઉપર એક કોડિ, કળશાનો અધિકાર, બાસઠ ઈદ્રતણા તિહા બાસઠ લોકપાલના ચાર ॥ આ૦ ॥ ૨ ॥ ચદ્રની પક્તિ છાસઠ છાસઠ, રવિશ્રેણી નરલોકો, ગુરુસ્થાનક સુર કેરો એકજ, સામાનિકનો એકો, સોહમપતિ ઇશાનપતિની, ઈદ્રાણીના સોલ, અસુરની દશ ઇદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ॥ આ૦ ॥ ૩ ॥ જ્યોતિષ વ્યતર ઈદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો, કટકપતિ અગરક્ષક કેરો, એક એક સુવિવેકો, પરચુરણ સુરનો એક છેલ્લો, એ અઢીસે અભિષેકો, ઇશાન ઇદ્ર કહે

મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો ॥ આ૦ ॥ ૪ ॥ તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે; વૃષભરૂપ કરી શ્રૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે; પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગ રોળે; મંગળ દીવો આરતી કરતાં; સુરવર જયજય બોલે ॥ આ૦ ॥ ૫ ॥ ભેરી ભૂંગલ તાલ બજાવત; વળિયા જિન કર ધારી; જનની ઘર માતાને સોંપી, એણિપરે વચન ઉચ્ચારી; પુત્ર તુમારો સ્વામી હમારો, અમ સેવક આધાર; પંચધાવ્ય રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણહાર ॥ આ૦ ॥ ૬ ॥ બત્રીશ કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે; પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે; કરીય અઠ્ઠાઇ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે; દીક્ષા કેવળને અભિલાષે, નિત નિત જિન ગુણ ગાવે ॥ આ૦ ॥ ૭ ॥ તપગચ્છ ઇસર **સિંહ સૂરીશ્વર**, કેરા શિષ્ય વડેરા; **સત્યવિજય** પન્યાસતણે પદ, **કર્પૂરવિજય** ગંભીરા; **ખિમાવિજય** તસ **સુજસવિજય**-ના, શ્રી **શુભવિજય** સવાયા; **પંડિત વીરવિજય** શિષ્યે જિન, જન્મ મહોત્સવ ગાયા. ॥આ૦॥૮॥ ઉત્કૃષ્ટા એકસોને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ; અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકર જગદીશ; સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભ વીર સવાઇ; મંગળલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઇ ॥ આ૦ ॥ ૯ ॥ ઇતિ ॥

---

( લૂણ ઉતારણ )

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મન રંગે લૂણ૦ ૧ જિમ જિમ તડ તડ લૂણજ ફૂટે, તિમ તિમ અશુભ કર્મ બંધ ત્રુટે–લૂણ૦ ૨ નયન સલુણા શ્રી જિનજીના, અનુપમ રૂપ દયારસ ભીના–લૂણ૦ ૩ રૂપ સલુણ જિનજીનું દીસે, લાજ્યું લૂણ તે જળમાં પેસે–લૂણ૦ ૪ ત્રણ પ્રદક્ષિણા દેઇ જલધારા, જલણ ખેપવીએ લૂણ ઉદારા લૂણ૦ ૫ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જ્યું પાણી લૂણ૦ ૬ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે–લૂણ૦ ૭

બાળ પોથી ૧ લું ] [આરતી

જય જય આરતી આદિ જિણંદા,
નાભિરાયા મરૂદેવીકો નંદા જય૦ ૧
પહેલી આરતી પૂજા કીજે,
નરભવ પામીને લાહો લીજે જય૦ ૨
દુસરી આરતી દીનદયાળા,
ધુળેવા મંડપમાં જગ અજુઆલા જય૦ ૩
તીસરી આરતી ત્રિભુવન દેવા,
સુરનર ઇન્દ્ર કરે તોરી સેવા જય૦ ૪
ચોથી આરતી ચઉગતિ ચૂરે,
મનવાંછિત ફળ શિવસુખ પૂરે જય૦ ૫
પાંચમી આરતી પુણ્ય ઉપાયો,
મૂળચંદે શ્રી ઋષભ ગુણ ગાયો . જય૦ ૬

| | | |
|---|---|---|
| નંદા–પુત્ર | ચઉગતિ–ચારગતિ | ચૂરે–નાશ કરે |
| નરભર–મનુષ્યભવ | મનવાંછિત–ઇચ્છિત | શિવસુખ–મોક્ષસુખ |
| સુર–દેવ | તોરી તારી | ઉપાયો–કમાયો |

**ભાવાર્થ**:—નાભિ રાજા અને મરૂદેવી માતાના પુત્ર હે આદિનાથ જિનેશ્વર! તમારી આરતી જયવંત હો. જયવંત હો.

આ મનુષ્ય ભવ પામીને પહેલી આરતી વડે પૂજા કરી લાહો લઉં છું.

ધુળેવા નગરમાંથી જગતને જેણે અજવાળ્યું છે એવા હે દીનદયાળ! આ તમારી બીજી આરતી કરૂં છું.

દેવ મનુષ્ય અને ઇન્દ્ર તારી સેવા કરે છે એવા ત્રણ ભુવનના સ્વામી આ તમારી ત્રીજી આરતી કરૂં છું.

ચાર ગતિનો નાશ કરી મનવાંછિત મોક્ષ ફળને આપનાર એવી તમારી ચોથી આરતી કરૂં છું.

પાંચમી આરતી વડે હું પુન્ય કમાયો, એ પ્રમાણે **મૂળચંદજીએ** શ્રી ઋષભદેવના ગુણ ગાયા.

**બાળ ધોરણ ૧ લું |** **[ મંગળ દીવો.**
**કન્યા ધોરણ ૧ લું |**

દીવોરે દીવો પ્રભુ મંગલિક દીવો,
આરતી ઉતારણ બહુ ચિરં જીવો....દીવોરે૦ ૧
સોહામણું ઘેર પર્વ દિવાળી
અમર ખેલે અમરાબાળી....દીવોરે૦ ૨
દીપાળ ભણે એણે કુળ અજુવાળી,
ભાવે ભગતે વિઘન નિવારી....દીવોરે૦ ૩

દીપાળ ભણે એણે કળી કાળે,
આરતી ઉતારી રાજા કુમારપાળે દીવોરે૦ ૪
અમ ઘેર મગલિક તમ ઘેર મગલિક,
મગલિક ચતુર્વિધ સઘને હોજો. દીવોરે૦ ૫

| | | |
|---|---|---|
| ઉતારણ–ઉતારનાર | અમરાખાળી–અપ્સ- | નિવારી–નાશ કરી |
| ચિર–લાબો વખત | દીપાળ–દીવો [રા | કળીકાળે કળિયુગમા |
| સોહામણ–શોભા- | અજુવાળી–શોભાવી | એણે–આ |
| યમાન | ભગતે–ભક્તિ વડે | ચતુર્વિધ–ચાર પ્ર |
| અમર–નિરતર | વિઘન–સકટ | કારના |

ભાવાર્થ—હે પ્રભુ ? આ દીપક, છે તે મગલિક છે, માટે આરતી ઉતારનાર લાબો વખત જીવો

આજે શોભાયમાન એવુ દિવાળી પર્વ અમારે ઘેર વર્તે છે અને નિરતર અપ્સરા ત્યા ખેલે છે–આનદ કરે છે

જે મનુષ્ય આ દીપકને (દીવો) ભણે છે તેણે પોતાના કુળને શોભાવ્યુ છે અને ભાવપૂર્વક ભક્તિવડે કરીને સકટનો નાશ કરેલ છે

આ કળિયુગમા ખરેખરી આરતી–દીપક રાજા કુમારપાળે ઉતારેલ છે આ આરતી ઉતારીને અમારે ઘેર, તમારે ઘેર તથા ચાર પ્રકારના સઘને વિષે પણ મગલિક હોજો

---

## વીરવિજયકૃત સ્નાત્રપૂજા સબધી ઉપયોગી બાબતો

દૂધ, દહી, ઘી, સાકર અને પાણી એ પાચ વસ્તુઓને ભેગી મેળવવી તે પચામૃત કહેવાય

સ્નાત્રપૂજા—પ્રભુને સ્નાનાદિ વિગેરેથી પૂજન કરવાનો સક્ષિપ્ત વિધિ પ્રભુના જન્મ વખતે ઇન્દ્ર મહારાજ પ્રભુને

મેરૂપર્વત ઉપર લઇ જઇને પ્રભુનો પખાલ કરે છે તે અનુસારે પ્રભુનો સ્નાત્ર મહોત્સવ કરવો.

કુસુમાંજલિ—કેશર, ચોખા અને ફૂલ ભેગાં મેળવવા તે, શરૂઆતથી ગાથા ૪ થી ગાથા ૧૬ સુધીમાં સાત વખત કુસુમાંજલિ મૂકાય છે. પ્રથમ રૂષભદેવને બીજી શાન્તિજિનને, ત્રીજી નેમનાથને, ચોથી પાર્શ્વજિનને, પાંચમી વીરજિનને, તેમજ છઠ્ઠી ચોવીશ જિનને અને સાતમી સર્વ જિનને આ પ્રમાણે કુસુમાંજલિ મુકાય છે.

સમકિત ગુણઠાણે પરિણમ્યા—આ ઢાળમાં વીશસ્થાનક તપ કરી કેવી ભાવના (જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી) ભાવનાર તીર્થંકર નામ કર્મ બાંધે તે જણાવ્યું છે.

સ્વપ્નની ઢાળ—આ ઢાળમાં તીર્થંકરની માતા તીર્થંકરોનો જીવ ગર્ભમાં ઉપજે ત્યારે જે મોટાં ચૌદ સ્વપ્નો જુવે છે. તેનું વર્ણન કર્યું છે, ચૌદ સ્વપ્ન નીચે પ્રમાણેઃ-

૧ હાથી, ૨ વૃષભ, ૩ સિંહ, ૪ લક્ષ્મી, ૫ પુષ્પમાલા, ૬ ચંદ્ર, ૭ સૂર્ય, ૮ ધ્વજ, ૯ કળશ, ૧૦ પદ્મ સરોવર, ૧૧ સમુદ્ર, ૧૨ ભુવન અથવા વિમાન (જે તીર્થંકરના જીવ નારકીમાંથી આવે ત્યારે તેમની માતા ભુવન દેખે), ૧૩ રત્નોનો ઢગલો, ૧૪ અગ્નિશિખા.

અવધિનાણે—આ વસ્તુ છંદમાં જિનેશ્વર ગર્ભમાં ઉપજે ત્યારે જગતમાં કેવી સ્થિતિ પ્રવર્તે તથા નારકીઓને પણ સુખ પ્રાપ્તિ થાય છે તે જણાવ્યું છે.

કળશની ઢાળમાં—પ્રભુના જન્મ સમયે ૧૬ દિગ્કુમારીકાઓ પ્રભુના શુચિકર્મ માટે આવીને શું શું કાર્ય કરે છે તે જણાવ્યું છે તે નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| ૮ દિગ્કુમારિકાઓ સવર્ત નામના વાયુથી કચરો દૂર કરી જમીન સાફ કરે | ૮ દર્પણ ધરે |
| | ૮ ચામર ધરે |
| ૮ કુમારિકાઓ સુગંધિદાર જળની વૃદ્ધિ કરે | ૮ પંખા લઈને ઉભી રહે |
| | ૪ રક્ષા કરે |
| ૮ કળશા લઈને ઉભી રહે | ૪ દીપક લઈને ઉભી રહે |

જિન જન્મયાજી—એ એકવીશાનો દેશીની ઢાળથી ગાથા ૬ સુધી (છેલ્લા ત્રોટક છ૬ સુધીમા) જિન જન્મ વખતે સૌધર્મેન્દ્રનુ સિંહાસન ચલાયમાન થાય (૧) ઈન્દ્ર અવધિજ્ઞાનથી જિનેશ્વરનો જન્મ જાણીને હર્ષિત થઇ શક્રસ્તવ (નમુત્થુણં વડે પ્રભુની સ્તુતિ કરે પછી સુઘોષા (એ નામના ઘંટા) વડેવી સર્વ દેવદેવીઓને જન્મ મહોત્સવમા આવવા માટે ઘોષણા કરાવે (૨) ઘોષણા સાભળી કરોડો દેવતાઓ જન્મમહોત્સવ માટે મેરૂ પર્વત ઉપર એકઠા થાય સૌધર્મેન્દ્ર ઘણા પરિવાર સાથે પ્રભુની માતાની પાસે જાય (૩) જન્મ મહોત્સવ માટે પ્રભુને પાચ રૂપ વડે ગ્રહણ કરે અને પ્રભુની માતા આગળ પ્રભુનુ તેમના જેવુ જ પ્રતિબિંબ સ્થાપન કરે (૩) ઇન્દ્ર મહારાજા પ્રભુને મેરૂ પર્વત ઉપર (સૌથી ઉપર) આવેલા પાડુક વનમા આવેલી શિલા ઉપર સિંહાસનને વિષે પ્રભુને ખોળામા લઈને બેસે બીજા ૬૩ ઇન્દ્રો પણ આવે (૫) ૬૪ ઇન્દ્રો મળીને આઠ પ્રકારના કળશો બનાવે, અચ્યુતેન્દ્ર (બારમા દેવલોકના ઇન્દ્ર) પ્રભુને સ્નાન કરવા માટે તીર્થોના પાણી લાવવા દેવાનો હુકમ કરે. (૬) એ પ્રમાણેનુ વર્ણન છે

સુર સાંભળીને સંચરીઆ—એ વિવાહલાની દેશીની ઢાળમાં અચ્યુતેન્દ્રનો હુકમ સાંભળી દેવો, માગધ, વરદામ વગેરે તીર્થોનાં, ગંગા નદીનાં. પદ્મદ્રહનાં ક્ષીરસમુદ્રનાં, વગેરે પાણીથી તે કળશોને ભરીને તથા ધુપધાણું ચામર વગેરે ઉપકરણો લઈને મેરૂપર્વત ઉપર જાય છે તેનું વર્ણન છે

આતમભક્તિની છેલ્લી ઢાળ સધીમાં—૧લી ગાથામાં દેવતાઓ શાથી આવ્યા તે કહે છેઃ–૧ કેટલાક પોતાની ભક્તિથી ૨ કેટલાક મિત્રના અનુયાયી તરીકે, ૩ કેટલાક સ્ત્રીની પ્રેરણાથી, ૪ કેટલાક પોતાનો આચાર હોવાથી, ૫ કેટલાક ધર્મીની મિત્રતાથી, વગેરે કારણથી ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષ અને વૈમાનિક એમ ચારે પ્રકારના દેવો આવે અને અચ્યુતપતિની આજ્ઞાથી પ્રભુને ન્હવરાવે.

૨–૩–૪ ગાથામાં—પ્રભુ ઉપર કેટલાક અભિષેક (કળશોનું પાણી ઉપર રેડવું તે) થયા તે ગણાવે છેઃ–આઠ જાતના કળશા ૧ રત્નના, ૨ સુવર્ણના, ૩ રૂપાના. ૪ રત્ન–સુવર્ણના ૫ રત્ન–રૂપાના, ૬ સુવર્ણ–રૂપાના, ૭ રત્ન–સુવર્ણ–રૂપાના, ૮ માટીના.

એક એક જાતના આઠ તેજાર કળશા એટલે કુલ ૬૪ હજાર કળશો થયા, તેટલા વડે ૨૫૦ અભિષેક માટે ૬૪૦૦૦ ને ૨૫૦ થી ગુણતાં ૧૬૦૦૦૦૦૦ એક ક્રોડ સાઠ લાખ થયા. અઢીસો અભિષેક આ પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| ૬૨ ચંદ્ર સૂર્ય સિ- | ૬૬ સૂર્યપંક્તિના | ઈન્દ્રાણીના |
| વાય ૬૨ ઈંદ્રના | ૧ દેવોના ગુરૂનો | ૮ ઈશાનેન્દ્રની– |
| ૪ લોકપાલના | ૧ સામાનિક | ઈન્દ્રાણીના |
| ૬૬ ચંદ્રપંક્તિના | ૮ સૌધર્મેન્દ્રની– | ૧૦ અસુરકુમારની– |

| | | |
|---|---|---|
| ઇન્દ્રાણીના | ૪ વ્યન્તરની- | રીને) |
| ૧૨ નાગકુમારની- | ઇન્દ્રાણીના | ૧ અગરક્ષકનો |
| ઇન્દ્રાણીના | ૧ ત્રણ પર્ષદાનો | ૧ પચ્ચુગ્ણ |
| ૪ જ્યોતિષિની- | ૧ કટકપતિ (લ | ——— સુરનો |
| ઇન્દ્રાણીના | શ્કરના ઉપ- | ૨૫૦ |

૫=૬–૭ આ ત્રણ ગાથામા—સૌધર્મેન્દ્ર પાસેથી ઇશાનેન્દ્ર પ્રભુના પોતાના ખોળામા ગ્રહણ કરે છે અને સૌધર્મેન્દ્ર વૃષભનુ રૂપ કરી શિગડામા જળ ભરી પ્રભુને ન્હવગવે અને કેસર અને પુષ્પ વડે પૂજા કરે પછી આરતી અને મગળ દીપક કરે અન્ય દેવો વાજિંત્રોના શબ્દ સાથે જય જય બોલે એવી રીતે પ્રભુનો સ્નાત્ર–મહોત્સવ કરીને પછીથી પ્રભુને લઇને તેમની માતાને પાછા સોપે તેમજ બત્રીસ ક્રોડ સુવર્ણ–મણિ માણેક તથા વસ્ત્રની વૃષ્ટિ કરીને દેવો નદીશ્વર–દ્વીપને વિષે જાય ત્યા અઠ્ઠાઇ–મહોત્સવ કરીને પોત પોતાને સ્થાને જાય

૮ મી ગાથામા—સ્નાત્રપૂજાના કર્તા વીરવિજયજી મહારાજે પોતાની પ્રશસ્તિ ( ગુરૂ પરપગ ) આપી છે, તે આ પ્રમાણે –તપગચ્છના નાયક સિહસૂરીશ્વર, તેમના મુખ્ય શિષ્ય સત્યવિજયજી પન્યાસ, તેમના શિષ્ય ક્ષમાવિજય, તેમના શિષ્ય સુજશવિજય, તેમના શિષ્ય શુભવિજય તેમના શિષ્ય આ સ્નાત્રપૂજાના કર્તા પડિતશ્રી વીરવિજયજી મહાગજ

૯ મી ગાથામા—ઉત્કૃષ્ટથી ૧૭૦ જિનેશ્વર વિચરતા હોય, જઘન્યથી ( હાલમા ) ૨૦ જિનેશ્વરો વિચરતા તે અતીત કાળમા અનતા થઈ ગયા, ભવિષ્યમા અનતા જિને

શ્વરો થશે. તે જણાવી આ કળશ ગાનાર કલ્યાણકને પામશે તે જણાવ્યું છે. ઇતિ.

## રાજ૦ ધોરણ ૧ લું] [શ્રાવક કરણીની સજઝાય.

શ્રાવક તું ઉઠે પરભાત, ચાર ઘડી રહે પાછલી રાત;
મનમાં સમરે શ્રીનવકાર, જિમ પામે ભવસાગર પાર. ૧
કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારે છે કુલ કર્મ;
કવણ અમારે છે વિવસાય, એમ ચિંતવજે મન માંહિ. ૨
સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મ તણી હૈડે ધરી બુદ્ધ;
પડિક્કમણો કરી રયણી તણો, પાતિક આલોયે આપણો. ૩
કાયા શક્તિ કરે પચક્ખાણ, શુદ્ધિ પાળે જિનવર આણ;
ભણજે ગુણજે સ્તવન સજ્ઝાય, જિણહુંતી નિસ્તારો થાય. ૪
ચિત્તારે નિત ચઉદહ નીમ, પાળે દયા જીવોની સીમ;
દેહરે જાઇ જુહારે દેવ, દ્રવ્યત ભાવત કરજે સેવ. ૫
પોસાલે ગુરૂ વંદજે જાઇ, સુણે વખાણ સદા ચિત્તં લાઇ;
નિરદૂષણ સુઝતો આહાર, સાધુને દેજે સુવિચાર. ૬
સાહમી વત્સલ કરજે ઘણા, સગપણ મોટા સાહમી તણા;
દુખીયા હીણા દીણા દેખ, કરજે તાસ દયા સુવિશેષ. ૭
ઘર અનુસારે દેજે દાન, મોટાસ્યું મ કરે અભિમાસ;
ગુરૂને મુખ લેજે આખડી. ધર્મ ન મેલીશ એકે ઘડી, ૮
વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર;
મ ભરે કેહની કૂડી સાખ, કૂડાસું કથન મત ભાખ. ૯
અનંતકાય કહી બત્રીસ, અભક્ષ બાવીસે વીષેમાવીષ;
તે ભક્ષણ નવિ કીજે કીમે, કાચા કુણા ફળ મત જમે. ૧૦

રાત્રી ભોજનના બહુ દોષ, જાણીને કરજે સતોષ,
સાજી સાબુ લોહ ને ગુલી, મધુ ધાહડિયા મત વેચીશ વળી ૧૧
વળી મ કરાવે રગણ પાસ, દોષ ઘણા કહ્યા છે તાસ,
પાણી ગળજે બે બે વાર, અલગણ પીતે દોષ અપાર ૧૨
જીવાણીના કરજે જતન્ન, પાતિક છડી કરજે પુન્ય,
છાણા ઈંધણ ચૂલે જોઇ, વાવરજે જિમ પાપ ન હોય ૧૩
ઘૃતની પરે વાવરજે નીર, અણગળ નીર મ ધોયે ચીર,
બ્રહ્મવ્રત સુધા પાળજે, અતિચાર સઘળા ટાળજે ૧૪
કહીયા પનરહ કર્માદાન, પાપ તણી પરહરજે ખાણ,
શીષ મ લેજે અનરથ દડ, મિથ્યા મેલ મ ભરજે પિડ ૧૫
સમકિત શુદ્ધ હૈડે રાખજે, બોલ વિચારીને ભાખજે
ઉત્તમ ઠામે ખરચે વિત્ત, પર ઉપકાર કરે શુભ ચિત્ત ૧૬
તેલ તક ઘૃત દૂધ ને દહી, ઉઘાડા મત મેલે સહી,
પાચ તિથિ મ કરે આરભ, પાળે શીલ તજે મન દભ ૧૭
દિવસ ચરમ કરજે ચોવિહાર, ચારે આહાર તણો પરિહાર,
દિવસ તણા આલોયે પાપ, જિમ ભાજે સઘળા સતાપ ૧૮
સધ્યા આવશ્યક સાચવે, જિનવર ચરણ શરણ ભવભવે,
ચારે શરણ કરી દઢ હોયે, સાગારી અણસણ લે સોએ ૧૯
કરે મનોરથ મન એહવા, તીરથ શેત્રુજે જાયવા,
સમેતશિખર આબુ ગિરનાર, ભેટી સહુ ધનધન અવતાર ૨૦
શ્રાવકની કરણી છે એહ, જેહથી થાયે ભવનો છેહ,
આઠે કરમ પડે પાતલા, પાપ તણા છુટે આમળા ૨૧
વારૂ લહીયે અમર વિમાન, અનુક્રમે પામે શિવપુર સ્થાન,
કહે જિનહર્ષ ગણે સસનેહ, કરણી દુખ હરણી છે એહ ૨૨

## શ્રાવક કરણીની સજઝાયના અર્થ.

ઘડી—ચોવીસ મીનીટ
ભવસાયર—સંસાર સમુદ્ર
કુલકર્મ—જાતિ કર્મ
વિવસાય—વ્યવસાય, વ્યાપાર
ચિંતવજે—વિચારજે
હૈડે—હૃદયમાં
બુદ્ધ—બુદ્ધિ
રયણી—રાત્રી
પાતિક—પાપ
આલોચે—આલોચે
કાયાશક્તિ—શરીરની શક્તિ પ્રમાણે
શુદ્ધિ—બરોબર
ગુણજે—ગોખજે
આણ—આજ્ઞા
સજઝાય—સ્વાધ્યાય
જિણહુંતી—જેનાથી નિસ્તારો થાય—પાર ઉતરાવે
ચિત્તારે—ચિંતવે
સીમ મર્યાદા
ચિત્તલાઇ—એક ચિત્તે
નિરદૂષણ—દોષ રહિત
સૂઝતો—ખપે તેવો
હીણા—અપંગ
દીણાં—ગરીબ
મોટાસ્યું—મોટાની સાથે
વારૂ—સારો
કૂડી—ખોટી
સાખ—સાક્ષી
મન ભાખ—ન બોલ
વીષમાવીષ—હળાહળ ઝેર
ભક્ષણ—ભોજન
ગુલી—ગળો
મધુ—મધ
ધાહડિયા—મહુડા
જીવાણી—શંખારો નાના જીવ,
જતન—સંભાળ
છંડી—છોડી
ચીર—વસ્ત્ર
બ્રહ્મવ્રત—બ્રહ્મચર્ય
સુધા—સારી રીતે
કર્માદાન—જેથી ઘણાં કર્મ બંધાય તેવાં કાર્ય
વિત્ત—પૈસા
તક્ર—છાસ
દંભ—ડોળ
ચરમ—સાંજે
પરિહાર—ત્યાગ
સાગારી—આગાર સહિત
અણશન—આહારનો ત્યાગ
મનોરથ—વિચાર
છેહ—નાસ
આમળા—બંધન

અર્થ—હે શ્રાવક! તારે ચાર ઘડી પાછલી રાત બાકી રહે ત્યારે ઉઠવુ, પ્રથમ મનમા નવકાર મત્ર સભાળવો જેથી ભવસમુદ્રનો પાર પમાય ૧

અમારો દેવ કોણ? ગુરૂ કોણ? ધર્મ કોણ? અમારા કુલના શા કૃત્યો છે? અમારો ધધો કયો છે? તેનો વિચાર કરજે ૨

શુદ્ધ ચિત્તે સામાયિક લેવુ, મનમા ધર્મની બુદ્ધિ રાખવી પછીથી રાત્રીએ પ્રતિક્રમણ કરીને પાપ આલોચવા ૩

શરીરની શક્તિ પ્રમાણે પચ્ચખ્ખાણ કરવુ જિનેશ્વરની આજ્ઞાનુ બરોબર પાલન કરવુ સ્તવન સજ્ઝાય વગેરે ભણવા તથા સભાળવા જેથી સસારનો પાર પમાય ૪

દરરોજ ચૌદ નિયમ ધારવા, મર્યાદાપૂર્વક જીવોની દયા પાળવી, દેરાસર જઈ દેવ વાદવા, તેમજ દ્રવ્યપૂજા અને ભાવપૂજા કરવી

ઉપાશ્રયે જઇ ગુરૂને વાદવા એક ચિત્તથી વ્યાખ્યાન સાભળવુ તેમજ દોષ રહિત ખપતો આહાર સાધુને વહોરાવવો, ૬

ઘણા સાધર્મી વાત્સલ્ય કરજે, કારણકે સાધર્મિકનુ સગપણ સૌથી મોટુ છે, વળી દુખી, અગહીન તથા ગરીબને જોઇ તેમના ઉપર અધિક દયા રાખજે

સપત્તિ પ્રમાણે દાન કરવુ, મોટા માથે અભિમાન ન રાખતા નમ્ર થવુ ગુરૂની પાસે બાધાઓ લેવી તેમજ જરા વાર પણ ધર્મ ભૂલવો નહિ,

નિર્દોષ શુદ્ધ ધધો કરવો ઓછુ આપવાનો અને

અધિક લેવાનો ત્યાગ કરવો, કોઇની ખોટી સાક્ષી પૂરવી નહિ, તેમજ જુઠું બોલવું નહિ ૮

બત્રીસ પ્રકારના અનંતકાય, કહ્યા છે અને બાવીસ પ્રકારના અભક્ષ્ય તે ખાવાં નહિ. તેમજ કાચાં અને કુણાં ફળ ખાવાં નહિ.

રાત્રે જમવામાં ઘણા દોષ છે એમ જાણી રાત્રીએ જમીશ નહિ, સાજી, સાબુ, લોઢું, ગળી, મધ તથા મહુડાં વેચીશ નહિ. ૧૧

વળી રંગણ પાસ ન કરાવવો, કારણ કે તેમાં ઘણા દોષ છે, પાણી બબેવાર ગળવું, અણગળ પાણી પીવામાં પણ ઘણા દોષ છે. ૧૨

સંખારાના જીવોની જયણા રાખવી, પાપ છોડીને પુણ્ય કરવું. છાણાં લાકડાં ચૂલામાં નાખતાં બરોબર તપાસવાં જેથી પાપ ન લાગે. ૧૩

પાણી ઘીની પેઠે વાપરવું, નહિ ગળેલા પાણીમાં વસ્ત્ર ધોવાં નહિ, બ્રહ્મચર્ય સારી રીતે પાળવું, અને સઘળા અતિચાર દૂર કરવા.

પાપની ખાણ સમાન પંદર કર્માદાન કહ્યાં છે તેનો ત્યાગ કરવો, વળી અનર્થ દંડ માથે લઇશ નહિ ફોગટ પાપથી શરીર ભરીશ-નહિ ૧૫

હૈયામાં શુદ્ધ સમકિત રાખવું, વચન વિચારીને બોલવું ઉત્તમ ધર્મ કાર્યોમાં દ્રવ્યનો ઉપયોગ કરવો, અને સારા પરિણામથી પરોપકાર કરવો. ૧૬

તેલ, છાસ, ઘી, દૂધ અને દહીં નક્કી ઉઘાડાં મૂકવાં

નહિ, પાચ તિથિ (બે અષ્ટમી, બે ચતુર્દશી અને સુદ પચમી) આરભના (દળવા ખાડવા વગેરેના) કામ કરવા નહિ તેમજ ડોળ તજીને શીયલ પાળવુ ૧૭

સાંજે ચોવિહાર કરવો એટલે ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો દિવસના પાપ આલોવવા જેથી સઘળા દુખો નાશ થાય ૧૮

બને સધ્યાના આવશ્યક સભારવા, 'જિનેશ્વરના ચરણુની સેવા ભવોભવ મળજો' એવી ભાવનાપૂર્વક ચાર શરણ કરી સાગારી અનશન કરવુ ૧૯

શત્રુજય તીર્થની યાત્રાએ જવાના મનમા વિચાર કરવા, સમેતશિખર, આબુ, ગિરનાર વગેરે તીર્થોની યાત્રા કરી મારો જન્મ કયારે સફળ થશે (એવી ભાવના ભાવવી) ૨૦

આ શ્રાવકને કરવા યોગ્ય ક્રિયાઓ છે આથી ભવનો નાશ થાય છે, આઠે કર્મો નબળા પડે છે અને પાપના બધનો છુટી જાય છે ૨૧

આ ક્રિયાથી સુદર દેવ વિમાન મળે છે અને મોક્ષ સ્થાનકની પ્રાપ્તિ થાય આ સજ્ઝાયના કર્તા જિનહર્ષ મહારાજ કહે છે કે આ કરણી દુખનો નાશ કરનારી છે ૨૨

ૐ શ્રી શખેશ્વર પાર્શ્વનાથાય નમ ॥

બાળ ધોરણ ૧ લુ |
કન્યા ધોરણ ૧ લુ | :. [ શત્રુજયનુ ચૈત્યવદન

શ્રી શત્રુજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે,
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે ૧

**બાલ પોરણ ૧ લું]** **[શ્રી ઋષભજિન સ્તવન**

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધીરે કાય,
કલ્પવૃક્ષ પરે તાસ ઈંદ્રાણી–નયન જે ભૃંગપરે લપટાય...૧
રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જેહ આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહમાંનુ કોઇ નવિ કરે, જગમાં તુમશુંરેવાદ....૨
વગર ધોઇ તુજ નિર્મળી, કાયા કંચનવાન;
નહિ પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન...૩
રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોય;
રૂધિર આમિષથી રાગ ગયો તુજ જન્મથી, દૂધ સહોદર હોય....૪
શ્વાસોશ્વાસ કમલ સમો, તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નિહાર ચર્મચક્ષુ ધણી, એહવા તુજ અવદાત....૫
ચાર અતિશય મૂળથી, ઓગણીસ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ ઈમ અતિશયા, સમવાયાંગે પ્રસિદ્ધ...૬
જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
**પદ્મવિજય** કહે એહ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય અભંગ...પ્રથમ જિનેશ્વર૦ ૭

| | | |
|---|---|---|
| જાસ–જેમનું | આસ્વાદ–સ્વાદ | આમિષ–માંસ |
| કલ્પવૃક્ષ–ઇચ્છિત આપતું વૃક્ષ | પ્રતિહત–જિતાએલા | સહોદર–ભાઇસમાન |
| પરે–જેમ, પેઠે | વાદ–હરિફાઇ | લોકોત્તર–અલૌકિક |
| તાસ–જેમના | કંચન–સોના જેવા | નિહાર–સ્થંડિલ |
| ભૃંગ–ભમરો | વાન–રંગવાળી | અવદાત–નિર્મલ |
| લપટાય–મોહાય | પ્રસ્વેદ–પરસેવો | અતિશય–પ્રભાવ |
| ઉરગ–સર્પ | રાગ–મોહ | મૂળથી–જન્મથી |
| જેહ–જેવો | ચિત્ર–આશ્ચર્ય | સમય–વચન |
| | રાગ–લાલરંગ | અક્ષયઅભંગ–મોક્ષ |

ભાવાર્થ—જેમનુ શરીર સુગધી છે એવા પહેલા જિનેશ્વરને નમસ્કાર થાઓ જેમ કલ્પવૃક્ષ ઉપર ભમરા મોહાય છે તેમ ઇદ્રાણીની ચક્ષુઓ ભગવતના શરીર ઉપર લપેટાય છે ૧

હે પ્રભુ! રોગરૂપી સર્પ તમને નડતા નથી કારણ કે તમારા શરીરનો સ્વાદ અમૃત જેવો મધુર છે તેથી જિતા એલા બીજા કોઇ ( દેવ ) જગતમા તમારી સાથે તે વિષે હરિફાઇ કરી શકતા નથી ૨

હે પ્રભુ! ધોયા વગરની પણ આપની કાયા સોના જેવી નિર્મળ વર્ણવાળી છે કારણ કે આપને જરા પણ પરસેવો થતો નથી અને જે આપનુ ધ્યાન ધરે છે તેને આ સસારમાથી તારો છો ૩

હે પ્રભુ! તમારા લોહી અને માસમાથી રાગ—લાલ રગ તો જન્મથીજ નાશ પામી દૂધ જેવો સફેદ થયો હોય છે, તો પછી તમારા મનમાથી રાગ—મોહ નાશ પામ્યો હોય તેમા કાઇ આશ્ચર્ય નથી ૪

હે પ્રભુ! તમારો શ્વાસોશ્વાસ કમળ જેવો સુગધી છે આ તમારી વાત પણ અલૌકિક છે કે તમારો આહાર ( ભોજન ) અને નિહાર ( સ્થડિલ ) પણ ચર્મ ચક્ષુવાળા પ્રાણીઓ જોઇ શકતા નથી, એવા તમે નિર્મલ છો ૫

હે પ્રભુ ! ઉપરના ચાર અતિશય (પ્રભાવ) જન્મથીજ હોય છે અને ઓગણીસ અતિશય દેવતાઓ કરે છે તેમજ ( ઘાતી ) કર્મનો ક્ષય થવાથી અગ્યાર અતિશય ઉપન્ન થાય છે, એમ કુલ ચોત્રીસ અતિશય સમવાયાગ સૂત્રમા કહેલ છે ૬

શાંત ગુણ વિશેષ શોભે છે, તથા જેમનું રૂપ જોઇને ભવ્ય જીવો મોહ પામે છે એવા....તે છે.

પ્રભુ ! તમારી સેવા કરવા ઉમંગી છું, પણ ભરત ક્ષેત્રમાં દૂર વસ્યો છું અને મોટા મોહરાજાના હાથમાં ફસાયો છું....૬

પણ હે પ્રભુ ! મેં આપને મારા ચિત્તમાં ધારણ કર્યા છે અને તમારી આજ્ઞારૂપી તરવારને મેં હાથમાં પકડી છે જેથી તે (મોહરાજા) મારાથી કાંઇક ડર્યો છે....૭

**પદ્મવિજયજી** મહારાજ કહે છે કે—હે જિનોમાં શ્રેષ્ઠ ! જો હવે આપ મને ટેકો આપો તો હું શૂરવીર થાઉં અને જેથી મારા મનમાં ઘણો ઉત્સાહ વધે. ૮

## બાલ ધોરણ ૧લું ] [ શ્રી સીમંધરજિન સ્તુતિ

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ,
અરિહંત સકલની, ભાવ ધરી કરૂં સેવ;
સકલાગમ પારગ, ગણધર ભાષિત વાણી,
જયવંતી આણા, **જ્ઞાનવિમલ** ગુણ ખાણી. ॥૧॥

( આ થોય ચારે વખત બોલાય છે )

| | | |
|---|---|---|
| સુખકર—સુખ આપનાર | પારગ—પારને પામેલી | જયવંતી—વિજયવંત |
| સેવ—સેવા | | ખાણી—ખાણ |
| આગમ—શાસ્ત્ર | ભાષિત—કહેલી | વિમલ—નિર્મલ |

અર્થ હે—સીમંધર જિનવર સાહેબ ! હે દેવ ! આપ

સુખ આપનાર છો બધા અરિહંત ભગવંતની હું ભાવ ધરીને સેવા કરૂ છુ બધા શાસ્ત્રના પારને પામેલ ગણધર ભગવંતને કહેલી એવી વાણી છે ગુણની ખાણરૂપ એવી આજ્ઞા વિજયવંત છે એમ શ્રી જ્ઞાનવિમલજી મહારાજ કહે છે

બાળ ધોરણ ૧ લુ | [શ્રી શત્રુંજયની સ્તુતિ (થોય)
કન્યા ધોરણ ૨ જુ |

શ્રી શત્રુંજય તીર્થ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર, ઠાકોર રામા પાર, મંત્રમાંહિ નવકારજ જાણુ, તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણુ, પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળમાંહે જેમ ઋષભનો વંશ, નાભિ તણો એ અંશ, ક્ષમાવંતમાં શ્રી અરિહંત, તપશૂરામાં મુનિવર મહંત શત્રુંજય ગિરિ ગુણવંત ૧

ઋષભ અજિત સંભવ અભિનંદા, સુમતિનાથ સુખ પુનમચંદા, પદ્મપ્રભુ સુખકંદા, શ્રી સુપાર્શ્વ ચંદ્રપ્રભુ સુવિધિ, શીતળ શ્રેયાંસ સેવો બહુ બુદ્ધિ, વાસુપૂજ્ય મતિ શુદ્ધિ, વિમલ અનંત ધર્મ જિન શાંતિ, કુંથુ અર મલ્લિ નમુ એકાંતિ, મુનિસુવ્રત શુદ્ધ પંથિ, નમિ નેમિ પાસ વીર જગદીશ, નેમ વિના એ જિન ત્રેવીશ, સિદ્ધગિરિ આવ્યા ઇશ ૨

ભરતરાય જિન સાથે બોલે, સ્વામી શત્રુંજય ગિરિ કુણ તોલે, જિનનું વચન અમોલે, ઋષભ કહે સુણો ભરતજી રાય, છરી પાલતા જે નર જાય, પાતક ભૂકો થાય, પશુ પંખી જે ઇણ ગિરિ આવે, ભવ ત્રીજે તે સિદ્ધજ થાવે, અજરામર પદ પાવે, જિનમતમે શેત્રુંજો વખાણ્યો, તે મે આગમ દિલમાંહે આણ્યો, સુણતા સુખ ઉર ઠાણ્યો ૩

ઓની પણ પ્રતિમાઓ કરાવી. એ તીર્થની ગોમુખયક્ષ અને ચક્રેશ્વરીદેવી હંમેશાં સાર સંભાળ રાખે છે. તેમજ તપગચ્છ ઉપર પણ હેત ધરાવે છે. આ પ્રમાણે શ્રી વિજયસેન સૂરીશ્વરના શિષ્ય શ્રી વિજયદેવસૂરીના ચરણમાં નમસ્કાર કરીને **ઋષભદાસ** કવિએ આ સ્તુતિ વડે શ્રી શત્રુંજય તીર્થના ગુણ ગાયા છે. ૪

પ્રભુને પૂજવા યોગ્ય નવ અંગનાં નામઃ—

૧. બે અંગુઠા, ૨. ઢીંચણ, ૩. બે કાંડા. ૪. બે ખભા, ૫. મસ્તકની શિખા, ૬. ભાલ (કપાળ,) ૭. કંઠ, ૮ હૃદય, અને ૯. નાભિ.

**બાળ ધોરણ ૧ લું. પ્રભુના નવ અંગના પૂજાના દૂહા.**

જળભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત,
ઋષભ ચરણ અંગુઠડે, દાયક ભવજલ અંત....૧
જાનું બળે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેશ...૨
લોકાંતિક વચને કરી, વરસ્યા વરસીદાન,
કર કાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન....૩
માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજા બળે ભવ જલ તર્યા, પૂજો ખંધ મહંત....૪
સિદ્ધ શિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસીયા તિણ કારણ ભવિ, શિર શિખા પૂજંત....૫
તીર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત,
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત....૬
સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તિણે ગળે તિલક અમૂલ....૭

હૃદય કમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ,
હિમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૮
રત્નત્રયી ગુણ ઉજળી, સકલ સુગુણ વિશ્રામ,
નાભિ કમળની પૂજના કરતા અવિચળ ધામ ૯

— ઉપસંહાર —

ઉપદેશક નવ તત્વની, તિણે નવ અંગ જિણંદ
પૂજો બહુવિધ ભાવશુ, કહે શુભ વીર મુણીંદ .૧૦

---

સંપુટ પત્ર-અંજલિ, ખોબો
યુગલિક-યુગલીઆ
દાયક-આપનાર
લોકાંતિક-એક જાતના દેવ
વરષ્યા-આપ્યા
વરસી દાન-વર્ષ સુધી દાન
કરકાંડે-હાથના કાંડે
માન-ગર્વ
અંસથી-ખભાથી
વીર્ય-શક્તિ
ભૂજા-બાહુ, હાથ
ખંધ-ખભો
મહંત-પ્રભુના
ભવજલ-સંસાર સમુદ્ર
અંત-છેડો, નાશ
જાનુ-ઢીંચણ
લોકાંતે-લોક (ચૌદ રાજલોક)ના અંતે
શિરશિખા-ચોટલી
ભાલ-કપાળ
જયવંત-જય આપનાર
પહોર-ત્રણ કલાક
દેશના-ઉપદેશ
કંઠે-ગળે
વિવર-છિદ્ર
વિચર્યા-ફર્યા
વિદેશ-પરદેશ
ખડાખડા-ઉભાઉભા
નરેશ-પ્રભુ
વર્તુલ-ગોળ
ધ્વની-અવાજ
અમૂલ-અમૂલ્ય
રોષ-દ્વેષ
હિમ-બરફ
દહે-બાળે
વનખંડ-બગીચો
રત્નત્રયી-જ્ઞાન, દર્શન અને ચારિત્ર રુપી રત્ન
વિશ્રામ-સ્થાન
અવિચળધામ-મોક્ષ સ્થાન

અર્થ—ખોળામાં પાણી ભરીને યુગલીયા મનુષ્યો સંસાર સમુદ્રનો અંત કરનાર ઋષભદેવના પગના અંગુઠાની પૂજા કરે છે. ૧

ઢીંચણના બળથી કાઉસ્સગ્ગ કર્યો, દેશ પરદેશ ફર્યા અને જલ્દી કેવલજ્ઞાન મેળવ્યું તે પ્રભુના ઢીંચણની પૂજા કરો. ૨

લોકાંતિક જાતિના દેવોના વચનથી વર્ષ સુધી દાન દીધું તે પ્રભુના હાથના કાંડે હે ભવ્યો! તમે બહુ આદરથી પૂજન કરો. ૩

અનંતી શક્તિ જોઈને બંને ખભામાંથી અભિમાન જતું રહ્યું, તે ભુજાના બળથી સંસાર તર્યા તે પ્રભુના ખભાની પૂજા કરો. ૪

લોકને અંતે આવેલી ગુણથી નિર્મળ સિદ્ધશિલા ઉપર પ્રભુ રહ્યા છે તે કારણથી પ્રભુની શિખા (ચોટલી)ની પુજા કરો. ૫

તીર્થંકર પદવીના પ્રતાપથી ત્રણ ભુવનનાં લોક જેમની સેવા કરે છે તે ત્રણ ભુવનમાં તિલક સમાન (શ્રેષ્ટ) પ્રભુના કપાળને વિષે જય આપનાર તિલક કરો. ૬

જે કંઠને વિષે ગોળ છિદ્ર છે તે દ્વારાએ પ્રભુએ (મહાવીર સ્વામીએ) સોળ પહોર સુધી ઉપદેશ આપ્યો. અને જેનો મીઠો અવાજ દેવ અને મનુષ્ય સાંભળે છે તે પ્રભુના ગળે અમૂલ્ય તિલક કરો. ૭

જેમ હિમ બગીચાને બાળે છે તેમ જેમનાં હૃદય-કમળની શાન્તિના બળથી રાગ-દ્વેષ નાશ પામ્યા છે તે પ્રભુના હૃદયને વિષે સંતોષ આપનાર તિલક કરો. ૮

સઘળા સારા ગુણોનું સ્થાન, ગુણથી ઉજ્વલ રત્નત્રયી

મુક્ત નાભિ (ડુંટી) રૂપી કમળની પૂજા કરતા મોક્ષ સ્થાન મળે છે ૯

નવતત્ત્વનો ઉપદેશ કરનાર હોવાથી જિનેશ્વરના નવ અંગે ઘણા ભાવથી પૂજા કરો એ પ્રમાણે શુભ વીર મુની કહે છે ૧૦

સ્નાત્ર પૂજાના પ્રશ્ન—

૧ સ્નાત્ર એટલે શુ? તેના કર્તાનુ નામ તથા વિધિ લખો?

૨ સ્નાત્ર પૂજામા કેટલી વસ્તુઓ જોઈએ તેના નામ લખો?

૩ કુસુમાંજલિ કેટલા તીર્થંકર આશ્રીને મુકાય? તેમજ કેટલી વખત મુકાય? અને કુસુમાંજલિ શાની બને?

૪ પંચામૃત એટલે શુ? કયી કયી વસ્તુથી પંચામૃત બને?

૫ કયા તપથી કેવી ભાવના ભાવનાર તીર્થંકર નામ કર્મ બાંધે?

૬ તીર્થંકરની માતા કેટલા સુપન જુએ? અને તે સુપનના નામ દર્શાવો? તેમજ ગજતએ સ્વપ્ન ફળ શુ કહ્યુ?

૭ પ્રભુના જન્મ કલ્યાણકે કોણ? કયા અને કઇ અભિલાષાથી સ્નાત્ર મહોત્સવ કરે?

૮ પ્રભુના શુચિકર્મ માટે કેટલી દિગ્કુમારિકાઓ આવે? અને તે શુ શુ કરે?

૯ પ્રભુનો જન્મ-અભિષેક દેવતાઓ કયા કરે? અને કેવી રીતે કરે?

૧૦ કેવા કળશોથી કયાનુ પાણી લાવી કયા કયા દેવો પ્રભુનો અભિષેક કરે?

૧૧ પ્રભુને કુલ અભિષેક કેટલા થાય? અને કોણ કોણ કેટલા અભિષેક કરે?

૧૨ સ્નાત્ર પૂજાના કર્તાની વંશાવલી લખો?

## દેવસિ પ્રતિક્રમણનાં ૬ આવશ્યક.

૧ **સામાયિક**—ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ દેવસિઅ પડિક્કમણે ઠાઉં? એ સુત્રથી પ્રતિક્રમણની ક્રિયા શરૂ થાય છે. ત્યાંથી–કરેમિ ભંતેથી પંચાચારની આઠ ગાથાના કાઉસ્સગ્ગ સુધી પહેલું સામાયિક આવશ્યક કહેવાય છે.

૨ **ચઉવિસત્થો**—પંચાચારની આઠ ગાથાના કાઉસ્સગ્ગ પછી જે લોગસ્સ કહેવામાં આવે છે તે બીજું આવશ્યક.

૩ **વાંદણાં**—લોગસ્સ કહ્યા પછી મુહપત્તિ પડિલેહી બે વાંદણાં દેવામાં આવે છે તે ત્રીજું વંદન આવશ્યક.

૪ **પડિક્કમણું**—વાંદણાં દીધા પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ દેવસિઅં આલોઉં? ત્યાંથી આયરિય ઉવજ્ઝાએ સુધી પ્રતિક્રમણ નામનું ચોથું આવશ્યક છે. પકિખ, ચઉમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણને। આ ચોથા આવશ્યકમાં સમાવેશ થાય છે. અને પછી અંતર્ગત થાય.

૫ **કાઉસ્સગ્ગ**—આયરિય ઉવજ્ઝાએ પછી બે લોગસ્સ, એક લોગસ્સ અને એક લોગસ્સને। જે કાઉસ્સગ્ગ કરવામાં આવે છે તે પાંચમું કાઉસ્સગ્ગ આવશ્યક.

૬ **પચ્ચક્ખાણ**—છઠ્ઠું આવશ્યક કાઉસ્સગ્ગ પછી કરવાનું છે, પરંતુ દેવસિ પ્રતિક્રમણમાં તે વખતે પચ્ચક્ખાણને। અવસર નહીં રહેતે। હોવાથી પ્રતિક્રમણની શરૂઆતમાં પચ્ચક્ખાણ કરી, પાંચમું આવશ્યક પૂરૂં થયા પછી તે સંભારવામાં આવે છે અને રાઇ પ્રતિક્રમણમાં તો ટાઇમ હોવાથી છેલ્લા પચ્ચક્ખાણ કરવામાં આવે છે.

**રાઇ પ્રતિક્રમણના ૬ આવશ્યક**

૧ **સામાયિક**—નમુત્થુણં કહ્યા પછી કરેમિભંતે કહીએ તે
૨ **ચઉવિસત્થો**—પ્રથમ ૧ લોગસ્સનો ચારિત્રાચારનો કાઉસ્સગ્ગ કર્યા પછી પ્રગટ લોગસ્સ કહેવો તે
૩ **વંદણ**—ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને બે વાંદણાં દેવા તે
૪ **પ્રતિક્રમણ**—વાંદણા દીધા પછી ઇચ્છા૦ રાઇઅ આલોઉં ત્યાંથી અબ્ભુટ્ઠિઓ ખામીએ ત્યાં સુધી
૫ **કાઉસ્સગ્ગ**—તપ ચિંતામણિનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે તે
૬ **પચ્ચક્ખાણ**—છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણાં બે દઇએ તે

**દેવસી પ્રતિક્રમણમાં આવતા કાઉસ્સગ્ગનું સ્વરૂપ.**

૧ સામાયિક ઉચ્ચરતાં ૧ લોગસ્સનો કાઉસ્સગ્ગ 'ઇરિયા વહી' પડિક્કમતાં 'ચંદેસુ નિમ્મલયરા' સુધી ૨૫ શ્વાસોશ્વાસનો
૨ નમુત્થુણં, અરિહંત ચેઇઆણં, અન્નત્થ૦ પછી ૧ નવકારનો કાઉસ્સગ્ગ અમુક જિન માટે (૮ શ્વાસો૦)
૩ લોગસ્સ કહી સવ્વલોએ૦ અન્નત્થ પછી ૧ નવકારનો કાઉસ્સગ્ગ સર્વ જિન માટે (૮ શ્વાસો૦)
૪ પુક્ખરવર, સુઅસ્સ૦ અન્નત્થ૦ પછી ૧ નવકારનો કાઉસ્સગ્ગ શ્રુતજ્ઞાનનો (૮ શ્વાસો૦)
૫ સિદ્ધાણં બુદ્ધાણં, વેયાવચ્ચ૦ અન્નત્થ૦ પછી ૧ નવકારનો કાઉસ્સગ્ગ સમકિતદષ્ટિ દેવ દેવીના સ્મરણ માટે (૮ શ્વાસો૦)

૬ અતિચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ **પાંચ આચારના અતિચારની** શુદ્ધિ માટે.

૭ આયરિય ઉવજ્ઝાએ, કરેમિભંતે પછી બે લોગસ્સનો **ચારિત્રાચારની** શુદ્ધિ માટે (૫૦ શ્વાસો૦)

૮ ત્યાર પછી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ **દર્શનાચારનો** (૨૫ શ્વાસો૦)

૯ પછીથી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ **જ્ઞાનાચારનો** (૨૫ શ્વાસો૦)

૧૦ અઢ્ઢાઈજ્જેસુ પછી "**દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં**" ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ (૧૦૦ શ્વાસો૦)

૧૧ '**દુક્ખક્ખઓ કમ્મક્ખઓ**' નિમિત્ત સંપૂર્ણ ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ.

## રાઈ પ્રતિક્રમણમાં આવતા કાઉસ્સગ્ગનું સ્વરૂપ.

૧ પ્રથમ સામાયિક લેતાં ૧ લોગસ્સનો **ઇરિયાવહી** પડિક્કમતાં 'ચંદેસુ નિમ્મલયરા' સુધી ૨૫ શ્વાસોશ્વાસનો.

૨ કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણી રાઇ પાયચ્છિત્ત વિસોહણત્થં ચાર લોગસ્સનો 'સાગરવર ગંભીરા' સુધી ૧૦૮ શ્વાસોશ્વાસનો.

૩ એક લોગસ્સનો ચરિત્રાચારની વિશુદ્ધિ માટે ૨૫ „

૪ એક લોગસ્સનો દર્શનાચારની „ „ ૨૫ „

૫ બે લોગસ્સનો જ્ઞાનાચારની „ „ ૫૦ „

૬ તપ ચિંતવણીનો કાઉસ્સગ્ગ તે ન આવડે તો ૧૬ નવકારનો.

## કયા આચારની વિશુદ્ધિ કયા આવશ્યકથી થાય.

૧ જ્ઞાનાચારની વિશુદ્ધિ—વંદન આવશ્યકથી
૨ દર્શનાચારની વિશુદ્ધિ—વંદન અને ચઉવિસત્થાથી
૩ ચારિત્રાચારની વિશુદ્ધિ—વંદન, સામાયિક, પ્રતિક્રમણ અને કાઉસ્સગ્ગથી
૪ તપાચારની વિશુદ્ધિ—પચ્ચક્ખાણ આવશ્યકથી
૫ વીર્યાચારની વિશુદ્ધિ—છ એ આવશ્યકમાં શક્તિ ફોરવવાથી

## દેવવંદનના અથવા ચૈત્યવંદનના ૧૨ અધિકાર.

| અધિકાર | શેમાં આવેલ છે |
|---|---|
| ૧ ભાવ જિનને વાંદવાનો<br>૨ દ્રવ્ય જિનને વાંદવાનો | નમુત્થુણં (શક્રસ્તવ)માં |
| ૩ એક ચૈત્યના સ્થાપના જિનને વાંદવાનો | અરિહંત ચેઇઆણં ( ચૈત્યસ્તવ )માં |
| ૪ નામ જિનને વાંદવાનો<br>૫ ત્રણ ભુવનના સ્થાપના જિનને વાંદવાનો | લોગસ્સ (નામસ્તવ)માં |
| ૬ વિચરતા જિનને વાંદવાનો<br>૭ શ્રુતજ્ઞાનનો | પુક્ખરવર (શ્રુતસ્તવ) માં |
| ૮ સિદ્ધની સ્તુતિનો<br>૯ તીર્થના અધિપતિ વીરજિનનો<br>૧૦ ગિરનાર ઉપર નેમનાથની સ્તુતિનો<br>૧૧ અષ્ટાપદ ઉપર ચોવીસ જિનનો<br>૧૨ સમાકિતદૃષ્ટિ દેવ દેવીના સ્મરણનો | સિદ્ધાણં બુદ્ધાણં (સિદ્ધસ્તવ ) માં. |

## કાઉસ્સગ્ગના ૧૯ દોષ

૧ ઘોટકદોષ—ઘોડાની પેઠે એક પગ ઉંચો રાખે.

૨ લતાદોષ—જેમ વાયરાથી વેલડી કંપે તેમ શરીરને ધુણાવે.

૩ સ્તંભાદિ દોષ—થાંભલા પ્રમુખને ઓઠંગે રહે.

૪ માલદોષ—મેડા ઉપરના માલે માથું લગાવી રહે.

૫ ઉદ્ધિદોષ—ગાડાની ઉધની પેઠે અંગુઠા તથા પાની મેળવી પગ રાખે તે.

૬ નીગડદોષ—પગ મોકળા રાખે તે.

૭ શબરી દોષ—ભીલડીની પેઠે ગુહ્ય સ્થાનકે હાથ રાખે તે.

૮ ખલિણદોષ—ઘોડાના ચોકડાની પરે હાથ રજોહરણે રાખે

૯ વધુદોષ—નવી પરણેલ વહુની પેઠે માથું નીચું રાખે તે.

૧૦ લંબુત્તરદોષ—નાભીની ઉપર અને ઢીંચણથી નીચે લાંબુ વસ્ત્ર રાખે તે. (એ દોષ સાધુનો જાણવો.)

૧૧ સ્તનદોષ—ડાંસ, મચ્છરની બીક અથવા અજ્ઞાનતાથી અથવા લજ્જાથી સ્ત્રીની પેઠે હૈયું ઢાંકી રાખે તે.

૧૨ સંયતિદોષ—ટાઢના ભયે સાધ્વીની પેઠે બેઉ ખભા ઢાંકી રાખે.

૧૩ ભમુહંગુલીદોષ—આંકડાઓની સંખ્યા ગણવાને અંગુલી અથવા પાંપણના ચાળા કરે તે.

૧૪ વાયસદોષ—કાગડાની પેરે આંખના ડોળા ફેરવે તે.

૧૫ કપીત્થદોષ—પહેરેલાં વસ્ત્ર મેલાં થવાના ભયે લુગડાં ગોપવી રાખે તે.

૧૬ શીરકંપદોષ—યક્ષાદિપ્રવેશિતની પરે માથું ધુણાવે તે.

૧૭ મૂકદોષ—મુંગાની પરે હું હું કરે તે
૧૮ વારૂણીદોષ—આલાવો ગણુતો થકો મદિરા પીધેલની પેઠ બબડાટ કરે તે
૧૯ પ્રેક્ષ્યદોષ—વાનરની પેરે અરહું પરહું જોવે ઓષ્ઠપુટ હલાવે તે

તા ક—લબુત્તર, સ્તન, અને સયતિ, એ ત્રણ દોષ સાધ્વીજીને ન હોય તેમજ વધુદોષ, સાથે ચાર શ્રાવિકાને ન હોય

## મુહપત્તિના પચાસ બોલ.

સૂત્ર, અર્થ, તત્ત્વ કરી સદ્દહુ—(મુહપત્તિની બન્ને બાજુ જોતાં)

સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરૂ—(મુહપત્તિ ડાબે હાથે ખ ખેરતાં)

કામ રાગ, સ્નેહ રાગ દ્રષ્ટિરાગ પરિહરૂ—(ડાબે હાથે ફેરવતાં)

સુદેવ, સુગુરુ, સુધર્મ આદરૂ—(ડાબા હાથનુ સવળુ તળ સ્પર્શતાં)

કુદેવ, કુગુરૂ, કુધર્મ, પરિહરૂ—(ડાબા હાથના તળને યતનાપૂર્વક ઘસી કાઢતાં)

જ્ઞાન, દર્શન ચારિત્ર આદરૂ—(ડાબા હાથનુ સવળુ તળ સ્પર્શતાં)

જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના ચારિત્ર વિરાધના પરિહરૂ—(ડાબા હાથના તળને યતનાપૂર્વક ઘસી કાઢતા)

મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, આદરૂ—(ડાબા હાથનું સવળુ તળ સ્પર્શતાં)

મનદંડ, વચનદંડ, કાયદંડ પરિહરૂ—(ડાબા હાથના તળને યતના પૂર્વક ઘસી કાઢતા)

હાસ્ય, રતિ, અરતિ, પરિહરૂ—(ડાબો હાથ કપો પ્રમાર્જતાં)

ભય, શોક, દુર્ગંચ્છા પરિહરૂં—( જમણો હાથ ઉંધો પ્રમાર્જતાં)
કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા, કાપોત લેશ્યા પરિહરૂં—×(મસ્તકે પડિલેહતાં )
ઋદ્ધિ ગારવ, રસ ગારવ, સાતા ગારવ પરિહરૂં—( મુખે પડિલેહતાં )
માયા શલ્ય, નિયાણ શલ્ય, મિથ્યાત્વ શલ્ય પરિહરૂં—×( હૃદયે પડિલેહતાં )
ક્રોધ માન પરિહરૂં—×(ડાબે ખભેથી પડિલેહતાં)
માયા, લોભ પરિહરૂં—×(જમણુ ખભેથી પડિલેહતાં )
પૃથ્વીકાય, અપકાય, તેઉકાયની જયણા કરૂં—( ડાબા પગથી પડિલેહતાં )
વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાયની જયણા કરૂં—( જમણા પગેથી પડિલેહતાં )

---

## કન્યા ધોરણ ૧ લું ] [ સીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તમે ઉપકારી;
શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તુમારી. ॥૧॥
ધન ધન માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વિરાજમાન, વંદે નર નારી, ॥૨॥
ધનુષ પાંચસેં દેહડીએ, સોહીએ સોવન વાન;
કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ॥૩॥

---

×સ્ત્રીઓને ૪૦ બોલ બોલવાના હોય છે તેમણે મર્યાદાને માટે કપડાં પહેરવાં પડે છે તેથી તેમનાથી ત્રણ મસ્તકની, ત્રણ હૃદયની, બે ખભાની, અને બે પડખાની પ્રતિલેખના ન થઈ શકે.

હે સીમધર ! હે શ્રી વીતરાગ ! તમે ત્રણ ભુવનના ઉપકારી છો અને શ્રીશ્રેયાસ પિતાના કુળમા તમારી ઘણી શોભા છે ૧

સત્યકી માતાને ધન્ય છે કે જેણે તમારા જેવા જયવત પુત્રને જન્મ આપ્યો, વૃષભના લછન વડે શોભાયમાન એવા આપને સ્ત્રી અને પુરૂષ નમસ્કાર કરે છે ॥૨॥ પાચસો ધનુષ્યનુ આપનુ શરીર છે અને સોના જેવો રગ શોભે છે કીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય વિનયવિજયજી એ પ્રકારે આપનુ ધ્યાન ધરે છે ॥૩॥

કન્યા ધોરણ ૧ લુ.] [ શ્રી ઋષભજિન સ્તવન

માતા મરૂદેવીના નદ,
દેખી તાહરી મૂરતિ મારૂ મન લોભાણુંજી,
મારૂં દીલ લોભાણુંજી,
દેખી તાહરી મૂરતિ મારૂ ચિત્ત ચોરાણુંજી
કરૂણાનાં ઘર કરૂણા સાગર, કાયા કચનવાન,
ધોરી લછન પાઉલે કાઈ, ધનુષ પાચસે માન માતા૦ ૧
ત્રિગડે બેસી ધર્મ કહતા, સુણે પર્ષદા બાર,
યોજનગામિની વાણી મીઠી, વરસતી જલધાર, માતા૦ ૨
ઉર્વશી રૂડી અપછરા ને, રામા છે મનરગ,
પાયે નેઉર રણઝણે કઈ, કરતી નાટારભ માતા૦ ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તુ જગ તારણહાર,
તુજ સરિખો નહિ દેવ જગતમા, અરવડીયા આધાર માતા૦ ૪
તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુહી જગતનો દેવ,
સુર નર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ માતા૦ ૫
શ્રી સિદ્ધાચલ તીરથ કેરો, રાજા ઋષભ જિણદ,
કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભય ફદ માતા૦૬

હે મરૂદેવી માતાના પુત્ર ! તમારી મૂર્તિ જોઇને મારૂં મન તમારા તરફ લેભાયું છે; વળી મારૂં દીલ અને ચિત્ત પણ લોભાયું છે.

હે પ્રભુ ! આપ તો દયાના ઘર છો-દયાના સમુદ્ર છો, શરીર સુવર્ણ સમાન વર્ણવાળું છે. વળી પગમાં બળદનું ચિન્હ છે અને પાંચશો ધનુષ્યનું આપના શરીરનું પ્રમાણ છે. ૧

હે પ્રભુ ! આપ ત્રણ ગઢ ઉપર બેસીને ધર્મનો ઉપદેશ કરો છો. બાર પ્રકારની સભા તે સાંભળે છે; અને એક યોજન સુધી સંભળાય એવી તમારી મધુરી વાણી વરસાદના જળની ધારા વરસતી હોય તેવી લાગે છે. ૨

ઉર્વશી રૂડી અપ્સરા, અને બીજી મનોહર સ્ત્રીઓ કે જેના પગમાં ઝાંઝરનો ઝણકાર થઇ રહ્યો છે, તેઓ આપની પાસે નાચ કરે છે. ૩

હે પ્રભુ ! તું બ્રહ્મા છે, વિધાતા છે; અને તું જગતનો તારનાર છે. આ સંસાર સાગરમાં રખડતાં જીવોને તારા જેવો બીજો કોઈ દેવ આધાર રૂપ નથી ૪

હે પ્રભુ ! તું ભાઇ છે, રક્ષણ કરનાર છે, અને તું જગતનો ખરો દેવ છે. દેવતા, મનુષ્ય, વ્યંતર, અને વાસુદેવ પણ તારા ચરણની સેવા કરે છે. ૫

શ્રી સિદ્ધાચળ તીર્થના રાજા સમાન હે ઋષભદેવ જિનેશ્વર ! માણેકમુનિ તારી કીર્તિ કરતાં કહે છે કે મારી ભવના ભયરૂપ જાળને મટાડો. ૬

## કન્યા ધોરણ ૧ લું) (શ્રીસીમંધર જિન સ્તુતિ (થોય)

મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી, સોનાનું સિંહાસનજી;

રૂપાના ત્યા છત્ર બિરાજે, રત્નમણિના દીવા દીપેજી,
કુંકુમવર્ણી ત્યા ગહુંળી બિરાજે, મોતીના અક્ષત સારજી,
ત્યા બેઠા સીમધર સ્વામી, બોલે મધુરી વાણીજી,
કેસર ચદન ભર્યા કચોળા, કસ્તુરી બગાસજી,
પહેલીરે પૂજા અમારી હોજો, ઉગમતે પરભાતેજી ૧

ભાવાર્થ-મહાવિદેહ ક્ષેત્રમા સીમધર સ્વામી છે. ત્યા સોનાના સિંહાસન છે, રૂપાના છત્ર છે, રત્નમણિના દીવા દીપે છે તથા મોતીના જેવા સુંદર ચોખા વડે પૂરેલી અને કકુના જેવા રગવાળી ગહુંળી ત્યા શોભે છે. ત્યા બેઠેલા સીમધર સ્વામી જે મીઠી વાણી બોલે છે, તેમની કેસર ચદન, કસ્તુરી અને બરાસથી ભરેલા સુંદર કચોળા વડે પ્રભાત ઉગતાજ અમારી પહેલી પૂજા હોજો ૧

કન્યા ધોરણ ૧ લુ
રાજ૦ બાલધોરણ ૨ જુ } (આદિ જિનવરરાયાસ્તુતિ

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા,
મરૂદેવી માયા, ધોરી લછન પાયા,
જગતસ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલ સિરિ રાયા, મોક્ષ નગરે સિધાયા ..૧
સવિ જન સુખકારી, મોહ મિથ્યા નિવારી,
દુરગતિ દુખ ભારી, શોક સતાપ વારી,
શ્રેણિ ક્ષપક સુધારી, કેવલાનત ધારી,
નમીએ નર નારી, જેહ વિશ્વોપકારી......૨
સમવસરણ બેઠા, લાગે જે જિનજી મીઠા,
કરે ગણુપ પઈઠા, ઈંદ્ર ચદ્રાદિ દિઠા,

દ્વાદશાંગી વરીઠ્ઠા, ગુંથતાં ટાળે રિઠ્ઠા,
ભવિજન હોય હિઠ્ઠા, દેખી પુન્યે ગરિઠ્ઠા.....૩
સુર સમકિતવંતા, જેહ ઋદ્ધે મહંતા,
જેહ સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા;
જિનવર સેવંતા, વિઘ્ન વારે દુરંતા,
જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા.....૪

ભાવાર્થ:-પહેલા શ્રી આદિનાથ જિનેશ્વર કે જેમની કાયા સોના જેવી છે. જેમની મરૂદેવી માતા છે. અને ચરણોમાં બળદનું લંછન છે. જેમણે જગતનો વ્યવહાર બતાવ્યો છે અને શુદ્ધ ચારિત્ર પાળ્યું છે. વળી કેવલજ્ઞાન રૂપી લક્ષ્મીના રાજા છે તેમજ મોક્ષ નગરમાં સિધાવ્યા છે. ૧

બધા માણસોને સુખ કરનાર, મોહ મિથ્યાત્વનો નાશ કરનાર, ખરાબ ગતિરૂપ મોટા દુઃખને તથા શોક અને સંતાપને મટાડનાર, ક્ષપકશ્રેણી વડે કેવલજ્ઞાન ધારણ કરનાર જે જગતના ઉપકારી છે. એવા ચોવીસે પ્રભુને હે નર અને નારી તમે નમસ્કાર કરો. ૨

સમવસરણમાં બેઠેલા સારી રીતે શોભતા જિનેશ્વર ઇંદ્રિ ચંદ્ર વગેરેના દેખતાં ગણધરોની સ્થાપના કરે છે. જે ગણધરો ઉપદ્રવ ટાળનાર બાર અંગરૂપ સિદ્ધાંત રચે છે, જે જોઈને પુણ્ય વડે ઉત્તમ ભવ્યજનો હર્ષિત થાય છે.

સમકિતને ધારણ કરનાર, ઋદ્ધિવડે કરીને મોટા અને સારા માણસોને શાંતિ આપનારા, વળી જિનેશ્વર ભગવંતની સેવા કરતાં દુઃખે જીતાય અને વિઘ્નોનો નાશ કરનાર એવા દેવ (શાસન રક્ષક) મારી ચિંતાને ટાળો. વળી ઉત્તમ એવા જિનેશ્વર ભગવંતની સ્તુતિ કરતા પદ્માવિજયજી મહારાજ કહે છે કે એ પ્રકારે મને પણ સુખ આપો.

બાળ ઘોરણ ૨ જુ. ] [ શ્રી સિદ્ધાચલજીનુ ચૈત્યવદન.

વિમલ કેવળજ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકર,
સુરરાજ સસ્તુત ચરણ પકજ, નમોં આદિ જિનેશ્વરં ૧
વિમળ ગિરિવર શૃગમડણ, પ્રવર ગુણ ગણ ભૂધર,
સુર અસુર કિન્નર કોડી સેવિત.. ....નમો૦..૨
કરતી નાટક કિન્નરી ગણુ, ગાય જિન ગુણ મનહર,
નિર્જરાવલિ નમે અહોનિશ નમો૦ ૩
પુડરિક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મનહર,
શ્રી વિમળગિરિવર શૃગ સિદ્ધા... નમો૦...૪
નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડીનત એ ગિરિવર,
મુક્તિ રમણી વર્યા રગે. નમો૦ ૫
પાતાળ નર સુર લોકમાહિ, વિમલ ગિરિવર તો પર;
નહિ અધિક તીરથ તીર્થપતિ કહે ...નમો૦ ૬
એમ વિમલગિરિવર શિખરમડણ, દુ ખવિહડણધ્યાઈએ,
નિજ શુદ્ધસત્તા સાધનાર્થ, પરમ જ્યોતિ નિપાઈએ...૭
જીત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદ સ્થિત જયકર,
ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકર.. ૮

ભાવાર્થ —નિર્મળ કેવળજ્ઞાન રૂપ લક્ષ્મી વડે કરીને સહિત અને ત્રણ ભુવનને હિતકારી તથા ઇદ્ર વડે સ્તુતિ કરાયેલ ચરણ કમળ છે જેમના એવા આદિનાથ જિનેશ્વરને નમસ્કાર થાઓ ૧

વિમલાચલ પર્વતના શિખરની શોભારૂપ અને ઉત્તમ ગુણોના સમૂહને ધારણ કરવામા પર્વત સમાન, ક્રોડો દેવ રાક્ષસ અને વ્યતર દેવો વડે સેવા કરાયેલ એવા આદિનાથ જિનેશ્વરને નમસ્કાર થાઓ ૨

અપ્સરાઓનો સમૂહ નાટક કરવા વડે કરીને જિનેશ્વર ભગવંતના મનોહર ગુણને ગાય છે, તથા દેવોનો સમૂહ જેને હંમેશાં નમસ્કાર કરે છે એવા આદિનાથને નમસ્કાર થાઓ. ૩

પુંડરિક ગણધર પાંચ કરોડ મુનિઓ સાથે મનોહર એવા વિમલાચલ પર્વતના શિખર ઉપર મોક્ષ પદ પામ્યા છે, ત્યાં રહેલા શ્રી આદિનાથ જિનેશ્વરને નમસ્કાર થાઓ. ૪

જે અનંત ક્રોડ શૂરા મુનિવરોએ આ પર્વતને સાધનરૂપ ગણી પોતાના સાધ્ય મોક્ષને સાધ્યું છે તથા જે મોક્ષરૂપી લક્ષ્મીને આનંદે પામ્યા છે, એવા આદિનાથ જિનેશ્વરને નમસ્કાર થાઓ. ૫

પાતાળલોક, મનુષ્યલોક, અને દેવલોકમાં પણ શત્રુંજય તીર્થ તો સૌથી ઉત્તમ છે તેનાથી વધારે સારૂં બીજું કોઈ તીર્થ નથી, એમ તીથકર ભગવંત પણ કહે છે. ત્યાં રહેલા આદિનાથ ભગવંતને નમસ્કાર થાઓ. ૬

એ પ્રકારે વિમલાચલ પર્વતના શિખરની શોભારૂપ અને દુઃખના નાશ કરનાર એવા આદિનાથપ્રભુનું પોતાના આત્માની શુદ્ધ સત્તાની સાધના માટે ધ્યાન કરીએ, તોજ ઉત્તમ આત્મ શક્તિ મેળવી શકીએ. ૭

જેણે મોહ, ક્રોધ, વિક્ષોભ અને નિદ્રાને જીતેલા છે, જે પરમ પદ-મોક્ષમાં રહેલા છે, જય કરનાર છે, વળી શત્રુંજય પર્વત ઉપર બીરાજેલા છે, અને જે સારી રીતે હિત કરનાર છે, એવા શ્રી આદિનાથ ભગવંતની હું સેવા કરવા તૈયાર થયો છું એમ પદ્મવિજયજી મહારાજ કહે છે. ૮

ભાલ ધારણ બીજું } [ શ્રી સિદ્ધાચળજીનુ સ્તવન
કન્યા ધારણ બીજુ }

વિમલાચલ નિતુ વંદિયે, કીજે એહની સેવા,
માનુ હાથ એ ધર્મનો, શિવતરૂ ફળ લેવા...વિ૦ ૧
ઉજ્જવલ જિનગૃહ મડલી, તિહા દીપે ઉત્તગા,
માનુ હિમગિરિ વિભ્રમે, આઈ અબર ગગા વિ૦ ૨
કોઈ અનેરૂ જગ નહિ, એ તીરથ તોલે,
એમ શ્રીમુખ હરિ આગળે, શ્રી સીમધર બોલે. વિ૦ ૩
જે સઘળા તીરથ કર્યાં, યાત્રા ફળ કહીએ,
તેહથી એ ગિરિ ભેટતા, શત ગણું ફળ લહીએ વિ૦ ૪
જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિ વદે,
સુજસ-વિજય સપદ લહે, તે નર ચિર નદે વિ૦ ૫

ભાવાર્થ:—વિમલાચલને હમેશા વદન કરીએ, અને એની સેવા કરીએ, મોક્ષરૂપી વૃક્ષનુ ફળ લેવાને માટે એ ધર્મરૂપી હાથ હોય એમ મને લાગે છે (હું માનુ છુ) ૧

શ્વેત અને ઉંચા એવા જિનમદિરોનો સમૂહ ત્યા શોભે છે તેથી હુ માનુ છુ કે હિમાલય પર્વતની ભ્રાંતિથી જાણે આકાશ ગગા ત્યા ન આવી હોય? ૨

શ્રી સીમધર સ્વામી પોતે જ ઇદ્ર આગળ કહે છે કે આખા જગતમા એ તીર્થ સમાન બીજુ કોઈ તીર્થ નથી ૩

બીજા અનેક તીર્થોની યાત્રા કરીને જે ફળ લઇએ તેના કરતા આ વિમલાચલની યાત્રા કરવાથી સો ગણું ફળ મળે છે ૪

જે મનુષ્ય આ ગિરિવરની યાત્રા કરે છે તેનો જન્મ સફળ છે તે યશ વિજયને સપત્તિ મેળવે છે, તથા લાંબો સમય આનદ પામે છે (એમ યશોવિજયજી મહારાજ કહે છે)

## આળ ઘોરણુ બીજું] [શ્રી પાર્શ્વજિન સ્તવન+(છંદ)

પાસ સંખેશ્વરા સાર કર સેવકાં, દેવ કાં એવડી વાર લાગે;
કોડી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે. ૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણુને આપ છોડો;
મુજ મહિરાણુ મંજુસમાં પેસીને,ખલકના નાથજી બંધ ખોલો.૨
જગતમાં દેવ જગદિશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઉંઘે
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મોંઘે. ૩
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તત્ક્ષણ ત્રિકમે તુજ સંભાર્યો
પ્રગટી પાતાલથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહનો ભયનિવાર્યો.૪

---

+આ સ્તવનની ઉત્પત્તિનું કારણુ નીચે પ્રમાણેઃ—

કોઇક ગામનો વિશાળ સંઘ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથની યાત્રા કરવા માટે નીકળ્યો. ગામની પાદરે તંબુ તાણ્યા. ત્યાર પછી ગાજતે વાજતે ચતુર્વિધ સંઘ પ્રભુ પાર્શ્વનાથની ચમત્કારી પ્રતિમાજીના દર્શન માટે દેરાસર પાસે આવી પહોંચ્યો. પરંતુ દેરાસરનાં દ્વાર બંધ હતાં અને દરવાજે ચોકી પહેરો હતો. કારણુ એ હતું કે તે ગામનો ઠાકોર પ્રતિમાજીને એક પેટીમાં પુરી રાખતો અને જે સોનામહોર આપે તેને જ દર્શન કરવા દેતો. સંઘે ઠાકોરને પેટી ખોલવા ઘણી વિનંતી કરી પણ ઠાકોરે કદાગ્રહ છોડયો નહિ.

આ વખતે સંઘે પોતાની સાથે આવેલા આ. ઉદયરત્નસૂરિજીને આ વિઘ્ન નિવારવા વિનંતી કરી, તે ઉપરથી સંઘનું વિઘ્ન ટાળવા સૂરિજીએ આ સ્તોત્ર વડે પાર્શ્વપ્રભુની સ્તુતિ કરી. તેમની ભકિત પ્રભાવથી પેટીના બંધ તુટી ગયા અને શ્વેતવર્ણી પાર્શ્વપ્રભુની પ્રતિમાના શ્રીસંઘે દર્શન કર્યા.

આદિ અનાદિ અરિહત તુ એક છે, દીનદયાળ છે કોણુ દૂજો,
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભવભ જનો એહ પૂજો ૫

ભાવાર્થ —હે સખેશ્વર પાર્શ્વનાથ પ્રભુ ! સેવકની સભાળ લે, હે દેવ આમા આટલી બધી ઢીલ કેમ થાય છે ? હે પ્રભુ કરોડો માણુસો બે હાથ જોડી આપના દરબારની આગળ ઉભેલા છે, અને આ ચાકર જેવા ઠાકોરો માન માગી રહ્યા છે. ૧

હે પાર્શ્વ પ્રભુ ! આપ હવે પેટીરૂપી પડદાનો ત્યાગ કરીને ઝટ પ્રગટ થાઓ, અને અસુરોના રાજા ધરણેન્દ્રને હુકમ કરો, એટલુ જ નહિ પણુ મારા હ્રદયરૂપ પેટીમા પ્રવેશ કરીને હે જગતના નાથ મારા કર્મરૂપી બધન ખોલી નાખો ૨

હે જગદીશ ! જગતમા તુ જ એક જાગતો દેવ છે, છતા આજ આમ કેમ ઉઘે છે ? જગતમા તેજ મોટા દાનેશ્વરી કહેવાય છે કે જે મોઘા દુષ્કાળમા પણુ દાન આપે છે ૩

હે પ્રભુ જ્યારે જરાસઘે જરા મૂકવાથી યાદવો ઉપર સકટ આવ્યુ અને જોરથી જરા ફેલાવા લાગી ત્યારે તેજ વખતે કૃષ્ણે તમને સભાર્યા અને પાતાળમાથી તરત જ પ્રગટ થઇ એક ક્ષણુમા તેમનો ભય નાશ કર્યો ૪

હે પ્રભુ ! આદિ કહુ, અનાદિ કહુ, અરિહત કહુ કે દીનદયાળ કહુ જે કહુ તે તુ એકજ છે બીજો તારી સમાન કોણુ છે ? માટે ઉદયરત્નમુનિ કહે છે કે સસારનો નાશ કરનાર એવા પ્રભાવિક શ્રી પાર્શ્વનાથ પ્રભુને પામીને તેની જ પૂજા કરો ૫

## પંડિત શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્ર પૂજા.

### આલ ધોરણ ૨ જું ]

ઢાળ પહેલી ] ગાથા

ચઉત્તિસે અતિસય જુઓ, વચનાતિસય જુત્ત;
સો પરમેસર દેખી ભવિ, સિંહાસન સંપત્ત. ૧

ઢાળ ]

સિંહાસન બેઠા જગભાણ, દેખી ભવિકજનં ગુણ મણિ ખાણ; જે દીઠે તુજ નિર્મળ નાણ, લહિયે પરમ મહોદય ઠાણ; કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરા ચરણ કમલ સેવે ચોસઠ ઇંદા; કુ૦ ૧ ચોવીશ વૈરાગી, ચોવીશ સોભાગી ચોવીશ જિણંદા. કુસુમાંજલિ મેલો આદિ જિણંદા.

( એમ કહી કુસુમાંજલિ ચડાવી પ્રભુના ચરણે પૂજા કરવી. )

ગાથા ]

જો નિય ગુણ પજ્જવ રમ્યો, તસુ અનુભવ એગત્ત;
સુહ પુગ્ગલ આરોપતાં, જો તસુ રંગ નિરત્ત. ૨

ઢાળ

જો નિજ આતમ ગુણ આનંદી, પુગ્ગલ સંગે જેહ અફંદી; જે પરમેસર નિજ પદ લીન, પૂજો પ્રભુ સો ભવ્ય અદીન; કુસુમાંજલિ મેલો શાંતિ જિણંદા. તો૦-કુ૦

[ કુસુમાંજલિ ચડાવી પ્રભુના જાનુએ પૂજા કરવી. ]

ગાથા ]

નિમ્મલ નાણ પયાસકર, નિમ્મલ ગુણ સંપન્ન;
નિમ્મલ ધમ્મોવએસકર, સો પરમપ્પા ધન્ન. ૩

ઢાળ ]

લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી, પરમાનંદ તણી નિસાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી, કુસુમાજલિ મેલો નેમ જિણંદા–તો૦ કુ૦

( કુસુમાજલિ ચડાવી પ્રભુના બે હાથે પૂજા કરવી )

ગાથા ]

જે સિજ્ઝ સિજ્ઝંતિ જે, સિજ્ઝસંતિ અણંત,
જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિહંત .૪

ઢાળ ]

શિવસુખ કારણ જેહ ત્રિકાળે, સમ પરિણામે જગત નિહાળે, ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇન્દ્રાદિક જસુ ચરણ પખાળે, કુસુમાજલિ મેલો પાસ જિણંદા–તો૦–કુ૦

( કુસુમાજલિ ચડાવી પ્રભુના ખભાએ પૂજા કરવી )

ગાથા ]

સમ્મદિટ્ઠિ દેશ જય, સાહુ સાહુણી સાર,
આચારિજ ઉવજ્ઝાય મુણી, જો નિમ્મલ આધાર ૫

ઢાળ ]

ચઉવિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું, વિવિહ કુસુમ વર જાતિ ગહેવી, તસુ ચરણે પ્રણમંત ઠવેવી, કુસુમાજલિ મેલો વીર જિણંદા–તો૦ કુ૦

( કુસુમાજલિ ચડાવી પ્રભુના મસ્તકે પૂજા કરવી )

પછી હાથમા ચામર લઈ ભગવતની ઉપર ઢાળતા નીચે મુજબ સ્નાત્ર ચોથી ઢાળ સુધી કહેવું

( અક્ષત લઇને ઉભા રહેવુ એવી પણ વિધિ છે )

વસ્તુછંદ ]

સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ; કલ્યાણુક વિહિ સંઠવિય, કરિસ ધમ્મ સુપવિત્ત; સુંદર સય ઇગ સત્તરિ તિથ્થંકર, એક સમય વિહરંતિ મહીયલ; ચવણ સમય ઇગવીસ જિણ, જમ્મ સમય ઇગવીસ; ભત્તીય ભાવે પૂજીયા, કરો સંઘ સુજગીસ. ૧

ઢાળ બીજી ]

( એક દિન અચિરા હુલરાવતી )—એ દેશી.

ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિન ભકિત પ્રમુખ ગુણ પરિણમ્યા, તજી ઇંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના. ૧ અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા; સવિ જીવ કરું શાસન રસી, ઇસી ભાવ દયા મન ઉલ્લસી. ૨. લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિન પદ નિર્મલું; આયુ બંધ વચ્ચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગ તે થિર ધરી. ૩. ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ ઐરવતેજ સાર; મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્ય ખંડે અવતરે જિન નિધાન. ૪

ઢાળ ત્રીજી ] [ સુપનાની દેશી

પુણ્યે સુપનહ દેખે, મન માંહે હર્ષ વિશેષે; ગજવર ઉજ્વલ સુંદર, નિર્મલ વૃષભ મનોહર. ૧. નિર્ભય કેસરી સિંહ, લક્ષ્મી અતિહી અબીહ; અનુપમ ફૂલની માળ, નિર્મળ શશી સુકુમાર. ૨. તેજે તરણી અતિ દીપે, ઇંદ્ર ધ્વજા જગ પૂરણ ઝીપે; પૂરણ કળશ પંડુર, પદ્મ સરોવર પુર. ૩ અગ્યારમે રયણાયર, દેખે માતા ગુણ સાયર; બારમે ભુવન

વિમાન, તેમ અનુપમ રત્ન નિધાન. ૪ અગ્નિ શિખા નિર્ધુમ, દેખે માતાજી અનુપમ, હરખી રાયને ભાખે, રાજા અરથ પ્રકાશે ૫ જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર, ઈંદ્રાદિક જસુ નમશે, સકળ મનોરથ ફળશે. ૬

વસ્તુ છંદ ]

પુણ્ય ઉદય પુણ્ય ઉદય, ઉપના જિનનાથ, માતા તવ રયણી સમે, દેખી સુપન હરખતી જાગીય, સુપન કહી નિજ કંતને, સુપન અરથ સાંભળો સોભાગીય, ત્રિભુવન તિલક મહા ગુણી, હોશે પુત્ર નિધાન, ઈંદ્રાદિક જસુ પાય નમી, કરશે સિદ્ધિ વિધાન. ૧

ઢાળ ચોથી ] [ ચંદ્રાવળાની દેશી.

મોહનગપતિ આસન કંપીયો, દેઈ અવધિ મન આણંદીયો; નિજ આતમ નિર્મળ કરણ કાજ, ભવજળ તારણ પ્રગટયો જહાજ ૧ ભવ અટવી પારગ સથ્થવાહ, કેવળ નાણાઈય ગુણ અગાહ, શિવ સાધન ગુણ અંકુરો જેહ, કારણ ઉલટયો આષાઢી મેહ. ૨ હરખે વિકસી તવ રોમરાય, વલયાદિકમાં નિજ તનુ ન માય; સિંહાસનથી ઊઠયો સુરિંદ, પ્રણમંતો જિન આણંદ કંદ ૩ સગ અડ પય સામો આવી તથ્થ, કરી અંજલિય પ્રણમીય મથ્થ, મુખે ભાખે એ ધન્ન આજ સાર, તિથ લોય પહુ દીઠો દીદાર ૪ રે રે નિસુણો સુરલોય દેવ, વિષયાનલ તાપિત તુમ સદૈવ; તસુ શાંતિ કરણ જલધર સમાન, મિથ્યા વિષ ચૂરણ ગરુડ સમાન ૫ તે દેવ સકળ તારણ સમથ્થ, પ્રગટયો તસુ પ્રણમી હુવો સનાથ, એમ જંપી શક્રસ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખે સુણેવિ ૬

આવે તવ રંભા ગીત ગાન, સુરલોક હુવો મંગળ નિધાન; નરક્ષેત્રે આરજ વંશ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ.૭ પિતા માતા ઘરે ઉત્સવ અશેષ, જિન શાસન મંગલ અતિવિશેષ; સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમ અર્થી જનને ઉમંગ. ૮ શુભ વેળા લગ્ને તીર્થનાથ, જનમ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ; સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઇ વધાઇ થઇ અતીવ. ૯

(અહીં ચોખાથી પ્રભુને વધાવવા. પછી ત્રણ ખમાસમણ દઇ જગચિંતામણિનું ચૈત્યવંદન કરી જંકિંચિ-નમુત્થુણં વગેરે કહી જય વીયરાય સૂત્રમાં આભવમખંડા એ પદ સુધી ચૈત્યવંદન કરવું. પછી ઉભા થઇ હાથ ધોઇ એક નવકાર ગણીને કળશને ધૂપ દઇ હાથમાં રાખવો.)

ઢાળ પાંચમી ] [ કળશ.

શ્રી તીર્થપતિનું કળશ મજ્જન, ગાઇએ સુખકાર; નરખિત્ત મંડણ દુહવિહંડણ, ભવિક મન આધાર; તિહાં રાવ રાણા હર્ષ ઉત્સવ; થયો જગ જયકાર; દિશિ કુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર. ૧ નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણ છંદ; જિન જનની પાસે આવી પહોતી, ગહગહતી આણંદ; હે માય! તેં જિનરાજ જાયો, શુચિ વધાયો રમ્મ; અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશું સૂઇ કમ્મ. ૨ તિહાં ભૂમિશોધન દીપ દર્પણ, વાય વીંજણ ધાર; તિહાં કરીય કદલી ગેહ જિનવર, જનની મજ્જનકાર; વર રાખડી જિનપાણિ બાંધી, દીયે એમ આશીષ; જુગ કોડાકોડી ચિરંજીવો, ધર્મદાયક ઇશ. ૩

ઢાળ છઠ્ઠી ] [ એકવીશાની દેશી

જિણુ રયણીજી, દશ દીશિ ઉજ્જવલતા ધરે, શુભ લગ્નેજી, જોતિષ ચક્ર તે સંચરે, જિન જન્મ્યાજી, જેણે અવસર માતા ઘરે, તેણે અવસરજી, ઇંદ્રાસન પણ થરહરે

ત્રુટક ]

થરહરે આસન ઇંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો, જિન જન્મ ઉત્સવ કાળ જાણી, અતિહી આનંદ ઉપન્યો, નિજ સિદ્ધિ સંપત્તિ હેતુ જિનવર, જાણી ભકતે ઉમ્મહ્યો, વિકસિત વદન પ્રમોદ વધતે, દેવનાયક ગહગહ્યો ૧

ઢાળ ]

તવ સુરપતિજી, ઘંટાનાદ કરાવ એ, સુર લોકેજી, ઘોષણા એહ દેવરાવ એ, નરક્ષેત્રેજી, જિનવર જન્મ હુઓ અછે, તસુ ભગતેજી, સુરપતિ મંદર ગિરિ ગછે

ત્રુટક ]

ગચ્છેતિ મંદર શિખર ઉપર, ભુવન જીવન જિન તણો, જિન જન્મ ઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુર ગણો, તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મળ, દેવાધિદેવ નિહાળના, આપણા પાતક સર્વ જાશે, નાથ ચરણ પખાળતા—૨

ઢાળ ]

એમ સાંભળીજી, સુરવર કોડી બહુ મલી, જિન વંદનજી, મંદરગિરિ સામા ચલી, સોહમપતિજી, જિન જનની ઘર આવિયા, જિન માતાજી, વંદી સ્વામી વધાવિયા

( અહીં અક્ષતથી વધાવવા )

ત્રુટક ]

વધાવીયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃતપુણ્ય એ,

ત્રૈલોક્ય નાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ;
હે જગત જનની ! પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી;
ઉત્સંગ તુમચે વલીય થાપીશ, આતમા પુણ્યે ભરી–૩

ઢાળ ]

સુર નાયકજી, જિન નિજ કર કમળે ઠવ્યા, પંચ રૂપેજી;
અતિશે મહિમાયે સ્તવ્યા; નાટક વિધિજી, તવ બત્રીસ
આગળ વહે; સુર કોડીજી, જિન દર્શનને ઉમ્મહે.

ત્રુટક ]

સુર કોડાકોડી નાચતી વળી, નાથ શુચિ ગુણ ગાવતી;
અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી; જયો જયો
તું જિનરાજ જગગુરૂ; એમ દે આશીષ એ; અમ પ્રાણ
શરણ આધાર જીવન, એક તું જગદીશ એ.–૪

ઢાળ ]

સુર ગિરિવરજી, પાંડુક વનમેં ચિહું દિશે; ગિરિ શિલા
પરજી, સિંહાસન સાસય વસે; તિહાં આણીજી, શક્રે જિન
ખોલે ગ્રહ્યા; ચોસઠેજી, તિહાં સુરપતિ આવી રહ્યા.

ત્રુટક ]

આવીયા સુરપતિ સર્વ ભકતે, કળશ શ્રેણી બનાવ એ;
સિદ્ધાર્થ પમુહા તીર્થ ઓષધિ, સર્વ વસ્તુ અણાવ એ;
અચ્ચુઅપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડાકોડીને; જિન
મજ્જનારથ નીર લાવો, સવે સુર કર જોડીને–૫

ઢાળ સાતમી ]

( શાંતિને કારણે ઇંદ્ર કળશા ભરે—એ દેશી. )

આત્મ સાધન રસી, દેવ કોડી હસી, ઉલ્લસીને ધસી

ખીર સાગર દિશી, પઉમદહ આદિ દહ ગંગ પમુહા નઈ, તીર્થ જલ અમલ લેવા, ભણી તે ગઈ ૧ જાતિ અડ કળશ કરી સહસ અઠોત્તરા, છત્ર ચામર સિંહાસન શુભતરા, ઉપગરણ પુષ્ફ ચંગેરી પમુહા સવે, આગમે ભાખીયા તેમ આણી ઠવે ૨ તીર્થ જળ ભરિય કર કળશ કરી દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિ રતા, તિરિય નર અમરને હર્ષ ઉપજાવતા, ધન્ય અમ્હ શક્તિ શુચિ ભક્તિ એમ ભાવતા ૩ સમકિત બીજ નિજ આત્મ આરોપતા, કળશ પાણી મિષે ભક્તિ જળ સિંચતા, મેરૂ સિહરોવરે સર્વ આવ્યા વહી, શક્ર ઉત્સંગ જિન દેખી મન ગહગહી ૪

હંહો દેવા હંહો દેવા અણાઇ કાલો, અદિઠ્ઠ પુંવો તિલોય તારણો તિલોય બંધુ, મિચ્છત્ત મોહ વિદ્ધંસણો, અણાઈ તિણ્હા વિણાસણો, દેવાહિ દેવો દિઠ્ઠ બોહિય કામેહી

ઢાળ )

એમ પભણુંત વણ ભવણ જોઇસરા, દેવ વેમાણિયા ભત્ત ધમ્માયરા, કેવિ કપ્પટ્ઠિયા કેવિ મિત્તાણુગા, કેવિ વર રમણી વયણેણ અઇઉચ્છુગા–૬

વસ્તુ છંદ )

તત્થ અચ્ચુઅ તત્થ અચ્ચુઅ ઇંદ આદેસ, કર જોડી સવિ દેવગણ લેય કળશ આદેશ પામિય, અદ્ભુત રૂપ સ્વરૂપ જુએ, કહણ ઇંહ ઉચ્છંગે સામિય, ઇંદ્ર કહે જગતારણો, પારગ અમ પરમેસ, નાયક દાયક ધમ્મ નિહિ, કરીએ તસુ અભિષેસ–૭

( એમ કહી કળશમાંથી અડધું જળ નામવું )

ઢાળ આઠમી ]

તીર્થ કમલદલ ઉદક ભરીને—એ દેશી

પૂરણ કળશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે; આતમ નિર્મળ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે; અચ્યુતાદિક સુરપતિ મજ્જન, લોકપાળ લોકાંત, સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત-૧

ગાથા ]

તવ ઇસાણ સુરિંદો, સક્કં પભણેઇ, કરઇ સુપસાઓ; તુમ અંકે મહણ્ણાહો, પણ મિત્તં અમ્હ અપ્પેહર તાસિકિંદો પભણેઈ, સાહમ્મી વચ્છલંમિ બહુ લાહો; આણા એવં તેણં, ગિણ્હિહુવ્વો ઉચ્છયથ્થાભો-૩

(સર્વ સ્નાત્રિયા કળશ ઢાળી નીચે પ્રમાણે પાઠ કહે.)

ઢાળ )

સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ; કરિય વિલેપન પુષ્પમાળ ઠવી, વર આભરણ અભંગ; તવ સુરવર બહુ જય જય રવ કરી, નાચે ધરી આણંદ; મોક્ષ માર્ગ સારથપતિ પામ્યો, ભાંજશું હવે ભવફંદ. ૪ કોડિ બત્રીશ સોવન ઉવારી, વાજંતે વરનાદે; સુરપતિ સંઘ અમરશ્રી પ્રભુને, જનનીને સુપ્રસાદે; આણી થાપી એમ પયંપે, અમે નિસ્તરિયા આજ; પુત્ર તુમારો ધણી હમારો, તારણ તરણ જહાજ. ૫ સાત જતન કરી રાખજો એહને; તુમ સુત અમ આધાર; સુરપતિ ભક્તિ સહિત નંદીશ્વર, કરે જિન ભક્તિ ઉદાર; નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં

પ્રભુ ગુણ સાર, દીક્ષા કેવળજ્ઞાન કલ્યાણક, ઈચ્છા ચિત્ત મઝાર ૬ ખરતર ગચ્છ જિન આણા રંગી, રાજ સાગર ઉવજ્ઝાય, જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂ તણે સુપસાય, દેવચંદ્ર જિનભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ, બોધિબીજ અંકુરો ઉલસ્યો, સંઘ સકળ આનંદ ૭

કળશ ) ( રાગ વેળાવલ

એમ પૂજા ભગતે કરો, આતમ હિત કાજ, તજિય વિભાવ નિજ ભાવમે, રમતા શિવરાજ એમ૦ ૧ કાળ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ, સંપઈ સીમંધર પ્રભુ, કેવળ નાણ દિણંદ એમ૦ ૨ જન્મ મહોચ્છવ એણી પરે, શ્રાવક રૂચિવંત, વિરચે જિન પ્રતિમા તણો, અનુમોદન ખંત. એમ૦૩ દેવચંદ્ર જિન પૂજના, કરતા ભવપાર, જિન પડિમા જિન સારખી, કહી સૂત્ર મોઝાર એમ૦ ૪

(પછી પ્રભુજીને શુદ્ધ જળથી પ્રક્ષાલન કરી, અંગ-લુહણા ત્રણ કરી, કેશર ચંદનથી પૂજા કરી, પુષ્પ ચડાવી, ધૂપ કરી, અક્ષત ફળ, નૈવેદ્ય મૂકી આરતી તથા મંગળદીવો ઉતારવો ) સમાપ્ત

રાજ૦ ધોરણ બીજું } વિભાગ–અ } { માર્ગાનુસારીના { ૩૫ બોલ.

૧ ન્યાય સંપન્ન વિભવ—ન્યાયથી ધન મેળવવુ—સ્વામિ દ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસીને ઠગવું, ચોરી કરવી, થાપણ ઓળવવી વિગેરે નિંદવા યોગ્ય કામનો ત્યાગ કરીને ધન મેળવવું તે

૨ **શિષ્ટાચાર પ્રશંસા**—ઉત્તમ પુરૂષોના આચરણનાં વખાણ કરવાં.

૩ સરખા કુળાચારવાળા પણ અન્ય ગોત્રી સાથે વિવાહ કરવો.

૪ પાપ કામથી ડરવું.

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્ત્તવું.

૬ **કોઇનો અવર્ણવાદ બોલવો નહીં**—કોઇની નિંદા કરવી નહિ.

૭ જે ઘરમાં પેસવા નિકળવાના અનેક રસ્તા ન હોય તથા જે ઘર અતિ ગુપ્ત અને અતિ પ્રગટ ન હોય અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.

૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી.

૯ **માતા તથા પિતાની પૂજા કરવી**—તેમનો સર્વ રીતે વિનય સાચવવો અને તેમને પ્રસન્ન રાખવા.

૧૦ **ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો**—લડાઇ, દુકાળ, વગેરે અડચણવાળાં ઠેકાણાં છોડવાં.

૧૧ **નિંદિત કામમાં ન પ્રવર્તવું**—નિંદવા યોગ્ય કાર્યો ન કરવાં.

૧૨ **આવક પ્રમાણે ખરચ રાખવો**—કમાણી પ્રમાણે ખરચ કરવો.

૧૨ **ધનને અનુસરતો વેષ રાખવો**—પેદાશ પ્રમાણે પોશાક રાખવો.

૧૪ **આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવવા, તે આઠ ગુણનાં નામ.**

૧ શાસ્ત્ર સાભળવાની ઇચ્છા ૨ શાસ્ત્ર સાભળવું ૩ તેનો અર્થ સમજવો ૪ તે યાદ રાખવો, ૫ ઉહ=તેમા તર્ક કરવો તે સામાન્ય જ્ઞાન. ૬ અપોહ= વિશેષ જ્ઞાન ૭ ઉહાપોહથી સદેહ ન રાખવો ૮ જ્ઞાન=આ વસ્તુ આમ જ છે એવો નિશ્ચય કરવો

૧૫ નિત્ય ધર્મને સાભળવો જેથી બુદ્ધિ નિર્મળ થાય

૧૬ પહેલા જમેલું ભોજન પચી જાય ત્યાર પછી નવું ભોજન કરવુ

૧૭ જ્યારે ખરી ભૂખ લાગે ત્યારે ખાવું, પણ એકવાર ખાધા પછી તરત જ મીઠાઈ વગેરે આવેલું જોઈ લાલચથી તે ખાવું નહી કારણ કે અપચો થાય

૧૮ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધવા

૧૯ અતિથિ તથા ગરીબને અન્નપાનાદિ આપવુ

૨૦ નિરતર અભિનિવેષ રહિત રહેવુ—કોઇને પરાભવ કરવાના પરિણામ કરી અનીતિથી કામનો આરભ કરવો નહીં તે

૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરવો—તેમનું બહુમાન કરવું

૨૨ નિષિદ્ધ દેશકાળનો ત્યાગ કરવો—રાજા તથા લોકોએ નિષેધ કરેલા દેશકાળમા જવું નહિ

૨૩ પોતાની શક્તિને અનુસરીને કામનો આરભ કરવો—પોતાની શક્તિ હોય તે પ્રમાણે કામ આરભવું

૨૪ પોષણ કરવા યોગ્ય જેવા કે માતાપિતા સ્ત્રી પુત્રાદિકનું ભરણ પોષણ કરવું

૨૫ વ્રતને વિષે રહેલા તથા જ્ઞાને કરી મોટા એવા પુરૂષોને પૂજવા.

૨૬ દીર્ઘદર્શી—કોઇપણ કામ કરતાં લાંબી દૃષ્ટિ ફેરવી તેનાં શુભાશુભ ફળનો તપાસ કરી ચાલવું.

૨૭ વિશેષજ્ઞ—દરેક વસ્તુનો તફાવત સમજી પોતાના આત્માના ગુણદોષનો તપાસ કરવો.

૨૮ કૃતજ્ઞ (કર્યા કામનો જાણ)—કરેલ ઉપકારને તથા અપકારને સમજનાર.

૨૯ લોકપ્રિય—વિનિયાદિ ગુણે કરી લોકપ્રિય થવું.

૩૦ લજ્જાળુ (લાજવાળો)—લાજમર્યાદામાં રહેવું.

૩૧ દયાળુ—દયાભાવ રાખવો.

૩૨ સુંદર આકૃતિવાન—ક્રૂર આકૃતિનો ત્યાગ કરી શરીરનો સુંદર આકાર રાખવો.

૩૩ પરોપકારી—પરનો ઉપકાર કરવો.

૩૪ અંતરંગારિજિત—કામ, ક્રોધ, લોભ, માન, મદ તથા હર્ષ એ છ અંતરંગ વેરીને જીતવા.

૩૫ વશીકૃતેંદ્રિયગ્રામ—ઇંદ્રિયોના સમૂહને વશ કરવા. સર્વે ઇંદ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરવો.

## પોષધને લગતી વિધિઓ.

### ૧. દિવસના પોસહવાળાને ઉપયોગી ઉપકરણ.

૧ મુહપત્તિ, ૨ કટાસણું, ૩ ચરવળો, ૪ શુદ્ધ ધોતીયું, ૫ ખેસ, ૬ માતરીયું-ધોતીયું, ૭ કંદોરો, ૮ જરૂર હોયતો ખોળીયું, ૯ પુંજણી, ૧૦ માત્રા માટે કુંડી, ૧૧ ઝાડા પેશાબ માટે શુદ્ધભૂમિ, ૧૨ શુદ્ધિ માટે પાણી, ૧૩ કામળી.

## ૨. રાત્રિપોસહવાળાને વધારેના ઉપકરણ

૧ કામળીઓ, ૨ સથારીયુ, ૩ ઉત્તરપટ્ટો સુતરાઉ, ૪ રૂના બે કુડળ, ૫ ડંડાસણ, ૬ ચૂનો નાખેલુ પાણી, ૭ જગલ જવું પડે તો લોટો

ઉપર સિવાય કોઇપણ વધારે ઉપકરણની જરૂર પડે તો ગુરૂ મહારાજની આજ્ઞા લઇ યાચી પડિલેહણ કરી વાપરી શકાય

## પોસહ (પૌષધ) લેવાનો વિધિ.

પ્રથમ ખમાસમણ દઇ ઇરિયાવહિ૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી લોગસ્સ (ચંદેસુ નિમ્મલયરા સુધી) અગર ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પાળી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દઇ, ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! પોસહ મુહપત્તિ પડિલેહુ? ઇચ્છ, કહી મુહપત્તિ (૫૦ બોલથી) પડિલેહવી પછી ખમાસમણ દઇ, ઇચ્છાકારેણ સદિસહ ભગવન્ પોસહ સદિસાહુ? ઇચ્છ, કહી ખમાસમણ દઈ, ઇચ્છાકારેણ સદિસહ ભગવન્ પોસહ ઠાઉ? ઇચ્છ કહી, બે હાથ જોડી એક નવકાર ગણી, ઇચ્છકારી ભગવન્ પસાય કરી પોસહ દંડક ઉચ્ચરાવોજી, કહી, ગુરૂ અથવા વડીલ "કરેમિ ભંતે પોસહ" થી પોસહ દંડક ઉચ્ચરાવે

પછી ખમાસમણ દઈ ઇચ્છા૦ સદિ૦ ભગ૦ સામાયિક મુહપત્તિ પડિલેહુ? ઇચ્છ, કહી મુહપત્તિ પડિલેહી, ખમા૦ દઈ ઇચ્છાકારેણ સદિસહ ભગવન્ સામાયિક સદિસાહુ? ઇચ્છ, કહી, ખમા૦ દઈ ઇચ્છા૦ સદિ૦ ભગ૦ સામાયિક ઠાઉ? ઇચ્છ, કહી બે હાથ જોડી એક નવકાર ગણી

"ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી." એમ કહેવું. અહિં ગુરૂ યા વડીલ 'કરેમિ ભંતે સામાઇયં૦' નો પાઠ કહે. તેમાં 'જાવનિયમં' ને બદલે 'જાવ પોસહં' બોલવું. પછી, ખમા૦ દઈ, "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ બેસણે સંદિસાહું? ઇચ્છં" કહી, ખમા૦ દઈ 'ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ બેસણે ઠાઉં? ઇચ્છં. કહી 'ખમા૦ દઈ,' ઇચ્છા૦ સં૦ ભ૦ 'સજઝાય સંદિસાહું?' 'ઇચ્છં,' કહી ખમા૦ દઇ ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ સજઝાય કરું? 'ઇચ્છં' કહી ત્રણ નવકાર ગણવા, પછી, ખમા૦ દઈ, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ બહુવેલ સંદિસાહું?" 'ઇચ્છં' કહી, ખમા૦ દઈ, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ બહુવેલ કરશું? 'ઇચ્છં.' કહી,

## પૌષધમાં પડિલેહણ કરવાનો વિધિ.

પછી ખમા૦ દઈ, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ પડિલેહણ કરૂં?' 'ઇચ્છં" કહીને મુહપત્તિ વિગેરે પાંચ વાનાં પડિલેહવાં, [પોસહ લીધા અગાઉ ઘેર અથવા ઉપાશ્રયે પડિલેહણ કર્યું હોય તેણે અહીં, તથા ઉપધિ સંબંધી આદેશ વખતે માત્ર મુહપત્તિજ પડિલેહવી] (મુહપત્તિ ૫૦ બોલથી, ચરવળો ૧૦ બોલથી, કટાસણું ૨૫ બોલથી, સૂતરનો કંદોરો ૧૦ બોલથી અને ધોતીયું ૨૫ બોલથી પડિલેહવું.) પછી ઇરિયાવહિ પડિક્કમી; ખમાસમણ દઈ "ઇચ્છકારી ભગવન્! પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી?" એમ કહી; વડીલ (બ્રહ્મચર્યવ્રત ધારી) નું અણપડિલેહ્યું એક વસ્ત્ર (ઉત્તરાસણ) પડિલેહવું× પછી

×'અહિં'થી આગળના આદેશ સ્થાપનાચાર્યજીનું પડિલેહણ થયા પછી માગી શકાય.

ખમા૦ દઇ, ઈચ્છા૦ સ દિ૦ ભગ૦ "ઉપધિ મુહુપત્તિ પડિલેહુ ?" 'ઈચ્છ' કહી, મુહુપત્તિ પડિલેહવી પછી ખમા૦ દઈ, ઇચ્છા૦ સ દિ૦ ભગ૦ "ઉપધિ સ દિસાહુ ?" 'ઇચ્છ', કહી, ખમા૦ દઇ, ઇચ્છા૦ સ૦ ભગ૦ "ઉપધિ પડિલેહુ ?" 'ઈચ્છ' કહીને, પૂર્વે પડિલેહતા બાકી રહેલ ઉત્તરાસણુ, માત્રુ કરવા જવાનુ વસ્ત્ર (અને રાત્રિ પોસહ કરવો હોય તો કામળી) વગેરે તમામ ૨૫-૨૫ બોલથી પડિલેહવા, પછી એક જણે દડાસણુ જાચી લેઇ, તેને પડિલેહી, ઇરિયાવહી પડિક્કમીને કાજો લેવો કાજો શુદ્ધ કરીને એટલે તપાસીને ત્યાજ સ્થાપનાચાર્યની સન્મુખ ઉભા રહીને, ઇરિયાવહી પડિક્કમવા પછી કાજો જોઇ યથાયોગ્ય સ્થાને 'અણુજાણુહ જસ્સુગ્ગહો' કહી પરઠવવો પરઠવ્યા પછી ત્રણ વાર 'વોસિરે વોસિરે' કહેવુ પછી મૂલ સ્થાનકે આવીને સૌ સાથે દેવ વાદવા અને સજ્ઝાય કરવી

## પડિલેહણુ કરવાનો વિધિ

(આ વિધિ-પૌષધ લીધા પહેલા, જેને પડિલેહણુ કરવુ હોય તેને માટે, તથા વિધિ સહિત ઓળી વગેરે કરનારાઓ માટે છે)

પ્રથમ ઈરિયાવહી પડિક્કમીને ખમાસમણુ દઇ 'ઇચ્છા૦ સ દિ૦ ભગ૦ પડિલેહણુ કરૂ ?' 'ઈચ્છ' કહી, ઉભડક પગે બેસી, મુહપત્તિ, ચરવળો, કટાસણુ વગેરે સઘળા વસ્ત્રની એકી સાથે પૂર્વે કહ્યા તેટલા બોલથી પડિલેહણા કરવી પછી દડાસણુ પડિલેહી, ઈરિયાવહી પડિક્કમી, કાજો લઈ, શુદ્ધ

ફરી, ત્યાંજ ઈરિયાવહી પડિક્કમીને પૂર્વોક્ત વિધિ પૂર્વક કાજો પરઠવવો.

ત્યારપછી પૂર્વોક્ત વિધિએ પોસહ લેવો. પણ તેમાં પડિલેહણા કરવી નહીં, 'તથા કાજો પણ લેવો નહિં; પરંતુ પડિલેહણના આદેશ તો જરૂર ફરીથી માંગી લેવા, અને તેમાં ફક્ત મુહપત્તિ પડિલેહવી. છેવટે વિધિ કરતાં જે કાંઈ અવિધિ થયો હોય તેનો 'મિચ્છામિ દુક્કડ' દઈને દેવ વાંદવા અને 'મન્હજિણાણં'ની સજ્ઝાય કહેવી.

## પૌષધમાં-પ્રતિક્રમણ

પૌષધ લીધા પછી, રાઇઅ પ્રતિક્રમણ બાકી હોય તો, છેવટે દેવ વાંદ્યા પહેલાં તે કરવું. પરન્તુ ( જો સવારમાં ઉઠીને પોસહ લીધા પહેલાં પ્રતિક્રમણ કરી લીધું હોય તો ફરીથી પ્રતિક્રમણ કરવાની જરૂર નથી.) પૌષધ લીધા પછી પ્રતિક્રમણ કરતાં-નીચેની સૂચનાઓ ખાસ ધ્યાનમાં રાખવી.

૧. પ્રથમ, ઇરિયાવહી પડિક્કમી, 'કુસુમિણ'ના કાઉસ્સગ્ગથી શરૂઆત કરવી. (અહીં સામયિક લેવાની કે સામાયિક પારવાની જરૂર નથી. )

૨. 'સાત લાખ' અને 'અઢાર પાપસ્થાનક'ને બદલે 'ગમણાગમણે૦' આલોવવા.

૩. કરેમિભંતે૦ માં 'જાવ નિયમં' ને બદલે 'જાવ-પોસહં' બોલવું.

૪ અડ્ઢાઈજ્જેસુ૦ પહેલા-નમુત્થુણં કહ્યા પછી ખમાસમણ દઈ, ઈચ્છા૦સંદિ૦ભ૦ બહુવેલ સંદિસાહું ? (ગુરૂ-

સદિસહ) ઈચ્છ કહી બીજું ખમાસમણુ દઇ, ઈચ્છાં૦ સદિં૦ભગ૦ બહુવેલ કરશું? (ગુરુ–કરજો.) ઈચ્છ કહી, પછી, ચાર ખમાસમણુ પૂર્વક ભગવાનાદિ ચારને વાંદી અઠ્ઠાઇજ્જેસુ૦ કહેવું (પ્રતિક્રમણ કર્યા પછી પડિલેહણની શરૂઆત કરવી,

## અથ દેવ વાદવાનો વિધિ

પ્રથમ ખમાસમણુ દઈ, ઈરિયાવહિયા (લોગસ્સ સુધી) પડિક્કમી, ઉત્તરાસણુ નાખીને ખમા૦ દઇ૦ ઇચ્છા૦ સદિં૦ ભગ૦ "ચૈત્યવદન કરૂ ? ઈચ્છ, કહી ચૈત્યવદન કરી, નમુત્થુણ૦અને 'જય વીયરાય૦' 'આભવમખંડા' સુધી કહી, ખમા૦ દઇ, બીજું ચૈત્યવદન કરી, નમુત્થુણુ૦ કહી યાવત્ ચાર થોઈઓ કહેવી. પછી નમુત્થુણુ૦ કહીને બીજી વાર ચાર થોઈઓ કહેવી પછી નમુત્થુણુ૦ કહી બે જાવતિ૦ કહી, (ઉવસગ્ગહર અથવા બીજું) સ્તવન કહેવું અને જય વીયરાય૦ અર્ધા (આભવમખંડા સુધી) કહેવા પછી ખમા૦ દઈ ચૈત્યવદન કરી, નમુત્થુણુ૦ કહીને જયવીયરાય૦ સંપૂર્ણ કહેવા, પછી ખમા૦ દઇ, 'અવિધિ આશાતના માટે' મિચ્છામિ દુક્કડં કહેવું

## સજઝાય કરવાનો વિધિ.

પ્રભાતના દેવવંદનમા છેવટે (મન્હ જિણાણુ)ની સજ્ઝાય કહેવી. (બપોરે તથા સાંજે ન કહેવી.) તે સજ્ઝાયને માટે, એક ખમા૦ દઇ, "ઈચ્છા૦ સદિં૦ ભગ૦ સજ્ઝાય કરૂ ? ઈચ્છ" કહી, નવકાર ગણી, ઉભડક પગે બેસી, એક જણુ

'મન્હ જિણાણું'ની સજ્ઝાય કહે; (ત્યારપછી નવકાર ન ગણવો.) પછી ખમા૦ દઇ,'અવિધિ આશાતના માટે મિચ્છામિ દુક્કડં' કહેવું.

## બહુપડિપુન્ના પોરિસિનો વિધિ.

હવે, છ ઘડી દિવસ ચડયા પછી પોરસી ભણાવવી, તેનો વિધિ-પ્રથમ, ખમા૦ દઇ, "ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ બહુપડિપુન્ના પોરિસિ ?" (ગુરુ કહે 'તહત્તિ') પછી, ખમા૦ દઇ, ઇરિયાવહિયા૦ પ્રગટ લોગસ્સ પર્યન્ત પડિક્કમી, ખમા૦ દઇ, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ પડિલેહણ કરું ? (ગુરૂ-કરેહ) ઇચ્છં" કહીને મુહપત્તિ (૫૦ બોલથી) પડિલેહવી.

ત્યારપછી ગુરુ હોય તો તેમની સમક્ષ રાઇય-મુહપત્તિ પડિલેહવી, તેનો વિધિ આ પ્રમાણે--

## રાઇય મુહપત્તિ પડિલેહવાનો વિધિ.

[ આ વિધિ-ગુરૂમહારાજ સાથે રાઇ-પ્રતિક્રમણ ન કર્યું હોય તેને માટે છે. ]

પ્રથમ ખમા૦ દઇ, ઇરિયાવહિયા૦ પડિક્કમી, ખમા૦ દઇ, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ રાઇય મુહપત્તિ પડિલેહું ? (ગુરૂ-પડિલેહેહ) 'ઇચ્છં' કહી, મુહપત્તિ પડિલેહવી. પછી બે વાંદણાં દેવાં; પછી, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ રાઇઅં આલોઉં ? (ગુરૂ-આલોએહ) ઇચ્છં', કહી તેનો પાઠ કહેવો. પછી, 'સવ્વસવિ રાઇય દુચ્ચિંતિઅ દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ,

ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્? (ગુરુ૦–પડિક્કમેહ) ઇચ્છ, તસ્સ મિચ્છામિ દુક્કડ' કહીને, પદસ્થ હોય તો તેમને બે વાંદણા દેવા, ન હોય તો એકજ ખમાસમણુ દેવુ પછી, ઇચ્છકાર સુહરાઇ૦ કહીને, અબ્ભુટ્ઠિઓ ખામવો પછી, બે વાંદણા દઇ, 'ઇચ્છકારી ભગવન્ પસાય કરી પચ્ચક્ખાણુનો આદેશ દેશોજી,' એમ કહી, પચ્ચક્ખાણુ લેવુ

[પછી સર્વ મુનિઓને 'ગુરુવંદન વિધિ' પૂર્વક વાંદવા]

## પચ્ચક્ખાણુ પારવાનો વિધિ

પ્રથમ ઇરિયાવહિયા લોગસ્સ પર્યંત, પડિક્કમી, ખમાસમણુ દઇ "ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં? ઇચ્છ," કહી, જગચિંતામણિ કહી, જં કિંચિ૦ નમુત્થુણુ૦ જાવંતિ ચેઇ૦ કહી, ખમાસમણુ દઇ, જાવંત કેવિ૦ નમોઽર્હત્૦ ઉવસગ્ગહરં૦ જયવિયરાય૦ કહેવા પછી ખમાસમણુ દઇ' ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂં? ઇચ્છ' કહી એક નવકાર ગણી 'મન્હ જિણાણુ૦નીસજ્ઝાય કહેવી પછી ખમાસમણુ દઇ, "ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહુ? ઇચ્છ" કહી મુહપત્તિ પડિલેહવી પછી ખમા૦ દઇ, ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્! પચ્ચક્ખાણુ પારૂં? 'યથાશક્તિ' કહી, ખમા૦ દઇ, ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્! પચ્ચક્ખાણુ પાર્યું? 'તહત્તિ' કહી અંગુઠો મુઠીની અંદર વાળી, જમણો હાથ ચરવલા યા કટાસણા ઉપર સ્થાપી, એક નવકાર ગણી (નવકારસીથી આયંબીલ સુધીના પચ્ચક્ખાણુ આ પ્રમાણે પારવા)

## માત્રું કરવાનો તથા સ્થંડિલ જવાનો વિધિ.

માત્રું કરવા જતાં વસ્ત્ર બદલવું. કાળ વખત હોય તો, માથે કામળી રાખી, પુંજણીથી કોરી કુંડી જોઈને પ્રમાર્જવી, તેમાં માત્રું કરી, ત્રણવાર **આવસ્સહી** કહી, પરઠવાની જગ્યાએ જઈ; કુંડી નીચે મૂકી, યોગ્ય ભૂમિ જોઈ; **અણુજાણહ જસ્સુગ્ગહો** કહી, માત્રું પરઠવવું. કુંડી નીચે મુકી. **વોસિરે વોસિરે** ત્રણવાર કહેવું. પછી **નિસિહી** ત્રણવાર કહી, વસતિમાં પ્રવેશી, કુંડી મૂળ જગ્યાએ મૂકી, અચિત્ત પાણીથી હાથ ધોઇ, વસ્ત્ર બદલી, સ્થાપનાચાર્ય સન્મુખ ઇરિયાવહિયા પડિક્કમવા.

આ પ્રમાણે જ સ્થંડિલ જવાનો વિધિ સમજવો. લોટો વિગેરે જળપાત્ર લઇને જવું અને બેસતાં **અણુજાણહ જસ્સુગ્ગહો;** અને ઉઠયા પછી **વોસિરે વોસિરે** ત્રણવાર કહેવું, પછી પોસહશાળાએ હાથપગનું પ્રક્ષાલન કરી, વસ્ત્ર બદલી, સ્થાપનાચાર્ય સામે **ઇરિયાવહિયા** કરી, **ગમણાગમણે૦** આલોવવા.

## ગમણાગમણે-આલોવવાનો વિધિ.

પ્રથમ ઇરિયાવહિયા ( લોગસ્સ સુધી ) પડિક્કમવા; પછી ખમાસમણ દઇ "**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ગમણાગમણે આલોઉં ?** (ગુરુ૦ યા વડીલ-આલોએહ ) '**ઇચ્છં**' કહી.

ઇર્યા-સમિતિ. ભાષા-સમિતિ, એષણા-સમિતિ, આદાન-ભંડ-મત્ત-નિક્ખેવણા-સમિતિ, પારિષ્ઠાપનિકા-સમિતિ;

મનો-ગુપ્તિ, વચન-ગુપ્તિ, કાય-ગુપ્તિ, એ પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, એ અષ્ટ-પ્રવચન-માતા-શ્રાવક તણે ધર્મે, સામાયિક પોસહ લીધે રૂડી પેરે પાળી નહિં, જે ખંડના વિરાધના હુઇ હોય, તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં

## સાંજનો પડિલેહણ વિધિ.

પ્રથમ ખમા૦ દઈ, 'ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ બહુ પડિપુન્ના પોરિસિ ?' (ગુરૂ મહારાજ 'તહત્તિ' કહે પછી) ખમા૦ દઈ, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ઈરિયાવહિય પડિક્કમામિ ? (ગુરૂ મહારાજ-'પડિક્કમેહ') ઇચ્છં' કહી પછી લોગસ્સ પર્યંત ઈરિયાવહિયા પડિક્કમવા પછી, ખમા૦ દઇ૦, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ ગમણાગમણે આલોઉં ? (ગુરૂ-આલોએહ) ઇચ્છં' કહી, ગમણાગમણે આલોવવા પછી, ખમા૦ દઈ, ઇચ્છા૦ સંદિ૦ ભગ૦ પડિલેહણ કરૂં ? (ગુરુ કહે 'કરેહ') 'ઇચ્છં' કહી ખમા૦ દઈ, ઈચ્છા૦ સંદિ૦ ભગ૦ પોસહસાલા પ્રમાર્જું ? (ગુરૂ કહે 'પ્રમાર્જો') પછી 'ઇચ્છં' કહીને ઉપવાસ વાળાએ મુહપત્તિ, ચરવળો અને કટાસણું પડિલેહવું, અને ખાધું હોય તેણે (એટલે-આયંબીલ તથા એકાસણાવાળાએ) કંદોરા ધોતીયા સહિત પાંચ વાના પડિલેહવા પછી, (કંદોરો છોડી બાંધનારે) લોગસ્સ પર્યન્ત ઇરિયાવહિયા પડિક્કમવા, પછી ખમા૦ દઈ, "ઇચ્છકારી ભગવન્! પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી !" એમ કહીને વડીલનું એક (ખેસ) વસ્ત્ર પડિલેહવું પછી ખમા૦

[બીજાં છ માંડલાં ઉપાશ્રયના બારણાની અંદરનો ભાગ કલ્પી કરવાં]

(૧) આઘાઢે આસન્ને ઉચ્ચારે પાસવણે અહિયાસે.
(૨) આઘાઢે આસન્ને પાસવણે અહિયાસે,
(૩) આઘાઢે મજ્જે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
(૪) આઘાઢે મજ્જે પાસવણે અહિયાસે.
(૫) આઘાઢે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
(૬) આઘાઢે દૂરે પાસવણે અહિયાસે. (૧૨)

[ત્રીજાં છ માંડલાં ઉપાશ્રયના બારણાની બહાર નજીક પ્રદેશ કલ્પી કરવાં]

(૧) અણુાગાઢે આસન્ને ઉચ્ચારે પાસવણે અણુહિયાસે.
(૨) અણુાગાઢે આસન્ને પાસવણે અણુહિયાસે.
(૩) અણુાગાઢે મજ્જે ઉચ્ચારે પાસવણે અણુહિયાસે.
(૪) અણુાગાઢે મજ્જે પાસવણે અણુહિયાસે.
(૫) અણુાગાઢે દૂરે ઉચ્ચારે પાસવણે અણુહિયાસે.
(૬) અણુાગાઢે દૂરે પાસવણે અણુહિયાસે. (૧૮)

[ચોથાં છ માંડલાં, ઉપાશ્રયથી સો સો ડગલાં દૂર કલ્પી, કરવાં.]

(૧) અણુાગાઢે આસન્ને ઉચ્ચારે પાસવણે અહિયાસે.
(૨) અણુાગાઢે આસન્ને પાસવણે અહિયાસે.
(૩) અણુાગાઢે મજ્જે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
(૪) અણુાગાઢે મજ્જે પાસવણે આહિયાસે.
(૫) અણુાગાઢે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
(૬) અણુાગાઢે દૂરે પાસવણે અહિયાસે. (૨૪)

## સથારા પોરિસી–ભણાવવાનો વિધિ.

(૭ છડી રાત્રિ ગયા પછી આ વિધિ ભણાવી શકાય)

પ્રથમ ખમાસમણ દઈ, "ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! બહુ પડિપુન્ના પોરિસી? (ગુરૂ કહે–'તહત્તિ') પછી પ્રગટ લોગસ્સ પર્યન્ત ઇરિયાવરિયા પડિક્કમી, ખમા૦ દઈ, 'ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! બહુ પડિપુન્ના પોરિસી રાઈય–સથારએ ઠાઇશુ?" કહેવુ, (ગુરૂ કહે–'ઠાઇજો') પછી 'ઇચ્છ' કહી, ચઉક્કસાય૦ નમુત્થુણ૦, જાવતિ૦, ખમા૦, જાવત૦, નમોઽર્હત૦, ઉવસગ્ગહર૦, અને જયવિયરાય૦ અનુક્રમે કહેવા પછી ખમા૦ દઈ "ઇચ્છા૦ સ૦ ભ૦ સથારા પોરિસી (વિધિ) ભણવા મુહપત્તિ પડિલેહુ?" (ગુરૂ કહે 'પડિલેહેહ') પછી પચ્ચાસ બોલથી મુહપત્તિ પડિલેહી, નીચે પ્રમાણે સથારા પોરિસી સૂત્ર ભણવુ

### (સથારા પોરિસી સૂત્ર)

નિસીહિ નિસીહિ નિસીહિ, નમો ખમા–સમણાણ ગોયમાઇણ' મહામુણીણ ॥ નમો અરિહતાણ નમો સિદ્ધાણ નમો આયરિયાણ નમો ઉવજ્ઝાયાણ, નમો લોએ સવ્વ–સાહૂણ એસો પચ નમુક્કારો સવ્વ–પાવ–પ્પણાસણો મગલાણ ચ સવ્વેસિ પઢમ હવઈ મગલ ॥ કરેમિ ભતે! સામાઇય સાવજ્જ જોગ પચ્ચક્ખામિ *જાવ–નિયમ પજ્જુ

*પોસાતીઓ એ, જાવ પોસહ' બોલવુ (મુનિએ પોતાનુ કરેમિભતે૦ કહેવુ)

વાસામિ, દુવિહં તિવિહેણં, મણેણં, વાયાએ, કાએણં; ન કરેમિ ન કારવેમિ તસ્સ ભંતે ! પડિક્કમામિ, નિંદામિ ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

(ઉપર્યુક્ત સમગ્ર પાઠ ત્રણવાર બોલવો.)

અણુજાણહ જિટ્ઠિજ્જા ! અણુજાણહ પરમ-ગુરૂ !; ગુરૂ-ગુણ રયણેહિં મંડિય-સરીરા ! બહુ-પડિપુન્ના પોરિસિ,રાઇય-સંથારએ ઠામિ (૧) અણુજાણહ સંથારં, બાહુ-વહાણેણ વામ-પાસેણં; કુક્કુડિ-પાય-પસારણ, અતરંત પમજ્જએ ભૂમિં (૨) સંકોઇઅ સંડાસા, ઉવ્વટ્ટંતે અ કાય-પડિલેહા; દવ્વાઈ-ઉવઓગં, ઉસાસ-નિરૂંભણા લોએ (૩). જઈ મે હુજ્જ પમાઓ, ઇમસ્સ દેહસ્સિમાઇ રયણીએ; આહારમુવહિ દેહં, સવ્વં તિ-વિહેણ વોસિરિઅં (૪). ચત્તારિ મંગલં; અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં, સાહૂ મંગલં, કેવલિ-પન્નત્તો ધમ્મો મંગલં (૫) ચત્તારિ લોગુત્તમા; અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા, સાહૂ લોગુત્તમા, કેવલિ-પન્નત્તો-ધમ્મો લોગુત્તમો. (૬). ચત્તારિ સરણં પવજ્જામિ, અરિહંતે સરણં પવજ્જામિ, સિદ્ધે સરણં પવજ્જામિ, સાહૂ સરણં પવજ્જામિ, કેવલિ-પન્નત્તં ધમ્મં સરણં પવજ્જામિ (૭) પાણાઇવાયમલિઅં; ચોરિક્કં મેહુણં દવિણ-મુચ્છં; કોહં, માણં, માયં, લોભં પિજ્જં તહા દોષં (૮) કલહં અબ્ભક્ખાણં, પેસુન્નં રઈ-અરઈ-સમાઉત્તં; પર-પરિવાયં માયા, મોસં મિચ્છત્ત-સલ્લંચ (૯) વોસિરિસુ ઈમાઇ, મુક્ખ-મગ્ગ-સંસગ્ગ-વિગ્ઘ-ભૂઆઇં; દુગ્ગઇ-નિબંધણાઇં, અટ્ઠારસ પાવ-ઠાણાઇ (૧૦) એગોહં નત્થિ મે કોઇ, નાહમન્નસ્સ કસ્સઇ; એવં અદીણ-

મણુમો, અપ્પાણુ મણુમાસઇ (૧૧) એગો મે સાસઓ અપ્પા, નાણુ-દંસણ-સંજુઓ, સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગ-લકૃખણા (૧૨), સંજોગ-મૂલા જીવેણુ, પત્તા દુકૃખ-પરંપરા, તમ્હા સંજોગ-સંબંધ, સવ્વ તિ-વિહેણુ વોસિરિઅ (૧૩)

× અરિહંતો મહ દેવો, જાવજ્જીવ સુસાહુણો ગુરૂણો, જિણુપન્નત્તં તત્ત, ઇઅ સમ્મત્ત મએ ગહિઅ (૧૪).

ખમિઅ ખમાવિઅ, મઈ ખમિહ, સવ્વહ જીવ-નિકાય, સિદ્ધહ સાખ આલોયણુહ, મુજ્જહ વઈર ન ભાવ (૧૫) સવ્વે જીવા કમ્મવસ, ચઉદહ-રાજ ભમંત, તે મે સવ્વ ખમાવિઆ, મુજ્જ વિ તેહ ખમંત (૧૬) જં જં મણેણુ બદ્ધ, જં જં વાએણુ ભાસિઅ પાવ, જં જં કાએણુ કય, મિચ્છામિ દુક્કડં તસ્સ (૧૭)

સંથારા પોરિસી ભણાવવાનો વિધિ સંપૂર્ણ )

## શ્રી પર્યુષણ પર્વનું ચૈત્યવંદન

પર્વ પર્યુષણ ગુણનીલો, નવ કલ્પ વિહાર,
ચાર માસાન્તર થિર રહે, એહીજ અર્થ ઉદાર ૨
આષાઢ શુદિ ચઉદશ થકી, સંવત્સરી પચાસ,
મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતા ચઉમાસ ૨

---

× આ ગાથા ત્રણ વાર બોલવી પછી હાથ જોડી સાત નવકાર ગણવા ( મુનિઓએ ત્રણ નવકાર ગણવા ) પછી નીચેની ત્રણ ગાથા બોલવી

શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂ બહુમાન;
કલ્પસૂત્ર સુવિહિત–મુખે, સાંભળે થઇ એક તાન, ૩
જિનવર ચૈત્ય જુહારીએ, ગુરૂ ભક્તિ સુવિશાલ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવ વરમાલ. ૪
દર્પણથી નિજ રૂપનો, જુવે સુદષ્ટિ રૂપ,
દર્પણ અનુભવ અર્પણ, જ્ઞાન રમણ મુનિ ભૂપ. ૫
આત્મ સ્વરૂપ વિલોકતાં એ, પ્રગટયો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વપર્યુષણ દાવ. ૬
નવ વખાણ પૂજી સુણો, શુકલ ચતુર્થ સોમા;
પંચમી દિન વાંચે સુણે; હોય વિરોધી નીમા. ૭
એ નહીં પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવ ભીરૂ મુનિ માનસે, ભાખ્યું અરિહા નાથે. ૮
શ્રુત કેવલી વયણા સુણી, લહી માનવ–અવતાર;
શ્રી શુભવીરને શાસને; પામ્યા જય જયકાર. ૯

## શ્રી પર્યુષણ પર્વનું સ્તવન

આંખડીએરે મેં આજ શત્રુંજો દીઠોરે–એ દેશી.

સુણજો સાજન સંત, પજુસણ આવ્યાં રે,
તમે પુણ્ય કરો પુણ્યવંત, ભવિક મન ભાવ્યાં રે;
વીર જિણેસર અતિ અલવેસર, વહાલા મારા પરમેશ્વર એમ બોલેરે.

પર્વમાંહે પજુસણ મહોટાં અવર ન આવે તસ તોલેરે. પજુ૦ ૧
ચૌપદમાં જેમ કેસરી મહોટો, વા૦ ખગમાં ગરૂડ તે કહીએરે;

નદીમાહે જેમ ગંગા મહોટી, નગમા મેરૂ લહીએરે પજુ૦ ૨
ભૂપતિમા ભરતેસર ભાખ્યો, વા૦ દેવમાહે સુર ઈંદ્રરે,
તીરથમા શેત્રુંજો દાખ્યો, ગ્રહ ગણુમા જેમ ચંદ્રરે પજુ૦ ૩
દશેરા દીવાળીને વળી હોળી, વા૦ અખાત્રીજ દિવાસોરે,
બળેવ પ્રમુખ બહુલા છે બીજા, નહિ કોઇ મુક્તિનો વાસોરે, પ૦ ૪
તે માટે તમે અમર પળાવો, વા૦ અઠ્ઠાઇમહોત્સવ કીજેરે,
અઠ્ઠમ તપ અધિકાઇએ કરીને, નરભવલાહો લીજેરે પજુ૦ ૫
ઢોલ દદામા ભેરી નફેરી વા૦ કલ્પસૂત્રને જગાવોરે,
ઝાઝરના ઝમકાર કરીને, ગોરીની ટોળી મળી આવોરે પજુ૦ ૬
સોનારૂપાને ફૂલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજોરે,
નવ વખાણ વિધિએ સાભળતા, પાપમેવાસી ધ્રુજેરે પજુ૦ ૭
એમ અઠ્ઠાઈ મહોત્સવ કરતા, વા૦ બહુ જીવ જગ ઉદ્ધરિયારે,
**વિબુધ વિમલ** વર સેવક એહથી, નવ નિધિ ઋદ્ધિ સિદ્ધિ
'વરિયારે, પજુ૦ ૮

## (૧) શ્રી પર્યુષણની સ્તુતિ

પુન્યનું પોષણ પાપનું શોષણ, પર્વ પજુસણ પામીજી,
કલ્પ ઘેર પધરાવો સ્વામી, નારી કહે શિવનામીજી,
કુંવર ગયવર ખંધ ચઢાવી, ઢોલ નીશાન વજડાવોજી,
સદ્દગુરૂ સંગે ચઢતે રંગે, વીરચરિત્ર સુણાવોજી, ૧

પ્રથમ વખાણ ધર્મ સારથી પદ, બીજે સુપના ચારજી,
ત્રીજે સુપન પાઠક વલી ચોથે, વીર જનમ અધિકારજી,
પાંચમે દીક્ષા છઠે શિવપદ, સાતમે જિન ત્રેવીશજી,
આઠમે થિરાવલી સંભળાવે, પિઉડા પૂરો જગીશજી ૨

છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ કીજે, જિનવર ચૈત્ય નમીજેજી.
વરસી પડિક્કમણું મુનિવંદન, સંઘ સકળખામીજેજી;
આઠ દિવસ લગે અમર પ્રભાવના, દાન સુપાત્રે દીજેજી.
ભદ્રબાહુ ગુરૂ વયણ સુણીને, જ્ઞાન સુધારસ પીજેજી. ૩

તીરથમાં વિમળાચળ ગિરિમાં, મેરૂ મહીધર તેમજી.
મુનિવર માંહી જિનવર મોટા, પરવ પજુસણ તેમજી;
અવસર પામી સાહમ્મીવચ્છલ, બહુ પકવાન વડાઇજી,
ખીમાવિજય જિન દેવી સિદ્ધાઈ, દિન દિન અધિક વધાઇજી. ૪

---

## (૨) શ્રી પર્યુષણ પર્વની સ્તુતિ.

સત્તર ભેદી જિન પૂજા રચીને, સ્નાત્ર મહોત્સવ કીજેજી,
ઢોલ દદામા ભેરી ન ફેરી, ઝલરી નાદ સુણીજેજી,
વીરજિન આગળ ભાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજી;
પર્વ પજુસણ પુરવ પુન્યે, આવ્યાં એમ જાણીજેજી. ૧

માસ પાસ વળી દસમ દુવાલસ, ચત્તારિ અઠ કીજેજી,
ઉપર વળી દસ દોય કરીને, જિન ચોવીસે પૂજીજેજી;
વડા કલ્પનો છઠ્ઠ કરીને, વીર ચરિત્ર સુણીજેજી,
પડવેને દિન જન્મ મહોત્સવ, ધવળ મંગળ વરતીજેજી. ૨

આઠ દિવસ લગે અમર પળાવી, અઠ્ઠમનો તપ કીજેજી,
નાગકેતુની પેરે કેવળ લહીએ, જો શુભ ભાવે રહીએજી;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી,
પાસ નેમીસર અંતર ત્રીજે, રિષભ ચરિત્ર સુણીજેજી. ૩

બારસે સૂત્રને સમાચારી, સવચ્છરી પડિક્કમીએજી,
ચૈત્ય પ્રવાડી વિધિશ્યું કીજે, સકળ જંતુને ખામીજેજી,
પારણાને દીન સ્વામી–વચ્છલ, કીજે અધિક વડાઈજી,
**માનવિજય** કહે સકળ મનોરથ, પૂરે દેવી સિદ્ધાઈજી ૪

## સજ્ઝાયો.

### ક્રોધની સજ્ઝાય

કડવા ફળ છે ક્રોધના, જ્ઞાની એમ બોલે,
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે કડવા૦ ૧
ક્રોધે ક્રોડ પૂરવતણું, સજમ ફળ જાય,
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય કડવા૦ ૨
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ,
શિષ્યના ક્રોધ થકી થયો, ચડ કોશીયો નાગ કડવા૦ ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલુ ઘર બાળે,
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનુ પરજાળે કડવા૦ ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલ નાણી,
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી કડવા૦ ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી,
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી કડવા૦ ૬

### માનની સજ્ઝાય

રે જીવ! માન ન કીજીએ, માને વિનય ન આવેરે,
વિનય વિના વિદ્યા નહિ, તો કિમ સમકિત પાવેરે રે૦
સમકિત વિણુ ચારિત્ર નહિ, ચારિત્ર વિણુ નહિ મુક્તિરે,
મુક્તિના સુખ છે શાશ્વતા, તે કિમ લહીએ જુક્તિરે.

વિનય વડો સંસારમાં, ગુણુ માંહે અધિકારી રે;
માને ગુણુ જાયે ગળી, પ્રાણી જો જો વિચારી રે. રે૦....૩

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે. રે૦....૪

સુકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટોરે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે. રે૦....૫

## માયાની સજ્ઝાય.

સમકિતનું મૂળ જાણીએજી રે, સત્ય વચન સાક્ષાત્;
સાચામાં સમકિત વસેજી રે, માયામાં મિથ્યાત્વરે.
પ્રાણી ! મ કરીશ માયા લગાર,..............................૧

મુખ મીઠો જુઠો મને જી રે, કુડ કપટનોરે કોટ;
જીભે તો જીજી કરેજી, ચિત્તમાં હે તાકે ચોટ રે. પ્રાણી૦...૨

આપ ગરજે આઘો પડેજી રે, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરોજી રે, એ માયાનો પાસ રે પ્રાણી૦ ૩

જેહશું બાંધે પ્રીતડીજી રે, તેહશું રહે પ્રતિકૂળ;
મેલ ન છંડે મન તણોજીરે, એ માયાનું મૂળ રે; પ્રાણી૦ ૪

તપ કીધો માયા કરીજી રે, મિત્રશું રાખ્યો રે ભેદ;
મલ્લી જિનેશ્વર જાણુજોજીરે, તે પામ્યા સ્ત્રી વેદ રે. પ્રાણી૦ ૫

ઉદયરત્ન કહે સાંભળોજી રે, મેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણોજીરે, એ મારગ છે શુદ્ધ રે પ્રાણી૦....૬

( શ્રી દેવસિરાઈ પ્રતિક્રમણાદિ સૂત્રાર્થ સમાપ્ત )

# ૫૦ સકલાર્હત્ ચૈત્યવંદન

સકલાર્હત્પ્રતિષ્ઠાન-મધિષ્ઠાન શિવશ્રિય ॥
ભૂર્ભુવઃસ્વસ્ત્રયીશાન-માર્હન્ત્ય પ્રણિદધ્મહે, ૧
નામાકૃતિ દ્રવ્ય ભાવૈઃ પુનતસ્ત્રિજગજ્જનમ્ ;
ક્ષેત્રે કાલે ચ સર્વસ્મિન્નર્હત મમુપાસ્મહે. ૨
આદિમ પૃથિવીનાથ-માદિમ નિષ્પરિગ્રહમ્ ;
આદિમ તીર્થનાથ ચ, ઋષભસ્વામિન સ્તુમ ॥ ૩
અર્હ ત મજિત વિશ્વ,-કમલાકર-ભાસ્કર ;
અમ્લાન-કેવલાદર્શ-સ ક્રાંતજગત સ્તુવે ૪
વિશ્વભવ્યજનારામ,-કુલ્યા તુલ્યા જયતિ તાઃ ॥
દેશનાસમયે વાચઃ, શ્રીસ ભવ-જગત્પતે ॥ ૫
અનેકાંત-મતાભોધિ,-સમુલ્લાસન-ચ દ્રમા ॥
દદ્યાદમ દમાન દ, ભગવા-નભિન દન ૬
ધુસત્કિરીટ-શાણાગ્રો-ત્તેજિતાંઘ્રિ-નખાવલિઃ ॥
ભગવાન્ સુમતિસ્વામી, તનોત્વભિમતાનિ વ , ૭
પદ્મપ્રભ પ્રભોર્દેહ-ભાસ: પુષ્ણ તુ વ શ્રિયમ્ ;
અ તર ગારિ-મથને, કોપાટોપાદિવારુણા'. ૮
શ્રીસુપાર્શ્વજિનેન્દ્રાય, મહે દ્ર-મહિતાઙ્ઘ્રયે,
નમશ્ચતુર્વર્ણસ ઘ-ગગનાભોગભાસ્વતે. ૯
ચ દ્રપ્રભપ્રભોશ્ચ દ્ર-મરીચિનિચયોજ્જવલા,
મૂર્તિ-ર્મૂર્ત સિતધ્યાન, નિર્મિતેવ શ્રિયેડસ્તુ વઃ. ૧૦

કરામલક વદ્વિશ્વં, કલયન્ કેવલ શ્રિયા,
અચિંત્ય-મહાત્મ્યનિધિઃ, સુવિધિર્બોધયેડસ્તુ વઃ. ૧૧

સત્ત્વાનાં પરમાનંદ-કંદોદ્ભેદ-નવાંબુદઃ,
સ્યાદ્વાદામૃત-નિસ્યંદી, શીતલઃ પાતુ વો જિનઃ ૧૨

ભવરોગાર્ત્ત-જંતૂના,-મગદંકારદર્શનઃ,
નિઃશ્રેયસ-શ્રીરમણઃ શ્રેયાંસઃ શ્રેયસે-સ્તુવઃ ૧૩

વિશ્વોપકારકીભૂત-તીર્થકૃત્કર્મનિર્મિતિઃ,
સુરાસુરનરૈઃ પૂજ્યો, વાસુપૂજ્યઃ પુનાતુ વઃ ૧૪

વિમલસ્વામિનો વાચઃ કતક-ક્ષોદ-સોદરાઃ,
જયંતિ ત્રિજગચ્ચેતો-જલનૈર્મલ્ય હેતવઃ. ૧૫

સ્વયં ભૂરમણસ્પર્દ્ધિ, કરૂણા રસ વારિણા
અનંતજિદનંતાંવઃ, પ્રયચ્છતુ સુખશ્રિયમ્. ૧૬

કલ્પદ્રુમ સધર્માણ, મિષ્ટ પ્રાપ્તૌ શરીરિણામ્;
ચતુર્દ્ધા ધર્મદેષ્ટારં, ધર્મનાથ મુપાસ્મહે. ૧૭

સુધા સોદર વાગ્જ્યોત્સ્ના, નિર્મલીકૃત દિઙ્મુખઃ
મૃગલક્ષ્મા તમઃશાંત્યૈ, શાંતિનાથજિનોડસ્તુ વઃ. ૧૮

શ્રી કુંથુનાથો ભગવાન્, સનાથોડતિશયર્દ્ધિભિઃ;
સુરાસુર નૃનાથાના, મેકનાથો સ્તુવઃ શ્રિયે. ૧૯

અરનાથસ્તુ ભગવાઁ, શ્ચતુર્થાર નભોરવિઃ,
ચતુર્થપુરુષાર્થશ્રી, વિલાસં વિતનોતુ વઃ ૨૦

સુરાસુરનરાધીશ, મયૂર નવવારિદમ્;
કર્મદ્રૂન્મૂલને હસ્તિ, મલ્લં મલ્લિ મભિષ્ટુમઃ, ૨૧

જગન્મહામોહનિદ્રા, પ્રત્યુષ સમયોપમમ્,
મુનિસુવ્રતનાથસ્ય, દેશના વચન સ્તુમ.
લુઠંતો નમતાં મૂર્ધ્નિ નિર્મલીકારકારણમ્;
વારિપ્લવા ઇવ નમેઃ પાન્તુ પાદ નખાંશવઃ. ૨૩
યદુવંશ સમુદ્રેન્દુ., કર્મકક્ષહુતાશનઃ;
અરિષ્ટનેમિર્ભગવાન્, ભૂયાદ્વોઽરિષ્ટ નાશનઃ ૨૪
કમઠે ધરણેન્દ્રેચ, સ્વોચિત કર્મકુર્વતિ,
પ્રભુસ્તુલ્ય મનોવૃત્તિઃ પાર્શ્વનાથ શ્રિયેસ્તુવઃ ૨૫
શ્રીમતે વીરનાથાય, સનાથાયાદ્ભુતશ્રિયા
મહાનંદ સરોરાજ, મરાલાયાઽર્હતે નમ. ૨૬
કૃતાપરાધેઽપિ જને, કૃપા મંથર તારયોઃ,
ઇષિદ્બાષ્પાર્દ્રયોર્ભદ્ર, શ્રીવીરજિન નેત્રયો ૨૭
જયતિવિજિતાન્યતેજાઃ, સુરાસુરાધીશસેવિતઃ શ્રીમાન્ઃ
વિમલસ્ત્રાસવિરહિત, સ્ત્રિભુવનચૂડામણિર્ભગવાન્ ૨૮
વીરઃ સર્વસુરાસુરેંદ્ર મહિતો, વીર બુધા સંશ્રિતા.,
વીરેણાભિહતઃ સ્વકર્મનિચયો, વીરાય નિત્ય નમઃ
વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં, વીરસ્યઘોર તપો,
વીરે શ્રી ધૃતિકીર્ત્તિ કાતિનિચયઃ શ્રી વીર। ભદ્ર દિશ ૨૯

અવનિતલ ગતાના, કૃત્રિમાકૃત્રિમાના, વરભવન ગતાના, દિવ્યવૈમાનિકાનામ્, ઇહ મનુજકૃતાનાં દેવરાજાર્ચિતાનાં, જિનવરભવનાના ભાવતોઽહં નમામિ ૩૦

સર્વેષાં વેધસામાદ્ય, માદિમં પરમેષ્ઠિનામ્
દેવાધિદેવં સર્વજ્ઞં, શ્રીવીરં પ્રણિદધ્મહે. ૩૧
દેવોઽનેકભવાર્જિતોર્જિતમહા-પાપપ્રદીપાનલો,
દેવઃ સિદ્ધિવધૂ વિશાલહૃદયા, લંકારહારોપમઃ;
દેવોઽષ્ટાદશદોષસિંધુરઘટા, નિર્ભેદપંચાનનો;
ભવ્યાનાં વિદધાતુ વાંછિતફલં, શ્રી વીતરાગોજિનઃ ૩૨
ખ્યાતોઽષ્ટાપદપર્વતો ગજપદઃ સમ્મેતશૈલાભિધઃ,
શ્રીમાન રૈવતકઃ પ્રસિદ્ધ મહિમા, શત્રુંજયો મંડપઃ,
વૈભારઃ કનકાચલો ઽર્બુદગિરિઃ શ્રીચિત્રકુટાદય,
સ્તત્ર શ્રીઋષભાદયો જિનવરાઃ કુર્વંતુ વો મંગલમ્. ૩૩

શ્રી હેમચંદ્રાચાર્યનું રચેલું આ ચૈત્યવંદન છે. એમાં ચોવીશ તીર્થંકરની જુદા જુદા શ્લોકથી સ્તુતિ કરવામાં આવી છે.

## ૫૧ સ્નાતસ્યા સ્તુતિ.

સ્નાતસ્યા પ્રતિમસ્ય મેરૂશિખરે, શચ્યા વિભોઃ શૈશવે,
રૂપાલોકન વિસ્મયાહૃત રસ, ભ્રાન્ત્યા ભ્રમચ્ચક્ષુષા;
ઉન્મૃષ્ટં નયન પ્રભા ધવલિતં ક્ષીરોદકા શંકયા;
વક્ત્રં યસ્ય પુનઃ પુનઃ સ જયતિ, શ્રીવર્દ્ધમાનોજિનઃ ૧
હંસાંસાહત પદ્મરેણુ કપિશ, ક્ષીરાર્ણ વાંભો ભૃતૈઃ
કુંભૈરડસરસાં પયોધરભર પ્રસ્પર્દ્ધિભિઃકાંચનૈઃ,
યેષાં મંદરરત્ન શૈલશિખરે, જન્માભિષેકઃ કૃતઃ;
સર્વૈઃસર્વસુરાસુરેશ્વરગણૈ, સ્તેષાં નતોઽહં ક્રમાન્. ૨

અર્હદ્વક્ત્ર-પ્રસૂત ગણધર-રચિત, દ્વાદશાગ વિશાલં;
ચિત્ર બહ્વર્થયુક્ત મુનિગણવૃષભૈ, ધારિત બુદ્ધિમદ્ભિઃ
મોક્ષાગ્રદ્વારભૂત વ્રતચરણફલ જ્ઞેય ભાવ પ્રદીપ,
ભક્ત્યા નિત્ય પ્રપદ્યે શ્રુતમહમખિલં, સર્વલોકૈકસારમ્ ૩
નિષ્પંક-વ્યોમનીલ-દ્યુતિમલસદૃશ બાલચંદ્રાભદંષ્ટ્ર,
મત્ત ઘંટારવેણ પ્રસૃતમદજલ, પૂરયત સમતાત્,
આરૂઢો દિવ્યનાગ વિચરતિ ગગને કામદઃ કામરૂપી,
યક્ષ સર્વાનુભૂતિર્દિશતુ મમ સદા સર્વ કાર્યેષુ સિદ્ધિમ્ ૪
શ્રી બાલચંદ્ર સૂરિની રચેલી આ મહાવીર સ્વામીની સ્તુતિ છે

## પર ભુવન દેવતાની સ્તુતિ

જ્ઞાનાદિ-ગુણ-યુતાનાં, નિત્ય સ્વાધ્યાયસંયમરતાનામ્;
વિદધાતુ ભુવનદેવી, શિવ સદા સર્વ-સાધૂનામ્ ॥૧॥

## ૫૩ ક્ષેત્ર દેવતાની સ્તુતિ.

યસ્યા ક્ષેત્ર સમાશ્રિત્ય, સાધુભિઃ સાધ્યતે ક્રિયા,
સા ક્ષેત્રદેવતા નિત્ય, ભુયાન્ન સુખદાયિની ॥૨॥

## ૫૪ છીંકના કાઉસ્સગ્ગની થોય.

સર્વે યક્ષામ્બિકાદ્યા યે, વૈયાવૃત્યકરા જિને, ।
ક્ષુદ્રોપદ્રવ સઘાત તે દ્રુત દ્રાવયન્તુ ન ॥ ૧ ॥

## ૫૫. શ્રાવક પાક્ષિકાદિ મોટા અતિચાર.

નાણંમિ દંસણંમિ અ, ચરણંમિ તવંમિ તહ ય વીરિયંમિ, આયરણં આયારો, ઈઅ એસો પંચહા ભણિઓ ૧ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર, એ પંચવિધ આચારમાંહિ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માંહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય, તે સવિહું મન, વચન, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ૧

તત્ર જ્ઞાનાચારે આઠ અતિચાર, કાલે વિણએ બહુમાણે ઉવહાણે તહ અનિણ્હવણે, વંજણ અત્થ તદુભયે, અઠ્ઠવિહો નાણમાયારો, ૧ જ્ઞાન કાળવેળાએ ભણ્યો, ગણ્યો નહીં, અકાળે ભણ્યો, વિનયહીન, બહુમાનહીન, યોગ ઉપધાન હીન, ભણ્યો-અનેરા કન્હે ભણી અનેરો ગુરૂ કહ્યો. દેવ ગુરૂ વાંદણે, પડિક્કમણે, સજ્ઝાય કરતાં, ભણતાં ગુણતાં કૂડો અક્ષર કાને માત્રાએ અધિકો ઓછો ભણ્યો, સૂત્ર કૂડું કહ્યું. અર્થ કૂડો કહ્યો, તદુભય કૂડાં કહ્યાં. ભણીને વિસાર્યાં, સાધુતણે ધર્મે કાજો અણઉદ્ધર્યે, ડાંડો અણપડિલેહે, વસતિ અણશોધે, અણપવેસે અસજ્ઝાય અણોજ્ઝાય માંહે શ્રી દશવૈકાલિક પ્રમુખ સિદ્ધાંત ભણ્યો ગણ્યો. શ્રાવક તણે ધર્મે થિવિરાવલિ, પડિક્કમણાં ઉપદેશમાળા પ્રમુખ ભણ્યો ગુણ્યો, કાળવેળાએ કાજો અણઉદ્ધર્યે પઢ્યો, જ્ઞાનોપગરણ-પાટી, પોથી, ઠવણી, કવળી, નવકારવાળી, સાપડા, સાપડી, દસ્તરી, વહી, ઓળિયા પ્રમુખ પ્રત્યે પગ લાગ્યો, થુંક લાગ્યુ, થુંકે કરી અક્ષર માંજ્યો, ઓશીસે ધર્યો કને છતાં આહાર નિહાર કીધો. જ્ઞાનદ્રવ્ય ભક્ષતાં ઉપેક્ષા કીધી.

પ્રજ્ઞાપરાધે વિણાશ્યો, વિસણુતા ઉવેખ્યો છતી શક્તિએ સારસભાળ ન કીધી જ્ઞાનવંત પ્રત્યે દ્વેષ, મત્સર ચિંતવ્યો, અવજ્ઞા આશાતના કીધી કોઈ પ્રત્યે ભણુતા ગણુતા અંતરાય કીધો, આપણા જાણુપણાતણો ગર્વ ચિંતવ્યો, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, એ પંચવિધ જ્ઞાનતણી અસદ્દહણા કીધી, કોઈ તોતડો બોબડો હસ્યો, વિતર્ક્યો અન્યથા પ્રરૂપણા કીધી જ્ઞાનાચાર વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માહિ સૂક્ષ્મ બાદર૦

દર્શનાચારે આઠ અતિચાર, નિસ્સંકિય નિક્કંખિય, નિવ્વિતિગિચ્છા અમૂઢદિટ્ઠી અ, ઉવવુહ થિરીકરણે, વચ્છલ્લ પભાવણે અટ્ઠ ૧ દેવગુરૂ ધર્મતણે વિષે નિઃશંકપણુ ન કીધુ તથા એકાંત નિશ્ચય ન કીધો, ધર્મ સંબંધિયા ફળતણે વિષે નિઃસંદેહ બુદ્ધિ ધરી નહી સાધુ સાધ્વીના મલ મલિન ગાત્ર દેખી દુર્ગંછા નિપજાવી, કુચારિત્રીયા દેખી ચારિત્રીયા ઉપર અભાવ હુઓ, મિથ્યાત્વીતણી પૂજા પ્રભાવના દેખી મૂઢદૃષ્ટિપણુ કીધુ, તથા સંઘમાહે ગુણવંતતણી અનુપબૃંહણા કીધી અસ્થિરીકરણ, અવાત્સલ્ય, અપ્રીતિ, અભક્તિ નિપજાવી, અબહુમાન કીધુ તથા દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય (જ્ઞાનદ્રવ્ય), સાધારણદ્રવ્ય, ભક્ષિત ઉપેક્ષિત પ્રજ્ઞાપરાધે વિણાશ્યો, વિણસતાં ઉવેખ્યો, છતી શક્તિએ સારસંભાળ ન કીધી તથા સાધર્મિક શું કલહ કર્મબંધ કીધો અધોતી, અષ્ટપડ મુખકોશ પાખે દેવપૂજા કીધી બિંબપ્રત્યે વાસકૂંપી, ધૂપધાણું, કલશતણો ઠબકો લાગ્યો બિંબ હાથ થકી પાડ્યુ, ઊસાસ નિસાસ લાગ્યો, દેહરે, ઉપાશ્રયે, મલ શ્લેષ્માદિક લુહ્યા, દેહરા માહે હાસ્ય, ખેલ, કેલિ, કુતુહલ, આહાર, નિહાર કીધા, પાન

સોપારી, નિવેદીઆં ખાધાં. ઠવણાયરિય હાથ થકી પાડયા, પડિલેહવા વિસાર્યા, જિનભવને ચોરાશી આશાતના, ગુરૂ ગુરૂણી પ્રત્યે તેત્રીશ આશાતના કીધી હોય, ગુરૂ વચન તહત્તિ કરી પડિવજ્યુ નહીં. દર્શનાચાર વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માંહિ સૂક્ષ્મ બાદર૦ ૩

ચારિત્રાચારે આઠ અતિચાર, પણિહાણ જોગ જુત્તો, પંચહિં સમિઈહિં તીહિં ગુત્તીહિં, એસ ચરિત્તાયારો, અઠ્ઠવિહો હોઈ નાયવ્વો. ૧ ઈર્યા સમિતિ તે અણજોયે હિંડયા, ભાષા સમિતિ તે સાવદ્ય વચન બોલ્યા, એષણા સમિતિ તે તૃણ ડગલ, અન્ન, પાણી અસૂઝતું લીધું. આદાનભંડમત્તનિક્ખેવણા સમિતિ તે આસન, શયન, ઉપકરણ, માત્રું પ્રમુખ અણપૂંજી જીવાકુળ ભૂમિકાએ મૂકયું લીધું, પારિષ્ઠાપનિકા સમિતિ તે મળ, મૂત્ર, શ્લેષ્માદિક અણપૂંજી જીવાકુળ, ભૂમિકાએ પરઠવ્યું. મનોગુપ્તિ તે મનમાં આર્તરૌદ્ર ધ્યાન ધ્યાયાં, વચન ગુપ્તિ તે સાવદ્ય વચન બોલ્યાં, કાય ગુપ્તિ તે શરીર અણપડિલેહ્યું હલાવ્યું, અણપૂંજે બેઠા. એ અષ્ટ પ્રવચનમાતા તે સાધુતણે ધર્મે સદૈવ અને શ્રાવકતણે ધર્મે સામાયિક પોસહ લીધે રૂડી પેરે પાળ્યાં નહીં, ખંડણા વિરાધના હુઈ, ચારિત્રાચાર વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માહિ૦ ૪

વિશેષતઃ શ્રાવકતણે ધર્મે શ્રીસમ્યક્ત્વ મૂલ બાર વ્રત, સમ્યક્ત્વતણા પાંચ અતિચાર સંકા કંખ વિગિચ્છા૦

શંકા–શ્રી અરિહંતતણા બળ, અતિશય, જ્ઞાનલક્ષ્મી, ગાંભિર્યાદિક, ગુણ, શાશ્વતી પ્રતિમા, ચારિત્રીયાનાં ચારિત્ર શ્રી જિનવચન તણો સંદેહ કીધો.

આકાક્ષા-બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ક્ષેત્રપાલ, ગોગો, આસપાલ, પાદરદેવતા, ગોત્રદેવતા, ગ્રહપૂજા, વિનાયક, હનુમત, સુગ્રીવ, વાલીનાહ, ઈત્યેવમાદિક દેશ, નગર, ગામ, ગોત્ર, નગરી જૂજૂઆ દેવ દહેરના પ્રભાવ દેખી રોગ આતંક કષ્ટ આવે ઇહલોક પરલોકાર્થે પૂજ્યા માન્યા, સિદ્ધ વિનાયક, જીરાઉલાને માન્યુ ઈચ્છયુ, બૌધ આખ્યાદિક સન્યાસી, ભરડા, ભગત, લિંગીયા, જોગીયા, જોગી, દરવેશ, અનેરા દર્શનીયાતણો કષ્ટ, મંત્ર, ચમત્કાર દેખી પરમાર્થ જાણ્યા વિના ભૂલાવ્યા મોહ્યા કુશાસ્ત્ર શીખ્યા, સાંભળ્યા શ્રાદ્ધ, સંવચ્છરી, હોળી, બળેવ, માહિ પૂનમ, અજા પડવો, પ્રેત બીજ, ગૌરી ત્રીજ, વિનાયક ચોથ, નાગ પંચમી ઝીલણા છઠ્ઠી શીલ સાતમી, ધ્રુવ અષ્ટમી, નૌલી નવમી, અહવા દશમી, વ્રત અગ્યારશી, વત્સ બારશી, ધન તેરશી, અનંત ચઉદશી અમાવાસ્યા, આદિત્યવાર, ઉત્તરાયણ (વિગેરે પર્વો માન્યા ) નૈવેદ્ય કીધા નવોદક, યાગ, ભોગ, ઉતારણા કીધા, કરાવ્યા, અનુમોદ્યા પીપલે પાણી ઘાલ્યા, ઘલાવ્યા ઘર બાહિર ક્ષેત્રે, ખલે, કુવે તળાવે, નદીએ, દ્રહે વાવિએ, સમુદ્રે કુંડે, પુણ્યહેતુ સ્નાન કીધા, કરાવ્યા, અનુમોદ્યા, દાન દીધા ગ્રહણ, શનિશ્ચર માહ માસે નવરાત્રીએ નાહ્યા અજાણના થાપ્યા અનેરાઈ વ્રત વ્રતોલા કીધા, કરાવ્યા વિતિગિચ્છા-ધર્મ સંબધીયા ફળતણે વિષે સંદેહ કીધો જિન અરિહંત ધર્મના આગાર, વિશ્વોપકાર સાગર, મોક્ષ માર્ગના દાતાર, ઈસ્યા ગુણ ભણી ન માન્યા, ન પૂજ્યા મહાસતી, મહાત્માની ઈહલોક પરલોક સંબધીયા ભોગ વાછિત પૂજા કીધી રોગ, આતંક કષ્ટ આવે, ખીણ વચન

ભોગ માન્યા. મહાત્માનાં ભાત, પાણી, મલ શોભા તણી નિંદા કીધી, કુચારિત્રીયા દેખી ચારિત્રીયા ઉપર કુભાવ હુઓ, મિથ્યાત્વી તણી પૂજા પ્રભાવના દેખી પ્રશંસા કીધી, પ્રીતિ માંડી. દાક્ષિણ્ય લગે તેહનો ધર્મ માન્યો કીધો. શ્રી સમ્યક્ત્વ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ૦ ૫

પહેલે સ્થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રતે પાંચ અતિચાર. **વહબંધછવિચ્છેએ૦** દ્વિપદ ચતુષ્પદ પ્રત્યે રીશવસે ગાઢા ઘાવ ઘાલ્યો. ગાઢે બંધને બાંધ્યો, અધિક ભાર ઘાલ્યો. નિર્લાંછન કર્મ કીધાં. ચારા પાણી તણી વેળાએ સારસંભાળ ન કીધી. લેહણે દેહણે કીણહી પ્રત્યે લંઘાવ્યો. તેણે ભૂખે આપણે જમ્યા. કન્હે રહી મરાવ્યો, બંદીખાને ઘલાવ્યો. શળ્યાં ધાન્ય તાવડે નાખ્યાં, દળાવ્યાં, ભરડાવ્યાં. શોધી ન વાવર્યાં. ઇંધણ છાણાં અણશોધ્યાં બળ્યાં. તે માંહિ સાપ વીંછી ખજુરા, સરવલા, માકડ, જુઆ, ગિંગોડા સાહતાં મુઆ. દુહવ્યા, રૂડે સ્થાનકે ન મૂકયા. કીડી મંકોડીનાં ઇંડાં વિછોહ્યાં, લીખ ફોડી, ઉદેહી, કીડી, મંકોડી ઘીમેલ, કાતરા, ચુડેલ, પતંગીયાં, દેડકાં, અલસીયાં, ઇયલ કુંતાં, ડાંસ, મસા; બગતરાં, માખી, તીડ પ્રમુખ જીવ વિણઠ્ઠા, માળા હલાવતાં ચલાવતાં પંખી. ચકલાં, કાગ તણાં ઈંડાં ફોડયાં. અનેરા એકેંદ્રિયાદિક જીવ વિણાશ્યા. ચાંપ્યા. દુહવ્યા. કાંઈ હલાવતાં ચલાવતાં, પાણી છાંટતાં. અનેરા કાંઈ કામકાજ કરતાં, નિર્ધ્વંસપણું કીધું જીવરક્ષા રૂડી ન કીધી. સંખારો સૂકવ્યો. રૂડું ગલણું ન કીધું. અળગણ પાણી વાવર્યું. રૂડી જયણા ન કીધી. અળગણ પાણીએ ઝીલ્યા, લુગડાં ધોયાં, ખાટલા તાવડે નાખ્યા, ઝાટકયા. જીવાકુલ ભુમિ લીંપી. વાશી ગાર રાખી, દળણે,

ખાડયું, લીપણે રૂડી જયણા ન કીધી આઠમ ચઉદશના નિયમ ભાગ્યા ધૂણી કરાવી પહેલે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માહિ૦ ૧

બીજે સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રતે પાચ અતિચાર **સહસા રહસ્સ દારે**૦ સહસાત્કારે કુણહી પ્રત્યે અજુગતુ આળ અભ્યાખ્યાન દીધુ સ્વદારા મ ત્ર ભેદ કીધો અનેરા કુણહીનો મત્ર આલોચ્ય મર્મ પ્રકાશ્યો કુણહીને અનર્થ પાડવા કૂડી બુદ્ધિ દીધી કૂડો લેખ લખ્યો કૂડી સાખ ભરી થાપણ-મોસો કીધો કન્યા, ગૌ ઢોર, ભૂમિ સબધી લેહણે દેહણે વ્યવસાયે વાદ વઢવાડ કરતા મોટકુ જૂઠુ બોલ્યા હાથપગ તણી ગાળ દીધી કડકડા મોડયા મર્મવચન બોલ્યા બીજે સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માહિ સૂક્ષ્મ બાદર જાણતા અજાણતા૦ ૨

ત્રીજે સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રતે પાચ અતિચાર **તેનાહડપ્પઓગે**૦ ઘર બાહિર ક્ષેત્ર, ખળે પરાઈ વસ્તુ અણ મોકલી લીધી વાવરી ચોરાઈ વસ્તુ વહોરી, ચોર ધાડ પ્રત્યે સ કેત કીધો, તેહને સ બલ દીધુ, તેહની વસ્તુ લીધી વિરૂદ્ધ રાજ્યાતિક્રમ કીધો, નવા પુરાણા, સરસ વિરસ, સજીવ, નિર્જીવ વસ્તુના ભેળસભેળ કીધા કૂડે કાટલે, તોલે, માને, માપે વહોર્યા દાણચોરી કીધી કુણહીને લેખે વરાસ્યો સાટે લાચ લીધી કૂડો કરહો કાઢયો વિશ્વાસઘાત કીધો પર વચના કીધી પાસગ કૂડા કીધા ડાડી ચડાવી લહકે ત્રહકે કૂડા કાટલા માન માપા કીધા માતા, પિતા, પુત્ર, મિત્ર, કલત્ર વચી કુણહીને દીધુ જૂદી ગાઠ કીધી થાપણ

ઓળવી. કુણહીને લેખે પલેખે ભૂલવ્યું. પડી વસ્તુ ઓળવી લીધી. ત્રીજે સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત વિષયિઓ ૩

ચોથે સ્વદારા સંતોષ પરસ્ત્રી ગમન વિરમણ વ્રતે પાંચ અતિચાર. **અપરિગ્ગહિયા ઇત્તર૦** અપરિગૃહીતા ગમન, ઇત્વરપરિગૃહીતા ગમન કીધું. વિધવા, વેશ્યા, પરસ્ત્રી; કુલાંગના સ્વદારા શોક તણે વિષે દૃષ્ટિ વિપર્યાસ કીધો. સરાગ વચન બોલ્યાં આઠમ, ચઉદશ, અનેરી પર્વતિથિના નિયમ લઈ ભાંગ્યા. ઘરઘરેણાં કીધાં, કરાવ્યાં. વરવહુ વખાણ્યાં. કુવિકલ્પ ચિંતવ્યો. અનંગક્રીડા કીધી. સ્ત્રીનાં અંગોપાંગ નિરખ્યાં. પરાયા વિવાહ જોડ્યા. ઢીંગલા ઢીંગલી પરણાવ્યાં. કામભોગતણે વિષે તીવ્ર અભિલાષ કીધો. અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર, સુહણે સ્વપ્નાંતરે હુઆ કુસ્વપ્ન લાધ્યાં, નટ, વિટ, સ્ત્રીશું હાંસું કીધું. ચોથે સ્વદારા સંતોષ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ૦ ૪

પાંચમે સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રતે પાંચ અતિચાર. **ધણ ધન્ન ખિત્ત વત્થુ૦** ધન-ધાન્ય, ક્ષેત્ર-વાસ્તુ રૂપ્ય, સુવર્ણ કુપ્ય, દ્વિપદ, ચતુષ્પદ એ નવવિધ પરિગ્રહતણા નિયમ ઉપરાંત વૃદ્ધિ દેખી મૂર્ચ્છા લગે સંક્ષેપ ન કીધો. માતા, પિતા, પુત્ર સ્ત્રી તણે લેખે કીધો. પરિગ્રહ પરિમાણ લીધું નહીં. લેઈને પઢિયું નહિં. પઢવું વિસાર્યું અલીધું મેલ્યું. નિયમ વિસાર્યા. પાંચમે પરિગ્રહ પરિમાણ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ સૂક્ષ્મ બાદર૦ ૫

છઠે દિગ્‌વિરમણ વ્રતે પાંચ અતિચાર. **ગમણસ્સ ય પરિમાણે૦** ઊર્ધ્વદિશિ, અધોદિશિ, તિર્યગ્‌દિશિએ જાવા આવવા તણા નિયમ લેઈ ભાંગ્યા. અનાભોગે વિસ્મૃતિ લગે

અધિક ભૂમિ ગયા પાઠવણી આઘી પાછી મોકલી વહાણુ વ્યવસાય કીધો વર્ષાકાળે ગામતરૂ કીધુ, ભુમિકા એક ગમા સંક્ષેપી, બીજી ગમા વધારી છટ્ઠે દિગ્‌વિરમણ વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસમાહિ સૂક્ષ્મ બાદર૦ ૬

સાતમે ભોગોપભોગ વિરમણ વ્રતે ભોજન આશ્રયી પાચ અતિચાર અને કર્મ હુતી પંદર અતિચાર, એવ વીશ અતિચાર, સચિત્તે પડિબદ્ધે૦ સચિત્ત નિયમ લીધે અધિક સચિત્ત લીધુ અપકવાહાર, દુપકવાહાર, તુચ્છૌષધિતણુ ભક્ષણ કીધુ, ઓળા, ઉબી, પોક, પાપડી ખાધા

સચ્ચિત દવ્વ વિગઈ, વાણહ-તંબોલ-વત્થ-કુસુમેસુ, વાહણ સયણ વિલેવણ,-બંભ-દિસિ-ન્હાણ-ભત્તેસ ૧ એ ચૌદ નિયમ દિનગત રાત્રિગત લીધા નહી, લઈને ભાગ્યા બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય માહિ આદુ, મૂળા, ગાજર, પિંડ, પિંડાળુ, કચૂરો, સૂરણ, કુણી આબલી ગળો વાઘરડા ખાધા, વાશી કઠોળ, પોળી રોટલી, ત્રણ દિવસનુ ઓદન લીધુ, મધુ, મહુડા માખણ, માટી, વેંગણ, પીલુ, પીચુ, પંપોટા વિષ, હિમ, કરહા, ઘોલવડા અજાણ્યા ફળ, ટીંબરૂ, ગુંદા, મહોર, બોળ અથાણું, આમ્બલબોર, કાચુ મીઠુ, તિલ, ખસખસ કોઠિંબડા ખાધા, રાત્રિભોજન કીધા લગભગ વેળાએ વાળુ કીધુ દિવસ વિણ ઉગે શીરાવ્યા, તથા કર્મત પન્નર કર્માદાન, ઇંગાલકમ્મે, વણકમ્મે, સાડિકમ્મે, ભાડિકમ્મે, ફોડિકમ્મે એ પાંચ કર્મ, દંતવાણિજ્ય લક્ખ વાણિજ્ય, રસવાણિજ્ય, કેસવાણિજ્ય, વિસવાણિજ્ય એ પાચ વાણિજ્ય, જંતપિલ્લણકમ્મે, નિલ્લંછણકમ્મે, દવગ્ગિ દાવણયા, સરદહ તલાય સોસણયા અસઇપોસણયા, એ પાચ

સામાન્ય એવં પન્નર કર્માદાન બહુ સાવદ્ય, મહારંભ, રાંગણ, લીહાલા કરાવ્યા, ઇંટ નિભાડા પચાવ્યા, ધાણી, ચણા, પકવાન્ન કરી વેચ્યા, વાશી માખણ તવાવ્યાં તિલ વહોર્યાં ફાગણ માસ ઉપરાંત રાખ્યાં, દલીદો કીધો. અંગીઠા કરાવ્યા. શ્વાન, બિલાડા, સુડા, સાલહિ પોષ્યા. અનેરાં જે કાંઈ બહુ સાવદ્ય ખરકર્માદિક સમાચર્યાં. વાશી ગાર રાખી. લીંપણે, ગૂંપણે મહારંભ કીધો, અણશોધ્યા ચૂલા સંધુકયા, ઘી, તેલ ગોળ, છાશ તણાં ભાજન ઉઘાડાં મૂકયાં, તે માંહિ માખી, કુંતી, ઉંદર, ગિરોળી પડી, કીડી ચડી, તેની જયણા ન કીધી. સાતમે ભોગોપભોગ વિરમણ વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માંહિ૦

આઠમે અનર્થદંડ વિરમણ વ્રતે પાંચ અતિચાર. કંદ-પ્પે કુક્કુઈએ૦ કંદર્પ લગે વિટચેષ્ટા, હાસ્ય ખેલ, કુતૂહલ કીધાં. પુરૂષ સ્ત્રીના હાવભાવ, રૂપ શૃંગાર વિષયરસ વખાણ્યા. રાજકથા, ભક્તકથા, દેશકથા સ્ત્રીકથા કીધી. પરાઈ તાંત કીધી તથા પિશુનપણું કીધું, આર્ત્તરૌદ્ર ધ્યાન ધ્યાયાં, ખાંડા, કટાર, કોશ, કુહાડા, રથ, ઉખલ, મુશલ, અગ્નિ, ઘંટી, નિસાહે, દાતરડાં પ્રમુખ અધિકરણ મેલી દાક્ષિણ્ય-લગે માગ્યાં આપ્યાં, પાપોપદેશ દીધો, અષ્ટમી ચતુર્દશીએ ખાંડવા દળવાતણા નિયમ ભાંગ્યા. મૂખરપણા લગે અસં-બદ્ધ વાકય બોલ્યાં, પ્રમાદાચરણ સેવ્યાં અંઘોળે, નાહણે, દાતણે, પગ ધોઅણે, ખેલ, પાણી તેલ છાંટયાં, ઝીલણે, ઝીલ્યા. જુગટે રમ્યા, હિંચોળે હિંચ્યા, નાટક પ્રેક્ષણક જોયાં, કણ કુવસ્તુ ઢોર લેવરાવ્યાં, કર્કશ વચન બોલ્યા. આક્રોશ કીધા. અબોલા લીધા. કરકડા મોડયા, મચ્છર ધર્યો, સંભેડા

લગાડયા, શ્રાપ દીધા ભેંસા સાંઢ, હુંડુ, કૂકડા, શ્વાનાદિક ઝુઝાડયા, ઝુઝતા જોયા, ખાદિ લગે અદેખાઈ ચિંતવી માટી, મીઠું, કણ, કપાસીયા કાજ વિણ ચાપ્યા, તે ઉપર બેઠા આલી વનસ્પતિ ખુંદી સુઈ શસ્ત્રાદિક નિપજાવ્યા, ઘણી નિદ્રા કીધી રાગ દ્વેષ લગે એકને ઋદ્ધિ પરિવાર વાંછી, એકને મૃત્યુ હાનિ વાંછી. આઠમે અનર્થ દંડ વિરમણ વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માહિં૦ ૮

નવમે સામાયિક વ્રતે પાંચ અતિચાર. તિવિહે દુપ્પણિહાણેં૦ સામાયિક લીધે મને આહટ્ટ દોહટ્ટ ચિંતવ્યું સાવદ્ય વચન બોલ્યા શરીર અણપડિલેહ્યું હલાવ્યું છતી વેળાએ સામાયિક ન લીધું સામાયિક લઈ ઉઘાડે મુખે બોલ્યા ઉંઘ આવી, વાત વિકથા ઘરતણી ચિંતા કીધી વીજ દીવાતણી ઉજ્જેહિ હુઇ, કણ, કપાસીયા, માટી, મીઠું, ખડી, ધાવડી, અરણેટો પાષાણ પ્રમુખ ચાંપ્યા પાણી નિલ ફૂલ, સેવાલ હરિકાય, બીયકાય ઈત્યાદિક આભડયા સ્ત્રી તિર્યંચતણા નિરંતર પરંપર સંઘટ્ટ હુઆ મુહપત્તિઓ સંઘટ્ટી સામાયિક અણપૂગ્યુ પાર્યું પારવું વિસાર્યું નવમે સામાયિક વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ૦ ૯

દશમે દેશાવગાશિક વ્રતે પાંચ અતિચાર આણવણે પેસવણે૦ આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાઈ, રૂવાણુંવાઈ, બહિયા પુગ્ગલપક્ખેવે નિયમિત ભૂમિકામાહિ બાહેરથી કાંઈ અણાવ્યુ આપણ કન્હે થકી બાહેર કાંઈ મોકલ્યું અથવા રૂપ દેખાડી, કાંકરો નાખી, સાદ કરી આપણપણું છતું જણાવ્યુ દશમે દેશાવગાશિક વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માહિં૦ ૧૦

અગ્યારમે પૌષધોપવાસ વ્રતે પાંચ અતિચાર. સંથારૂચ્ચારવિહિ૦ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સજ્ઝાસંથારએ, અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસવણ ભૂમિ પોસહ લીધે સંથાગતણી ભૂમિ ન પુંજી, બાહિરલાં લહુડાં વડાં સ્થંડિલ દિવસે શોધ્યાં નહિં, પડિલેહ્યાં નહીં. માત્રું અણપુંજ્યું હલાવ્યું, અણપુંજી ભૂમિકાએ પરઠવ્યું, પરઠવતાં "અણુજાણહ જસ્સુગ્ગહો" ન કહ્યો. પરઠવ્યા પુંઠે વાર ત્રણ "વોસિરે વોસિરે" ન કહ્યો. પોસહશાળા માંહિ પેસતાં "નિસીહિ" "નિસરતાં આવસ્સહિ વાર ત્રણ ભણી નહીં." પુઢવી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ, ત્રસકાય તણા સંઘટ્ટ પરિતાપ, ઉપદ્રવ હુઆ. સંથારા પોરિસિતણો વિધિ ભણવો વિસાર્યો. પોરિસિ માંહે ઊંઘ્યા. અવિધે સંથારો પાથર્યો. પારણાદિકતણી ચિંતા કીધી. કાળવેળાએ દેવ ન વાંદ્યા, પડિક્કમણું ન કીધું. પોસહ અસુરો લીધો, સવેરો પાર્યો, પર્વતિથિએ પોસહ લીધો નહીં અગ્યારમે પૌષધોપવાસ વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માંહિ૦ ૧૧

બારમે અતિથિ સંવિભાગ વ્રતે પાંચ અતિચાર. સચિત્તે નિક્ખિવણે૦ સચિત્ત વસ્તુ હેઠ ઉપર છતાં મહાત્મા મહાસતી પ્રત્યે અસૂઝતું દાન દીધું. દેવાની બુદ્ધિએ અસૂઝતુ ફેડી સૂઝતું કીધું. પરાયું ફેડી આપણું કીધું. અણદેવાની બુદ્ધિએ સૂઝતું ફેડી અસૂઝતું કીધું; આપણું ફેડી પરાયું કીધું. વહોરવા વેળા ટળી રહ્યા, અસુર કરી મહાત્મા તેડયા. મત્સર ધરી દાન દીધું. ગુણવંત આવે ભક્તિ ન સાચવી, છતી શક્તિએ સ્વામિવાત્સલ્ય ન કીધું. અનેરાં

ધર્મક્ષેત્ર સીદાતા છતી શક્તિએ ઉદ્ધર્યા નહી દીન ક્ષીણ પ્રત્યે અનુકંપા દાન ન દીધુ બારમે અતિથિ સંવિભાગ વ્રત વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માહિ૦ ૧૨

સંલેષણા તણા પાંચ અતિચાર ઇહલોએ પરલોએ૦ ઈહલોગાસંસપ્પઓગે, પરલોગાસંસપ્પઓગે, જીવિયાસંસપ્પઓગે, મરણાસંસપ્પઓગે, કામભોગાસંસપ્પઓગે, ઇહલોકે ધર્મના પ્રભાવ લગે રાજઋદ્ધિ, સુખ, સૌભાગ્ય, પરિવાર વાંછ્યા પરલોકે દેવ દેવેંદ્ર, વિદ્યાધર, ચક્રવર્ત્તિ તણી પદવી વાંછી સુખ આવે જીવિતવ્ય વાંછ્યું. દુઃખ આવે મરણ વાંછ્યુ કામભોગતણી વાંછા કીધી સંલેષણા વ્રત વિષયિઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ૦ ૧૩

તપાચાર બાર ભેદ—છ બાહ્ય, છ અભ્યંતર અણસણ મુણોઅરિયા૦ અણસણ ભણી ઉપવાસ વિશેષ પર્વતિથિએ છતી શક્તિએ કીધો નહી ઊણોદરી વ્રત તે કોલિયા પાંચ સાત ઊણા રહ્યા નહી વૃત્તિ સંક્ષેપ તે દ્રવ્યભણી સર્વ વસ્તુનો સંક્ષેપ કીધો નહી રસત્યાગ તે વિગય ત્યાગ ન કીધો કાયક્લેશ લોચાદિક કષ્ટ સહન કર્યો નહિ સંલીનતા અંગોપાંગ સંકોચી રાખ્યા નહિ પાટલો ડગ ડગતો ફેડયો નહી ગંઠસી પોરિસી, સાઢપોરિસિ, પુરિમઠ્ઠ, એકાસણ, બેઆસણ નીવી આંબિલ પ્રમુખ પચ્ચક્ખાણ પારવું વિસાર્યું બેસતા નવકાર ન ભણ્યો ઉઠતા પચ્ચક્ખાણ કરવું વિસાર્યું ગંઠસીઉં ભાંગ્યું નીવી આંબિલ, ઉપવાસાદિક તપ કરી કાચું પાણી પીધુ, વમન હુઓ, બાહ્ય તપ વિષઇઓ અનેરો જે કોઈ૦ ૧૪

અભ્યંતર તપ પાયચ્છિત્તં વિણઓ૦ મનશુધ્ધે ગુરૂ-દન્હે આલોયણ લીધી નહી ગુરૂદત્ત પાયશ્ચિત્ત તપ લેખાશુધ્ધે

પહોંચાડયો નહીં, દેવ, ગુરુ, સંઘ, સાહમ્મી પ્રત્યે વિનય સાચવ્યો નહીં બાળ, વૃદ્ધ. ગ્લાન; તપસ્વી પ્રમુખનું વેયાવચ્ચ ન કીધું. વાંચના પૃચ્છના, પરાવર્ત્તના અનુપેક્ષા, ધર્મકથા લક્ષણ પંચવિધ સ્વાધ્યાય ન કીધો. ધર્મધ્યાન; શુકલધ્યાન ન ધ્યાયાં; આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન ધ્યાયાં. કર્મક્ષય નિમિત્તે લોગસ્સ દશ વીશનો કાઉસ્સગ્ગ ન કીધો. અભ્યંતર તપ વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ દિવસ માંહિ૦ ૧૫

વીર્યાચારના ત્રણ અતિચાર. અણિગુહિઅ બલવિરિઓ, પઢવે, ગુણવે. વિનય; વેયાવચ્ચ. દેવપૂજા, સામાયિક, પોસહ દાન, શીલ, તપ. ભાવનાદિક ધર્મકૃત્યને વિષે મન, વચન, કાયાતણું છતું બળ વીર્ય ગોપવ્યું. રૂડાં પંચાંગ ખમાસમણ ન દીધાં વાંદણાં તણા આવર્ત્ત વિધિ સાચવ્યા નહીં. અન્ય ચિત્ત નિરાદરપણે બેઠા, ઉતાવળું દેવવંદન, પડિક્કમણું કીધું, વીર્યાચાર વિષયિઓ અનેરો જે કોઇ અતિચાર પક્ષ૦ ૧૬

નાણાઇ અટ્ઠ પઇવય, સમ્મ સંલેહણ પણ પન્નર કમ્મેસુ. બારસ તપ વિરિઅતિગં ચઉવ્વીસંશય અઇયારા. પડિસિદ્ધાણં કરણે૦ પ્રતિષેધ—અભક્ષ્ય અનંતકાય બહુબીજ ભક્ષણ, મહારંભ પરિગ્રહાદિક કીધાં. જીવાજીવાદિક સૂક્ષ્મ વિચાર સદ્દહ્યા નહીં. આપણી કુમતિ લગે ઉત્સૂત્ર પ્રરૂપણા કીધી. તથા પ્રાણાતિપાત; મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ અરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, મિથ્યાત્વશલ્ય—એ અઢાર પાપસ્થાનક કીધાં, કરાવ્યાં, અનુમોદ્યાં હોય. દિનકૃત્ય-પ્રતિક્રમણ વિનય વેયાવચ્ચ ન કીધાં. અનેરું જે કાંઈ વીત-

